# ઈસ્લામની કૌટુંબિક
## તથા
# સામાજિક વ્યવસ્થા

કૌમોની પ્રગતિમાં સમાજનું મહત્વ, યુરોપની કૌટુંબિક વ્યવસ્થા, માં-બાપ, બાળકો, પતિ-પત્ની, પાડોશી, અનાથો, વિકલાંગો, વિધવા, બીમાર વગેરેના હક્કો, સ્ત્રીઓનું માન-સન્માન, ઇસ્લામી નિકાહની વિશેષતાઓ, દહેજ, નારી સ્વતંત્રતાની હકીકત અને વર્તમાન સ્ત્રીની દશા તથા દિશા, પરદા વિશે મહત્વપૂર્ણ બાબતો, સમાન નાગરિક ધારાની હકીકત, પુરૂષોનું વડપણ, સ્ત્રીઓનો વારસો, છોકરીઓનું પાલન-પોષણ, ત્રણ તલાક બાબતે ઇસ્લામી દૃષ્ટિકોણ, બહુ પત્નિત્વ તથા જાતિ પરિવર્તન વિશે વિસ્તૃત વર્ણન કરવામાં આવેલ છે.

સંપાદક :

**(મવ.) ઈકબાલ મુહમ્મદ ટંકારવી (સા.)**

દારૂલ ઉલૂમ ઈસ્લામિય્યહ અરબિય્યહ માટલીવાલા
ઈદગાહ રોડ, ભરૂચ-૩૯૨ ૦૦૧



કિતાબનું નામ : **ઈસ્લામની કૌટુંબિક તથા સામાજિક વ્યવસ્થા**

સંપાદક : **(મવ.) ઈકબાલ મુહમ્મદ ટંકારવી (સા.)**
(મુહતમિમ : દારૂલ ઉલૂમ માટલીવાલા-ભરૂચ)

પ્રકાશન વર્ષ : ઈ.સ. ૨૦૧૭, હિ.સ. ૧૪૩૮

પ્રત : ૧૦૦૦

મૂલ્ય : ૨૦૦



❊ કિતાબ મેળવવાનું સ્થળ ❊

**દારૂલ ઉલૂમ ઈસ્લામિય્યહ અરબિય્યહ માટલીવાલા**

ઈદગાહ રોડ, ડી.એસ.પી. ઓફિસ સામે,

ભરૂચ–૩૯૨ ૦૦૧ (ગુજરાત–ઈન્ડીયા)

ફોન : ૦૨૬૪૨–૨૨૩૫૦૫

# અનુક્રમણિકા



# સંપાદકીય

الحمد لله رب العالمين، والصلاة والسلام على سيد الانبياء والمرسلين، وعلى آله وصحبه اجمعين.

સુપ્રિમ કોર્ટમાં શાયરાબાનુ કેસ પછી વર્તમાન સમયમાં મુસ્લિમ અંગત કાયદા પર સમગ્ર દેશમાં એક વિશાળ ચર્ચા ઉભી થઈ છે. સાયરાબાનુએ તલાક-એ-બિદઅત (એક સાથે ત્રણ તલાક), બહુપત્નીત્વ અને નિકાહ હલાલા (જેમાં પત્નીએ પોતાના પ્રથમ પતિ સાથે ફરીથી લગ્ન કરવા માટે પહેલા અન્ય વ્યક્તિ સાથે એક મધ્યવર્તી લગ્ન કરવા પડે છે)ને એક રિટ પિટિશન દ્વારા ગેરબંધારણીય જાહેર કરવાનો પડકાર ફેંક્યો છે.

કેન્દ્ર સરકાર અને ઓલ ઈન્ડિયા મુસ્લિમ પર્સનલ લૉ બોર્ડ -**AIMPLB** દ્વારા એકબીજાથી વિરોધાભાસી સ્ટેન્ડ સાથે કોર્ટ સમક્ષ કાઉન્ટર એફિડેવિટ દાખલ કરવામાં આવી છે. મોદી સરકાર આ વ્યવહાર સમાપ્તિ માટે કહે છે જ્યારે મુસ્લિમ પર્સનલ લૉ બોર્ડ મુસ્લિમ અંગત કાયદામાં કોઈ પણ દખલગીરીનો વિરોધ કરે છે.

ત્રણ તલાક, બહુપત્નીત્વ અને હલાલા અંગેના લૉ કમિશનના ૧૬ પ્રશ્નોથી સરકારના બદઈરાદાઓ છતા થાય છે. બંધારણની કલમ-૪૪ પ્રમાણે તમામ શહેરીઓ માટે એક કાયદાની વાત કરવામાં આવે છે. જેના કારણે રાષ્ટ્રીય ઐક્ય સર્જાશે તેવી દલીલ કરાય છે. હકીકતમાં ભારતમાં

સંખ્યાબંધ ધર્મો, સંપ્રદાયો, રિવાજ, પરંપરાઓ છે અને ભારતની ઓળખ જ વૈવિધ્યતામાં એકતા છે.

પ્રજામાં ભાગલા પાડીને પોતાના રાજકીય એજન્ડા પ્રમાણે આગળ વધવા માંગતા લોકોએ આ પર્સનલ કાયદાઓને હડફેટે લીધા છે. આર્ટિકલ ૪૪માં સમાન કાયદા માટે કોશિશ કરવાની વાત છે, નહીં કે જબરદસ્તીથી કોઈ કાયદો લાવવાની વાત છે. કાયદો લાવવાની જવાબદારી સરકારની છે, નહીં કે લૉ કમીશનની. અહીં તો લૉ કમીશન સરકાર બની રહ્યું છે. જો કે સમગ્ર દેશમાં એક ચળવળ ચલાવી મુસ્લિમ પર્સનલ લૉ બોર્ડે **5,72,56,596** સહીઓવાળા ફોર્મો લૉ કમીશનના ચેરમેન શ્રી બલબીરસીંગ ચૌહાણને સુપ્રત કર્યા. જેમાં **2,73,56,934** મુસ્લિમ સ્ત્રીઓ અને **2,99,09,662** સહીઓ મુસ્લિમ પુરૂષોની છે. શ્રી બલબીરસીંગે આશ્વાસન આપ્યું કે, અમે મુસ્લિમ સમાજની બહુમતિના વિરૂદ્ધ કોઈ કાયદો ઘડવાનો સરકારને મશ્વેરો આપવાના નથી.

ભારતના ૭૦ ટકા લોકો ગરીબીની રેખા હેઠળ જીવે છે, ત્યારે આવા પ્રશ્નો પ્રજા સાથે છેતરપીંડી સમાન છે. સમાનતાના નામે પર્સનલ લૉમાં તબ્દીલી થઈ ન શકે. હકીકતમાં મુસ્લિમોમાં તલાકની ખૂબ જ ઓછી ટકાવારી છે. મુસ્લિમોમાં ૦.૫ ટકા જેટલી તલાકની સરેરાશ છે, જ્યારે બીજા સમાજમાં ૩ ટકાની એવરેજ છે.

મુસલમાનોનો અકીદો એ છે કે, ખુદા તઆલા આપણો માલિક, ખાલિક છે. આપણા માટે કુર્આન સૌથી પહેલાં છે, પછી અહાદીસ અને ત્રીજા નંબરે ઈજમાએ ઉમ્મત તથા ચોથા નંબરે કિયાસ (અનુમાન) છે. આપણે દીન, જાન, અક્કલ (બુધ્ધિ), નસલ અને માલની હિફાજતના આધારે ફેંસલાઓ કરવા પડશે. ઈસ્લામિક કાયદાઓ તો દુનિયા માટે અહેસાનરૂપ છે. દુનિયાના કાયદાઓ લાવતા પહેલાં કાનૂનની વ્યાખ્યા, તેનું વેલ્યુઝ, તેનો દરજ્જો વગેરે મુદ્દા ધ્યાનમાં લેવા પડશે.

કૌમો માટે એમના જીવન મુલ્યો, જીવન આદર્શો અને તેના સિદ્ધાંતો

તથા તેનું કાયદાકીય માળખું પ્રાણ પ્યારૂ હોય છે, ધાર્મિક દષ્ટિકોણ, સંસ્કારો, પરંપરાઓ અને રીતરિવાજો, કોઈ પણ કૌમની સંસ્કૃતિના સ્ત્રોત અને બુનિયાદી પાયાઓ છે. પરંતુ આ સહુમાં પર્સનલ લો કરોડરજ્જુનું સ્થાન ધરાવે છે. બીજા શબ્દોમાં કહી શકીએ કે કોઈ પણ ધર્મ અને સંસ્કૃતિની રૂહ એના પર્સનલ લોમાં છુપાયેલી હોય છે. સામાજિક કાયદાઓમાં જ જે તે કૌમના ખૂબીઓ, દષ્ટિબિંદુ, વિચારસરણી, ઓળખ અને શ્રદ્ધાના ચિન્હો તેમજ ઝલક જોઈ શકાય છે. બીજી કૌમોને મન સામાજિક કાયદાનું મહત્વ હોય કે ન હોય, મુસલમાનોને મન તો એનો દરજ્જો સર્વ સામાન્ય છે. એમનો પર્સનલ લો એમના ઈમાન અને શ્રદ્ધાનો અતૂટ હિસ્સો છે. મુસલમાનોને કુર્આન અને સુન્નત ઉપર ઈમાનનો આદેશ છે. અને આ કાયદાઓ એ બન્નેવમાં સ્પષ્ટરૂપે મવજુદ છે. આ કાયદા ઈસ્લામી શરીઅતનું મહત્વનું અંગ છે. એના ઉપર ચાલવાથી મુસલમાન મુસલમાન બને છે. આ કાયદાઓ અગર બદલાય જાય તો ઉમ્મતનું માનસ અને તેની રીતભાત બદલાય જાય. એનું સામાજિક માળખું નષ્ટ થઈ જાય. કૌટુંબિક વ્યવસ્થા અસ્તવ્યસ્ત થઈ જાય. જે લોકો શોસ્યાલીસ્ટ અથવા સેકયુલર વિચારસરણી લાવી ધર્મનો ખાત્મો બોલાવવા ચાહે છે. અથવા બહુમતી વર્ગના તે તત્વો જે હિન્દુ વિચારસરણી પુરા દેશમાં લાદવા ચાહે છે, એમની રાહમાં આ કાયદાઓ જ મોટામાં મોટી રૂકાવટ છે.

કોઈ શરીર અગર રૂહ વિના અને ઝાડ જડ વિના રહી શકતું ન હોય તો કોઈ મિલ્લત અને કૌમ પોતાના સામાજિક માળખા તથા કૌટુંબિક વ્યવસ્થા વગર કેવી રીતે જીવંત રહી શકે છે. બીજી કોઈ કૌમ માટે એનું મહત્વ હોય કે ન હોય, મુસલમાનો માટે તો છે જ. એટલા માટે કે મુસલમાનનું અસ્તિત્વ જ ઈમાન અને ઈસ્લામ કિંવા માનવા અને અનુકરણ કરવા તથા અલ્લાહ તઆલા અને એના રસૂલ (સલ.)ની ફરમાબરદારીમાં છે. આ ઈસ્લામ તથા ઈમાન માત્ર મોઢેથી જ નહીં, બલકે કર્તવ્યથી પણ એના પુરા જીવનમાં જીવંત અને લાગુ હોવા જોઈએ.

પર્સનલ લો ઉપર એક તરફ ઈમાન અને અકીદાની બુનિયાદ છે તો

બીજી બાજુ ઉમ્મતે મુસ્લિમાનું અસ્તિત્વ એના ઉપર જ અવલંબિત છે. આ તે બે ધારી તલવાર છે જેને અગર કોઈ કૌમના વિરૂદ્ધ વાપરવામાં આવે તો એના આંતરિક અસ્તિત્વની સાથો સાથ એની બાહય હસ્તી તથા દેખાવને પણ નેસ્તોનાબુદ કરી દે છે. સામાજિક માળખાનો સંપૂર્ણ પાયો આ પર્સનલ લો જ હોય છે. વ્યકિતની કેળવણી અને ઘડતર, તેનો ઉછેર, કુટુંબના સભ્યો સાથેના એના સંબંધોનું રૂપ, ઘરનો આંતરિક પ્રોટોકોલ અને કુટુંબનું માળખું, મતલબ કે એક નાનકડી દુનિયાનો પાયો આ કાયદાઓ ઉપર જ હોય છે. જે આગળ જતાં એક મહોલ્લો, એક શહેર, એક કૌમ અને એક દેશ બને છે.

જે લોકો એવું સમજી રહયા છે કે સામાજિક કાયદાઓમાં નજીવા ફેરફાર અને સુધારા વધારાથી શું કિયામત આવી જવાની છે ? અને કયું આભ તુટી પડવાનું છે જે પુરી કૌમને નષ્ટ કરી દેશે અને ઉમ્મતે મુસ્લિમહનું અસ્તિત્વ જોખમાઈ જશે ? તેઓ મોટી ગેરસમજ અને મિલ્લત ફરોશીના શિકાર છે. અકકલ અને હોશિયારીના નામે પુરી કૌમનો સોદો કરી રહયા છે. તે લોકો એવું વિચારે છે કે ભલા આટલી મોટી પંદર-વીસ કરોડની વસતી ધરાવતી કૌમ કેવી રીતે થોડાક કાયદાઓને લઈ પોતાનું અસ્તિત્વ ખોઈ નાખશે ! જેઓની વિચાર શૈલી આ છે તેઓ યા તો સંસ્કૃતિ અને કૌમી સામુહિક માળખાની ઘણી જ મર્યાદિત અને અધુરી વ્યાખ્યા રાખે છે. તેઓની નજર કૌમના આંતરિક અસ્તિત્વ સુધી નથી પહોંચી અથવા તો એમનો અંતરાત્મા મરી પરવાર્યો છે. એટલે તેઓ પર્સનલ લોનું મહત્વ જાણવા છતાં તેમાં ફેરફાર તથા સુધારા વધારાને સાંખી રહયા છે.

અમને કોઈ સંસ્કૃતિથી દુશ્મનાવટ નથી, પરંતુ અમને બીજાઓ પર દયા જરૂર આવે છે. માનવીય એકતા અને બંધુત્વના નાતે અમે તેઓ ઉપર રહમ ખાઈએ છીએ, જેઓ પશ્ચિમની અસરથી અથવા વૈચારિક અસ્પષ્ટતાના કારણે એમની સંસ્કૃતિ અને ધર્મ બાબતે અવઢવના શિકાર છે અને તેઓ પોતાને જબરદસ્તી તેની સાથે જોડીને અને તેને ગળે વળગાડીને

ફરી રહયા છે. અમને મુસલમાનોને તો પોતાની સંસ્કૃતિ, પોતાના જીવન આદર્શ, પોતાનું કૌટુંબિક માળખું, પોતાનો પર્સનલ લો અને અને પોતાના સામાજિક ધારા ઉપર ગર્વ છે, અમે તેને સાંસ્કૃતિક વારસા રૂપે જ નહી, ઐતિહાસિક ભેટ રૂપે જ નહી, બલકે ધાર્મિક ભાવનાઓ અને શ્રદ્ધાઓ તથા બુધ્ધિ અને હોશિયારીની સાથે પોતાની છાતીથી લગાવી રહયા છીએ, અમે તેને માત્ર પોતાના માટે જ સફળતા અને ઉચ્ચતાનું કારણ નથી સમજતા, બલકે પુરા વિશ્વની ભલાઈ, ખૈરો બરકત અને પુરી મનુષ્ય જાતિનો છૂટકારો એમાં જ સમજીએ છીએ. અમે પોતાના સામાજિક માળખા અને પર્સનલ લોને બીજા કોઈ ઉપર જબરદસ્તી અને બળજબરી-પૂર્વક લાદવા નથી માંગતા, અને ન તો અમને ઈસ્લામ એની રજા આપે છે, પરંતુ એ સાથે જ અમે બીજી કૌમના રિવાજો અને કાનૂનને પોતાના માથે પણ લેવા નથી માંગતા અને ન તો અમારો ધર્મ તથા ઈમાન પણ એની લેશ માત્ર રજા આપે છે.

નિકાહ, તલાક, ખુલઅ અને વારસા જેવી બાબતો એવી નથી કે તેના સંદર્ભમાં ગમે તે પદ્ધતિ અપનાવવા અને પોતાની ઈચ્છા અનુસાર કાનૂન-ઘડતર કરવાની ઈસ્લામ છૂટ આપતો હોય, બલ્કે તેમાંથી દરેક મામલામાં કુર્આને કરીમના સ્પષ્ટ આદેશો મોજૂદ છે અને આ આદેશોનું વર્ણન કર્યા પછી તેમનું પાલન કરવાની કડક તાકીદ કરવામાં આવી છે. તેના ઉલ્લંઘન પર ભારે ચેતવણીઓ આપવામાં આવી છે; જેમ કે નિકાહના આદેશો વર્ણવ્યા પછી કુર્આને કરીમમાં ફરમાવવામાં આવ્યું છે : ‘‘આ અલ્લાહનો કાનૂન છે, જેનું પાલન તમારા પર અનિવાર્ય છે.’’ *(સૂરઃ નિસા, ૨૪)*

તલાક અને ખુલઅના આદેશો વર્ણવ્યા પછી ફરમાવવામાં આવ્યું કે, ‘‘આ અલ્લાહપાકની હદો છે, તેનું ઉલ્લંઘન ન કરો અને જે લોકો અલ્લાહ તઆલાની હદોને ઓળંગે, તેઓ જ અત્યાચારી છે.’’ *(સૂરઃ બકરહ, ૨૨૯)*

વારસાનો કાનૂન વર્ણવતાં ફરમાવ્યું : ‘‘આ અલ્લાહ તઆલા તરફથી સોંપવામાં આવેલ કર્તવ્ય છે.’’ *(સૂરઃ નિસા, ૧૧)*

અને, વારસાની વ્યવસ્થાનું વર્ણન જે આયત પર સમાપ્ત થાય છે તે છે : "અને જે અલ્લાહપાક અને તેના રસૂલની અવજ્ઞા કરશે અને તેની હદોનું ઉલ્લંઘન કરશે, તેને અલ્લાહપાક આગમાં દાખલ કરશે, જેમાં તે હંમેશા રહેશે અને તેના માટે અપમાનજનક યાતના છે." *(સૂરઃ નિસા, ૧૪)*

મતલબ કે ઈસ્લામે એક આદર્શ સામાજીક વ્યવસ્થા વિશ્વ સમક્ષ રજુ કરી છે. પરંતુ આપણા મુસ્લિમ વિદ્યાર્થીઓ અને શિક્ષકો પણ આ સામાજિક વ્યવસ્થાથી માહિતગાર ન હોવાને લઈ અસંમજસમાં રહે છે. આક્ષેપોના જવાબો આપી શકતા નથી, બલ્કે વારંવાર વાંચવા-સાંભળવાને લઈ તે પણ આ બાબતે થતા આક્ષેપોને સાચા માની લે છે. તથા સામાન્ય મુસ્લિમો પણ સામાજિક પ્રશ્નોને સારી રીતે સમજતા નથી અને ઈસ્લામ વિરૂદ્ધ સામાજિક દ્દષ્ટિકોણ અપનાવી પોતાને અલ્લાહપાકના ગુનેહગાર ઠરાવી રહ્યા છે.

આ પ્રમાણે ધાર્મિક, રાજકીય, સામાજીક, આર્થિક, ઐતિહાસિક, વૈજ્ઞાનિક અને કાયદા કાનૂન બાબતે પણ અભ્યાસક્રમમાં ઘણી વખતે ઈસ્લામી શિક્ષા (તઅલીમ)ને ખોટી રીતે રજુ કરવામાં આવે છે અથવા વિવિધ ધર્મો અને દ્દષ્ટિકોણો રજુ કરતી વખતે ઈસ્લામી દ્દષ્ટિકોણ રજુ કરવામાં આવતો નથી. જેનાથી મુસ્લિમ વિદ્યાર્થી-શિક્ષકો એમ સમજે છે કે, આ બાબતે ઈસ્લામે માનવસમાજને કોઈ માર્ગદર્શન આપ્યું જ નથી. હાલાંકે આ બાબતે મુસ્લિમ વિદ્વાનોએ આધુનિક સમાજને અનુરૂપ ઈસ્લામી દ્દષ્ટિકોણ રજુ કરતા દળદાર પુસ્તકો લખ્યા હોય છે. પરંતુ આપણા વિદ્યાર્થીઓને તેની માહિતી હોતી નથી. આ બાબતોને ધ્યાનમાં રાખી વિજ્ઞાન, ઈતિહાસ, સમાજશાસ્ત્ર, અર્થતંત્ર, રાજકારણ અને કાયદાશાસ્ત્ર વગેરે મહત્વના વિષયોને લગતા પુસ્તકો આપણા વિદ્યાર્થીઓ સમક્ષ રજુ કરવાની તમન્ના જાહેર કરૂં છું. અલ્લાહપાક આ બધા વિષયો ઉપર સહીહ વાત પેશ કરવાની તૌફીક આપે, આમીન.

આ વિષયો પૈકી સામાજિક વ્યવસ્થા સબંધે આ પુસ્તક આપની સેવામાં રજુ કરી રહ્યો છું. ઈતિહાસના વિષયે **"ભારતના નિર્માણ, વિકાસ, વફાદારી અને બલિદાનોમાં મુસ્લિમોનો મહત્વનો ફાળો"** નામી પુસ્તક તથા અર્થ-

તંત્રના વિષય ઉપર પણ એક પુસ્તક **'ઈસ્લામી મૂડી રોકાણ અને બેંકીંગ વ્યવસ્થા'** લખી ચૂક્યો છું.

**આભાર :**

આ મુબારક અવસરે કિતાબના અતિ મહત્વ અને બોજદાયક કામ પ્રૂફ રીડીંગ માટે હંમેશની જેમ પરિશ્રમ કરનાર અઝીઝમ મવલાના રશીદઅહમદ મનુબરી સાહબનો અંતઃકરણથી આભાર વ્યક્ત કરૂં છું. અને દુઆ ગુઝારૂં છું કે, અલ્લાહપાક એમની દીની-દુન્યવી બધી જ જરૂરતો પૂર્ણ ફરમાવે, આમીન.

સાથે કોમ્પ્યુટર વિભાગના સહાયક ઐયુબભાઈ ભાડભૂતવાળાને પણ ભૂલી શકતો નથી કે, પ્રૂફ અને પુસ્તકના સંપાદનમાં નવો ઉમેરો તથા ક્રમમાં થતા ફેરફારને તેમણે વ્યવસ્થિત રીતે ગોઠવી કિતાબની સુંદરતામાં વધારો કર્યો. અલ્લાહપાક દારૈનમાં એમને બેહતરીન બદલો આપે, આમીન. બિહુરમતિ સય્યિદિલ મુરસલીન સલ્લલ્લાહુ તઆલા અલયહિ વસલ્લમ.





# કૌમોની ઉન્નતિ અને પ્રગતિમાં સમાજનું મહત્વ

સમાજ અને સોસાયટીનું મહત્વ કૌમોના ઈતિહાસમાં ઘણું અગત્યનું છે. કોઈ દેશમાં એવા આદર્શ સમાજનું મૌજુદ હોવું, જેનામાં સારી વસ્તુને સારી અને ખરાબ વસ્તુને ખરાબ સમજવાની લાયકાત બાકી હોય તે ઘણી મોટી નેઅમત અને દૌલત છે. અત્યાચાર અને ઝુલ્મનો સાથ દેવાથી તેનું દિલ તકલીફ મેહસૂસ કરે. અત્યાચારીનો હાથ રોકવો તે ઘણી હિંમતની વાત છે. પરંતુ અત્યાચારીને અત્યાચારી અને ઝાલિમ કહેવો પણ ઘણી મોટી વાત છે.

જ્યારે કોઈ સમાજ બુરાઈને બુરાઈ સમજી તેને દૂર કરવાની કોશિશ કરે છે, તો ચોક્કસ તેને એમાં સફળતા મળે છે.

ઈતિહાસકારની નજર રાજ્ય કારભાર ચલાવનારા લોકો ઉપર નથી હોતી, બલ્કે સમાજના સારા-નરસા હોવા ઉપર હોય છે. એક વ્યક્તિ સમગ્ર સમાજને બગાડી શકતી નથી.

ઈસ્લામી ઈતિહાસના શરૂના યુગમાં મુસ્લિમ સમાજ ઘણો વ્યવસ્થિત હતો. તેનામાં સારા-નરસાનો ભેદભાવ સમજવાની લાયકાત હતી તો બાદશાહોના બદલવાથી સમાજ ઉપર કોઈ અસર ન પડી. કારણ કે સામાજિક માળખુ વ્યવસ્થિત કામ કરી રહ્યું હતું. હજ્જાજ અને મુખ્તાર સકફી જેવા અત્યાચારીઓ આવતા રહ્યા, પરંતુ ઉમ્મતનું સામાજિક માળખુ વેરવિખેર ન થયું. મોટા મોટા મોભાદાર આલિમો, મુહદ્દિષો અને સુફિયાએ કિરામની મેહનતોથી સમાજમાં બગાડનું પ્રમાણ ઓછું રહ્યું.

ભારતમાં પણ મોગલો સિવાય બીજા કોઈ પણ કુટુંબની હુકૂમત સો વર્ષથી વધારે ન રહી. બાદશાહો થોડી થોડી મુદતે બદલાતા રહ્યા, પરંતુ ઈસ્લામી સમાજ મજબૂત બંધનથી જળવાયેલો રહ્યો. સુફિયાએ કિરામ અને આલિમોની મેહનતોના ફળસ્વરૂપે લોકોમાં બુરાઈઓ ઓછા પ્રમાણમાં હતી. અંગ્રેજોની તાકાત અને સામ્રાજ્યવાદ લાંબા ગાળા સુધી બાકી રહેવાનું કારણ પણ તેમના અમૂક નીતિ-નિયમો હતા. તેમણે રૉબર્ટ ક્લાઈવ અને વોરન સ્ટીંગર ઉપર પણ ખોટા કામો કરવાને લઈ મુકદમો ચલાવ્યો. જ્યારે કે બન્નેવનું ભારતમાં બ્રિટીશ સામ્રાજ્ય સ્થાપવામાં મહત્વનું યોગદાન હતું. છતાં એમના ખોટા પગલાઓ ઉપર ઍક્શન લઈ તેમને ઉચ્ચ હોદ્દાઓ ઉપરથી હટાવવામાં આવ્યા. બાદમાં જ્યારે બ્રિટીશ સમાજમાં બગાડ આવવા માંડ્યો તો પછી તેમના સામ્રાજ્યવાદનો પણ અંત આવ્યો.

કોઈ કૌમની ઉન્નતી-પ્રગતિ માટે ફક્ત સાહિત્યિક અને સાંસ્કૃતિક જ્ઞાન-વિજ્ઞાનના પ્રોગ્રામો યોજવા કાફી નથી હોતા. રોમન અમ્પાયર, ઈરાની સલ્તનત વગેરે જ્યારે પડતીનો શિકાર બની ત્યારે તેમાં જ્ઞાન-વિજ્ઞાનના કેન્દ્રો ધમધમી રહ્યા હતા. સ્પેનથી ઈસ્લામી હુકૂમતનો ખાતમો થયો ત્યારે મુસ્લિમોની જ્ઞાન-પ્રગતિ ઘણી સારી હતી. પરંતુ સમાજ જ્યારે બુરાઈઓનો અડ્ડો બની જાય છે, ત્યારે કોઈ સાંસ્કૃતિક સાહિત્યિક પ્રવૃત્તિઓ તેને બચાવી શકતી નથી.

એટલા જ માટે જનાબ નબીએ અકરમ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમે સમાજ સુધારણા તરફ ખાસ ધ્યાન કેન્દ્રિત કર્યું હતું. કુર્આન શરીફ અને હદીષ શરીફમાં આના તરફ વારંવાર ધ્યાન દોરવવામાં આવ્યું છે.

અલ્લાહપાક કુર્આન શરીફમાં ફરમાવે છે : ''જે કૌમો તમારાથી પહેલા પસાર થઈ ચૂકી છે, તેમાં એવા જવાબદાર લોકો કેમ ન થયા, જે પૃથ્વી પર ફેલાયેલી ખરાબીઓને રોકી શકે ? હા, એવા થોડા હતા, જેઓને અમે બચાવી લીધા અને જે અત્યાચારી હતા તેઓ જાહોજલાલીના સાધનોના ચક્કરમાં પડ્યા રહ્યા.'' *(સૂરહ હૂદ : ૧૧૬)*

અલ્લાહ તઆલા ફરમાવે છે કે, તમારાથી પહેલાની કૌમોમાં એવી સૂઝબૂઝ ધરાવનાર કેમ ન રહ્યા, જેમનામાં ગણ્યો-ગાંઠ્યો એહસાસ (લાગણી) હોય. પૃથ્વી પર જે લડાઈ-ઝઘડાઓ (ફસાદ) વ્યાપી રહ્યા હતા, જે તબાહી ફેલાઈ રહી હતી તેનાથી લોકોને રોકતા. થોડાક જે આ કામ માટે ઉભા થયા જેમને અમે બચાવી લીધા. તે સિવાયના લોકો સમયના વહેણની સાથે વહી ગયા અને ભોગ-વિલાસના જે માધ્યમો હતા અને ખરાબ પરિસ્થિતિનો લાભ લઈને વહેતી ગંગામાં હાથ ધોતા રહ્યા. તમે જાણો છો કે, ખરાબ પરિસ્થિતિનો લાભ ઉઠાવવો ખૂબ જ સરળ હોય છે. અન્યનું ઘર બરબાદ કરીને પોતાનું ઘર આબાદ કરવું અને અન્યની લાશો પર પસાર થઈને પોતાનું લક્ષ્ય પ્રાપ્ત કરવું સહેલું હોય છે.

આપ (સલ.)એ એક દાખલો આપીને સમજાવ્યું કે, અલ્લાહપાકની મનાઈ કરેલી વસ્તુઓથી રોકવાવાળા અને તેમાં સપડાયેલા લોકોનું ઉદાહરણ આ પ્રમાણે છે કે, અમૂક મુસાફિરોએ એક હોડી (કશ્તી)માં જગ્યા પ્રાપ્ત કરવા માટે ચીઠ્ઠી નાંખી, જેમાં અમુકને ઉપરના ભાગમાં જગ્યા મળી અને અમુકને નીચેના હિસ્સામાં જગ્યા મળી. અને પીવાનું પાણી ઉપરના ભાગે હતું. નીચેવાળા જ્યારે ઉપર પાણી લેવા જતા તો ઉપરવાળા પાસેથી પસાર થતા, જેથી ઉપરવાળાઓને તકલીફ થતી તથા તે શિકાયત કરતા હતા. તો નીચેવાળાઓએ એવું કહ્યું કે, તમોને (ઉપરવાળાઓને) તકલીફ ન થાય તેના માટે એક ઈલાજ અને યુક્તિ એવી કરીએ કે, હમો નીચેના ભાગે કાણું પાડીને ત્યાંથી જ દરિયાનું પાણી લઈ લઈએ. હવે જો ઉપરવાળા એમની આ યુક્તિથી સહમત થઈ જઈ તેમને નીચે સુરાખ (કાણું) પાડવાની પરવાનગી આપી દે, તો ઉપર તથા નીચેવાળા બધા જ દરિયાના પાણીથી તબાહ-બરબાદ થઈ જાય. અને જો તેઓ નીચેવાળાઓને આ પ્રમાણે કરવાથી રોકી દે તો બધા જ બચી જાય. (સહીહ બુખારી) આ દાખલો આપણા સમાજ માટે આપ (સલ.)એ આપ્યો છે કે, જો આપણે બુરાઈ-ગુનાહ કરનારાઓને આજે નહીં રોકીશું, તો આ બુરાઈ કાલે આપણા ઘરમાં પણ આવી જશે. માટે આપણે દરેકે બુરાઈઓ દૂર કરવાની કોશિશ કરવી પડશે.

જેથી સમાજ બુરાઈઓ-દૂષણોથી પાક રહે અથવા બુરાઈનું પ્રમાણ ઓછું થાય. જેથી તેની તિવ્રતા તથા નુકસાન પણ ઓછું થાય.

માનવ ઈતિહાસ માટે અને સ્વયં માનવી માટે ખાસ ચિંતાનો વિષય એ છે કે, ખરાબીઓને પહોંચી વળવા માટે અને ખરાબીઓને ઉત્પન્ન કરનાર શક્તિઓ સામે આંખથી આંખ મેળવનાર, પોતાની સુખ-સુવિધાઓ ત્યજીને અને પોતાની ઈઝઝતને ખતરામાં નાંખીને મેદાનમાં ઉતરનાર નહીં મળે, ખરેખર ચિંતાનો વિષય આ છે.

માનવીય ભાવનાઓ, ઉચ્ચ વિચાર, નૈતિક શિક્ષણ અને તેના પ્રચાર માટે સાહસ અને બલિદાનની ભાવના જે અત્યાર સુધી ચાલી રહી છે, તે ખરેખર તે લોકોની મહેનતનું પરિણામ છે, જે ખરાબ વાતાવરણમાંથી મેદાનમાં આવ્યા અને તેઓએ સમયના પડકારોને સ્વીકારી સમયના વહેણને બદલી નાંખ્યો. આવા લોકોના કારણે જ માનવતા જીવિત છે. દરેક યુગના નિષ્ઠાવાન કવિ, દરેક જમાનાના સાહિત્યકાર અને પ્રત્યેક કાળના દિલદાર લોકો સમાજ બગડવાની ફરિયાદો કરતા આવ્યા છે, પરંતુ આપણે જોઈએ છીએ કે ત્યાર પછી પણ માનવીય ગુણ, માનવીય ભાવનાઓ અને સારા માણસો મૌજુદ છે. આ ખરેખર તે લોકોના સંઘર્ષનું ફળ છે, જે તે સમયે પોતાના સ્વાર્થને ભૂલીને મેદાનમાં આવ્યા. અને પોતપોતાના કુટુંબ તથા આવનાર પેઢીઓ માટે ખતરો વ્હોરીને જમાનાની દિશા બદલી નાંખી. આવા લોકોના પ્રયાસ અને બલિદાનથી જ માનવતાની ખેતી લહેરાતી થઈ ગઈ.

કોઈ પણ સમાજ માટે સૌથી મોટો ખતરો એ છે કે, તે સમાજના અંદર જુલ્મી સ્વભાવ પૈદા થઈ જાય. અને તેનાથી વધુ ખતરનાક વાત આ છે કે, આ જુલ્મી પ્રવૃત્તિઓને નાપસંદ કરનાર લોકો સમાજમાં ખૂબ જ ઓછા છે. ઘરે બેસીને નાપસંદ કરનાર મળી જશે, જે ચાર-પાંચ વ્યક્તિઓની ઉપસ્થિતિમાં કહી દેશે કે આ સારૂ કૃત્ય નથી. પરંતુ તેનાથી નાપસંદગીનું એલાન કરતાં મેદાનમાં ઉતરનાર કોઈ પણ ન હોય. આવા લોકોની જ્યારે સમાજમાં કમી હોય છે ત્યારે સમાજને કોઈ તાકાત બચાવી શકતી નથી.

સમાજની બુનિયાદ એવા શિક્ષણ-પ્રશિક્ષણ પર છે, જેને પ્રાપ્ત કર્યા પછી અંતરાત્મા જાગૃત થઈ જાય, ચોંકી જાય અને પૂછવા લાગે કે આવું કેવી રીતે બની શકે કે, સમાજમાં અત્યાચાર થતો રહે, વધતો રહે અને આપણે ચૂપ રહીએ.

જ્યારે કોઈ પેઢી પર, કોઈ યુગમાં નૈતિક પતનનો સમય આવે છે અથવા તે કોઈ માનવીય ષડયંત્ર અથવા કોઈ વેરવિખેર કરનારી તાકાતનો શિકાર થાય છે, તે સમયે બે વર્ગ મેદાનમાં આવે છે : એક બુદ્ધિજીવીઓનો વર્ગ અને બીજો ધાર્મિક લોકોનો વર્ગ. આ વર્ગોમાં ખરાબીઓ (ભ્રષ્ટાચાર) સૌથી છેલ્લે દાખલ થાય છે. ઈતિહાસ આપણને બતાવે છે કે, જે વર્ગમાં છેલ્લે ખરાબીઓ દાખલ થાય છે, તે ધાર્મિક અને બુદ્ધિજીવીઓનો વર્ગ છે. પરંતુ જ્યારે આ બંને વર્ગોમાં ખરાબીઓ ઉપજે ત્યારે સમાજને કોઈ બચાવી શકતું નથી.

## યુરોપની કૌટુંબિક વ્યવસ્થા : વ્યથા તથા ઈલાજ

કૌટુંબિક (પારિવારિક) જીવન સમાજનો તે પાયાનો પથ્થર છે, જેના ઉપર સભ્યતા તથા સંસ્કૃતિની ઈમારત ઉભી થાય છે. જો સમાજમાં કૌટુંબિક વ્યવસ્થાનું માળખુ તોડફોડ તથા અફરાતફરીનો ભોગ બની જાય તો પછી ભલેને જમીન સોનું ઓકતી હોય અથવા મશીનોમાંથી હિરા-ઝવેરાત નીકળી રહ્યા હોય, જીવન શાંતિથી મહરૂમ (વંચિત) થઈ જાય છે. આજે યુરોપ તથા અમેરિકાની તે દુન્યા, જે રાજકીય તથા આર્થિક હિસાબથી પછાત તથા વિકાસશીલ દેશો માટે ઈર્ષ્યાપાત્ર સમજવામાં આવે છે. કૌટુંબિક વ્યવસ્થામાં ગાબડાં પડવાને કારણે આ જ વિકટ પ્રશ્નનો સામનો કરી રહી છે. જેનું પરિણામ એ છે કે, દૌલતની રેલમછેલ અને ઝડપી ભૌતિક પ્રગતિ છતાં લોકો એક અજાણ્યા અજંપાના શિકાર છે. પોતાની આંતરિક બેચેનીથી ગભરાઈને કોઈ યોગના પાલવમાં આશ્રય લઈ રહ્યો છે, તો કોઈ નશીલી કે ઉંઘની ગોળીઓમાં શાંતિ શોધી રહ્યો છે. અને અંતે જ્યારે આમાંથી કોઈ પણ ચીજ તેની બેચેનીનો ઉપચાર કરી નથી શકતી, તો અંતિમ પગલાંરૂપે

લોકો આત્મહત્યા કરી રહ્યા છે. અને આત્મહત્યા કરનારાઓની સંખ્યામાં દિન-પ્રતિદિન વધારો થઈ રહ્યો છે.

હઝ. મૌલાના મૂફતી તકી ઉસ્માની સા. (દા.બ.) લખે છે કે, થોડાક વર્ષો પહેલાં હું સ્વીટઝરલેન્ડમાં હતો, મારા યજમાનોએ આવવા-જવા માટે જે કારની વ્યવસ્થા કરી હતી, તેનો ડ્રાઈવર એક ઈટાલિયન વંશનો શિક્ષિત માણસ હતો. તે સડસડાટ અંગ્રેજી બોલી લેતો હતો. તે થોડાક દિવસ મારી સાથે રહ્યો. તેની ઉંમર લગભગ ૪૦ વર્ષ થવાની હતી. પરંતુ હજુ સુધી તેણે શાદી (લગ્ન) કરી ન હતી. મેં કારણ પૂછ્યું તો કહેવા લાગ્યો કે, અમારા સમાજમાં લગ્ન ઘણી વખત એટલા માટે અર્થહીન નિવડે છે કે, લગ્ન પછી પતિ-પત્ની કાયમી ધોરણે એકબીજાને સાથ આપશે એ બહુ ઓછું થઈ ગયું છે. તેના બદલે લગ્ન એક ઔપચારિક સબંધનું નામ બની ગયું છે. જેનો હેતુ ઘણી વખત એકબીજાથી આર્થિક લાભ મેળવવાનો હોય છે. ઘણી બધી સ્ત્રીઓ લગ્ન પછી તરત જ તલાક મેળવી લે છે અને અહીંના કાનૂન મુજબ પતિની જાયદાદનો મોટો ભાગ હડપ કરી તેનું દેવાળુ ફૂંકી નાંખે છે. અને એ ઓળખવું મુશ્કેલ હોય છે કે કઈ સ્ત્રી માત્ર પતિની જાયદાદ પર કબ્જો મેળવવા માટે શાદી કરી રહી છે અને કઈ ઔરત વફાદારીપૂર્વક જીવનભર સાથે રહેવા માટે !

તેણે અફસોસભરી શૈલીમાં આ વાત કહીને સાથે જ એ ટીપ્પણી પણ કરી કે, ‘‘તમારા એશિયન દેશોમાં શાદી સાચે જ હેતુપૂર્ણ હોય છે. તેનાથી એક સંગઠિત કુટુંબ અસ્તિત્વમાં આવે છે. જેના સભ્યો એકબીજાને સુખ-દુઃખમાં કામ લાગે છે. અમે આવા કૌટુંબિક માળખાથી વંચિત થતા જઈ રહ્યા છે.’’

મેં તેનાથી પૂછ્યું : ‘‘શું તમારા માતા-પિતા, ભાઈ-બહેન તમને સારી પત્ની શોધવામાં મદદ નથી કરતા ?’’

તેણે આ પ્રશ્ન સાંભળી બહુ આશ્ચર્યપૂર્વક મને જોયો અને કહેવા લાગ્યો કે, ‘‘મારા માં-બાપ તો ગુજરી ગયા છે. ભાઈ-બહેનો છે, પરંતુ તેઓનો મારા લગ્ન સાથે શું સબંધ હોય શકે ? અહીં તો દરેક માણસ પોતાની

વ્યક્તિગત સમસ્યાઓ ખુદ હલ કરે છે. અમારી તો મુલાકાત પણ વર્ષો પછી થાય છે.''

આ એક ડ્રાઈવરના પ્રતિભાવો હતા. (અત્રે એ સ્પષ્ટતા કરવી જરૂરી છે કે, યુરોપના ગોરા ડ્રાઈવરો બહુધા સાક્ષર હોય છે, બલ્કે ક્યારેક સારા એવા ભણેલા-ગણેલા હોય છે. જે ડ્રાઈવરનો મેં ઉલ્લેખ કર્યો તેનું નામ 'આલેંડો'' હતું. તે ગ્રેજ્યુએટ હતો, તેમજ ઈતિહાસ, ભૂગોળ અને ઘણા સામાજિક મામલાઓ પર તેણે ખાસ્સો અભ્યાસ કર્યો હતો.) શક્ય છે કે તેણે પોતાની વ્યક્તિગત પરિસ્થિતિના કારણે કંઈક અતિશયોક્તિથી પણ વર્ણન કર્યું હશે, પરંતુ પશ્ચિમમાં કૌટુંબિક વિખવાદ એક એવી હકીકત છે, જેના માટે વધારે પુરાવાઓ આપવાની જરૂર નથી. આ વાત જગવિખ્યાત છે કે, પશ્ચિમના વિચારકો આના પર માતમ કરી રહ્યા છે, અને જેમ જેમ આનો ઉપચાર કરવા માંગે છે, તેટલી જ ઝડપથી કુટુંબનું માળખું વધુ બરબાદી તરફ ધસી રહ્યું છે.

ભૂતપૂર્વ સોવિયેત યુનિયનના છેલ્લા પ્રમુખ ગોર્બાચેવ હવે વિશ્વના રાજકીય ચિત્રપટ પર લગભગ ગાયબ થઈ ગયા છે, પરંતુ તેમની કૃતિ "Perestroika" જે તેમણે પોતાના શાસનકાળ દરમિયાન લખી હતી, તે માત્ર સોવિયેત યુનિયન જ નહીં, બલ્કે આખા પશ્ચિમના સામાજિક તથા આર્થિક વ્યવસ્થાની એક હિંમતભરી સમીક્ષાની હેસિયત ધરાવે છે. તે કૃતિમાં તેમણે સ્ત્રીઓ અને કુટુંબ (Women & Family)ના શિર્ષકથી તૂટતા કુટુંબો વિશે પણ ચર્ચા કરી છે. તેમણે શરૂમાં લખ્યું છે કે, સ્ત્રી સ્વાતંત્ર્ય ઝુંબેશનું એ પાસું તો નિઃશંક વખાણવાલાયક છે કે, તેના વડે સ્ત્રીઓને પુરૂષો સમાન અધિકારો મળ્યા. સ્ત્રીઓ જીવનના દરેક ક્ષેત્રોમાં પુરૂષોના ખભેખભા મિલાવી કામ કરવા સક્ષમ બની, પરંતુ તેઓ આગળ લખે છે :

''પરંતુ આપણા મુશ્કેલ તથા હિંમતભર્યા ઈતિહાસના પાછલા વર્ષોમાં આપણે સ્ત્રીઓના તે અધિકારો તથા જરૂરિયાત પ્રતિ ધ્યાન આપવામાં નિષ્ફળ નિવડ્યા, જે એક માતા તથા ગૃહિણીની હેસિયતથી તેમજ બાળકોના ઉછેરની બાબતમાં તેણીઓની અનિવાર્ય ભૂમિકાથી ઉભી થાય છે. સ્ત્રીઓ વૈજ્ઞાનિક

સંશોધનમાં વ્યસ્ત થઈ ગઈ, તેમજ નિર્માણાધીન ઈમારતોની દેખરેખમાં ઉત્પાદન કામો તથા સેવાઓમાં અને બીજી સર્જનાત્મક પ્રવૃત્તિઓમાં વ્યસ્ત રહી. એ કારણે તેણીઓને એટલો સમય ન મળ્યો કે તે ઘરના રોજીંદા કાર્યો કરી શકે, બાળકોનો ઉછેર કરી શકે અને એક સારૂ પારિવારિક વાતાવરણ સર્જી શકે.''

આપણને આ વાસ્તવિક્તા હવે જાણવા મળી છે કે, આપણી ઘણી બધી સમસ્યાઓ જે બાળકો અને યુવાનોની વર્તણૂંક સાથે આપણી નીતિરીતિ તથા ઉત્પાદન કાર્યો સાથે સબંધ ધરાવે છે એ કારણે પણ ઉભી થઈ છે કે, કૌટુંબિક સબંધોની પકડ ઢીલી પડી ગઈ છે અને પારિવારિક જવાબદારીઓ વિશે એક બેજવાબદાર વર્તન વિકસી રહ્યું છે. આપણે સ્ત્રીઓને દરેક મામલામાં પુરૂષ સમોવડી ઠરાવવાની જે નિષ્ઠાપૂર્ણ તથા રાજકીય રીતે યોગ્ય ઈચ્છા કરી હતી, આ પરિસ્થિતિ તેનું વિરોધાભાસી પરિણામ છે. પરંતુ હવે આવનારા યુગમાં અમે આ ભૂલ સુધારવાની પ્રક્રિયા શરૂ કરી દીધી છે. આ જ કારણ છે કે અમે પ્રેસમાં, સામાજિક સંસ્થાઓમાં, કામના સ્થળોએ બલ્કે ડ્રોઈંગ રૂમમાં પણ એવી ગરમાગરમ ચર્ચાઓ યોજી રહ્યા છે, જેમાં એ પ્રશ્ન પર બહસ કરવામાં આવી રહી છે કે, સ્ત્રીને તેના શુદ્ધ નારીત્વલક્ષી અભિયાન તરફ પાછી લાવવા માટે ક્યા પગલાં ભરવા જોઈએ.

*(Perestroika, p.117, ed.1987)*

આ એક રાજકીય આગેવાનની ટીપ્પણી છે, જેના સમાજમાં કુટુંબ વિશે અથવા નર-નારીના અધિકારો તથા જવાબદારીઓ વિશે કોઈ પણ પ્રકારના ધાર્મિક મૂલ્યોનો કોઈ વિચાર ક્યાં તો છે જ નહીં, જો થોડાક અંશે છે તો પણ તેનું કોઈ ખાસ મહત્વ નથી. એટલે તૂટતી કૌટુંબિક વ્યવસ્થા પર તેઓનો અફસોસ દર્શાવવો કોઈ ઉચ્ચ આકાશી માર્ગદર્શનના પ્રભાવ હેઠળ નથી, બલ્કે તે માત્ર એ નુકસાનના કારણે છે, જે શુદ્ધ ભૌતિક જીવનમાં તેઓને નરી આંખે દેખાયા. એક મુસલમાનની હેસિયતથી આપણે માત્ર ભૌતિક કે દુન્યવી નફા-નુકસાનને જ જોવાના નથી, બલ્કે આપણા માટે તે આકાશી આદેશોનું પાલન પણ જરૂરી છે, જે કુર્આન શરીફ-હદીષ શરીફના

હવાલાથી આપણા માટે ફરજીયાત છે. એટલે કૌટુંબિક વ્યવસ્થાની દુર્દશાથી આપણું માત્ર સામાજિક તથા આર્થિક નુકસાન નથી, બલ્કે દીની વિચાર તથા વ્યવહારના હિસાબથી પણ તે એક બહુ મોટું દૂષણ છે. જે એક મુસ્લિમ સમાજ માટે કોઈ પણ રીતે સહ્ય નથી.

જ્યારથી આપણી વચ્ચે પશ્ચિમી વિચારધારાઓનું ઘોડાપૂર આવ્યું છે, ખાસ કરીને જ્યારથી ટી.વી; વીડિયો અને અંગ્રેજી ફિલ્મોની ભરમાર વડે આપણા સમાજ પર સાંસ્કૃતિક હુમલો શરૂ થયો છે, તે વખતથી આપણે જાણ્યે-અજાણ્યે તે જ સામાજિક વિચારો તરફ ધપી રહ્યા છે, જેના બીજ પશ્ચિમે વાવ્યા હતા.

અલ્હમ્દુલિલ્લાહ ! હજુ સુધી આપણી કૌટુંબિક વ્યવસ્થા પડી ભાંગી નથી. પરંતુ જે ઝડપથી પશ્ચિમી સંસ્કૃતિ આપણી વચ્ચે ફેલાય રહી છે, અંગ્રેજી ફિલ્મોના પૂરે પશ્ચિમી જીવનશૈલીને જેવી રીતે ઘેર ઘેર અને ગામડે-ગામડે ફેલાવી દીધી છે, જેવી રીતે અવિચારીપણે સ્ત્રીઓને ઘરોમાંથી બહાર કાઢવા અને તેણીઓને ઉત્પાદનનું સાધન બનાવવા માટે ભાર આપવામાં આવી રહ્યો છે અને ઘર તથા કુટુંબ વિશે ઈસ્લામી શિક્ષાઓથી જેટલી ઝડપથી દૂરી અપનાવવામાં આવી રહી છે, તે ભવિષ્યમાં આપણી કૌટુંબિક વ્યવસ્થા માટે એક જબરદસ્ત ખતરો છે. જેને રોકવો આજથી જ જરૂરી છે. અને આ રોકવાની રીત ઈસ્લામની મધ્યમમાર્ગી શિક્ષાઓના સંપૂર્ણ અનુસરણ સિવાય કાંઈ નથી. જે ન પૂર્વિય છે, ન પશ્ચિમી. તેનું સ્ત્રોત ફક્ત અને ફક્ત આકાશી દિવ્યવાણી છે.

અને તે શિક્ષાઓ એવી હસ્તીએ ઘડેલી છે, જે માનવીના વર્તમાન તથા ભવિષ્યની તમામ આવશ્યકતાઓથી પણ સારી પેઠે વાકેફ છે. અને માનવીય મનની ચોરીઓ (અપ્રમાણિકતાઓ)ને સારી રીતે જાણે છે. એટલે આપણું કાર્ય સમયના દરેક પ્રચલિત નારા પાછળ ચાલી પડવાનું નથી, બલ્કે તેને કુર્આન શરીફ તથા સુન્નતની કસોટી પર ચઢાવીને એ નિર્ણય કરવાનો છે કે, આ આપણી રસરુચિ મુજબ છે કે નહીં ? જ્યાં સુધી આપણી અંદર આ જુર્રત તથા દિર્ઘદષ્ટિ પેદા નહીં થાય ત્યાં સુધી આપણે બહારના સાંસ્કૃતિક

હુમલાઓ વેઠતા રહીશું અને આપણાં સામાજિક જીવનનો એક-એક સાંધો ધીમે ધીમે હાલતો થઈ જશે.

## એક બોધપ્રદ ઘટના

પાછલા વર્ષોમાં બ્રિટનના સત્તાધારી પક્ષના એક સાંસદ સ્ટીફન મિલીગાનનું રહસ્યમય મૃત્યુ આંતરરાષ્ટ્રીય અખબારોમાં ચર્ચાસ્પદ બની ગયુ. અમેરિકી સામયિક 'ટાઈમ' મુજબ ૪૭ વર્ષિય સ્ટીફન મિલીગાનની હેસિયત બ્રિટનના સંસદીય રાજકારણમાં એક ઉભરતા સિતારા જેવી હતી, પરંતુ એક દિવસ તેઓ પોતાના રસોડામાં અચાનક મૃત અવસ્થામાં મળી આવ્યા. તે વખતે તેમના શરીર પર કપડા નામની જો કોઈ વસ્તુ હતી તો તે માત્ર તેમની ટાંગોમાં લેડીઝ મોજા (Stockings) અને મોજાબંધ (ગાર્ટર બેલ્ટ) હતું. શરીર પર કોઈ ઈજાનું નિશાન ન હતું. તેમણે આત્મહત્યા કરી છે, તેનું પણ કોઈ ચિહ્‌ન ન હતું.

વિશેષજ્ઞોએ જ્યારે તેમના મૃત્યુના કારણોની તપાસ કરી તો જાણવા મળ્યુ કે આ હત્યા કે જાણી જોઈને આત્મહત્યાનો કેસ નથી, બલ્કે તેઓ ખુદ પોતાની હદથી વધારે ભોગવૃત્તિના શિકાર બનેલા છે. નિષ્ણાંતોએ એમ પણ કહયું કે તેઓ એકલા એકલા સેકસ (Solo Sex) માણવાની એક એવી ક્રિયા કરી રહયા હતા કે, જેમાં વધારેમાં વધારે મજા મેળવવા જાઓ તો મગજને ઓકિસજનની સપ્લાય ઓછી થઈ જાય છે. તેમણે આ ક્રિયા સતત એવી રીતે ચાલુ રાખી કે મગજમાં ઓકિસજન પહોંચવાનુ બિલકુલ બંધ થઈ ગયું. તે કારણે તેમનું મૃત્યુ નિપજ્યું.

પશ્ચિમી દેશોમાં આ પ્રકારની જાતિય પાગલપણાની ઘટનાઓ સમયાંતરે બનતી રહે છે. 'ટાઈમ'માં ઉપરોકત ઘટનાનો હવાલો આપતાં કહેવામાં આવ્યું છે કે, ''પાછલા દિવસોમાં ટોરી પાર્ટીના છ (૬) સાંસદોના સેકસ સ્કેન્ડલ બહાર આવી ચૂકયા છે. જેની ચરમસીમા સ્ટીફન મિલીગાનના મૃત્યુ રૂપે આવી છે.''

આ ઘટનામાં તથા આના જેવી હજારો અન્ય ઘટનાઓમાં, જે પશ્ચિમી

દેશોમાં રોજનો ક્રમ બની ચૂકી છે, બોધપાઠ લેવા જેવી બાબત એ છે કે, આ બધું કોઈ એવા સમાજમાં નથી બની રહયું, જેમાં જાતીય આનંદ મેળવવા પર પાબંદી હોય અને એની સામાન્ય રીતથી નિરાશ થઈ કોઈ માણસ અસામાન્ય રીત અપનાવવા માટે મજબૂર થઈ ગયો હોય. બલ્કે આ બધું એવા સમાજમાં થઈ રહયું છે, જેને વિશ્વ આખામાં છૂટછાટવાળો સમાજ કહેવામાં આવે છે.

પરંતુ આટલી બધી છૂટ પછી પણ લોકોને સંતોષ મળતો નથી. તેઓ હજુ પણ પરંપરાની સીમાઓ ઓળંગવાની પેરવીમાં છે. અને જાતીય ગુનાઓનો સંખ્યાદર આ દેશોમાં દુન્યાભરથી વધારે છે.

આ પરિસ્થિતિનું વાસ્તવમાં કારણ એ છે કે જાતીય આવેગ જ્યારે સંતુલિત બિંદુથી આગળ વધે છે, તો પછી તેને કોઈ હદ પર રોકવાનું શકય નથી હોતું. પશ્ચિમી વિશ્વના અહેવાલો તેની ગવાહી પુરી પાડે છે કે, જાતીય આનંદ મેળવવાનો શોખ પ્રકૃતિ (નેચર)ની હદો પાર કર્યા પછી એક ન મટનારી પ્યારી પ્યાસ (તૃષ્ણા) બની જાય છે. માણસને જ્યારે આ રોગ લાગુ પડે છે ત્યારે ત્યારે તે આનંદના કોઈ દરજ્જા ઉપર ધરાતો નથી. તે માનવતા તથા સજ્જનતાના એક એક મૂલ્યનું અવમૂલ્યન કરી નાંખે છે તો પણ તેને સંતોષ નથી મળતો. તેની હાલત જલંદરના તે રોગી જેવી છે, જે આજુ બાજુના બધા જ ઘડાઓ ખાલી કરી નાંખે છે, છતાંય તરસ્યોને તરસ્યો જ દુનિયાથી વિદાય લે છે.

આ જ પશ્ચિમી વિશ્વમાં જ્યાં ભોગવાદની નિતનવી ઘટનાઓ આકાર લેતી રહે છે. એવા લોકોની પણ બહુ મોટી સંખ્યા છે, જેઓ આ પરિસ્થિતીથી અત્યંત પરેશાન છે. તે વિચારે છે કે માણસના વ્યકિતગત જીવન ઉપર પણ કંઈક પાબંદી લગાડવાની જરૂરત છે. જેથી તે વિવેકપૂર્વક જીવી શકે. પરંતુ આ ''વિવેકની હદો'' કઈ છે, અને તેની સુરક્ષા માટે કયા પ્રકારની પાબંદીઓ જરૂરી છે, આ પ્રશ્નોનો કોઈ યોગ્ય જવાબ નથી. અને અધિભૌતિકવાદ (Metaphysics)થી સંપૂર્ણપણે મોઢુ ફેરવી લીધા પછી કોઈ એવું માપ કે

ધારાધોરણ પણ નથી જે વેદ્ય-અવેદ્ય તથા ઈષ્ટ-અનિષ્ટ (જાઈઝ નાજાઈઝ, ખૈર-શર) વચ્ચે સ્પષ્ટ ભેદરેખા દોરી શકે. તેમણે બુધ્ધિ બળે આ ભેદરેખા દોરવાનો પ્રયાસ કરી જોયો, પરંતુ માનવીય ઈતિહાસ એમ કહે છે કે, ખુદાઈ વાણીથી આગળ ગયા પછી માનવીય બુધ્ધિ સામાન્યત : પોતાની મનેચ્છાઓની ગુલામ બની જાય છે. તેથી જ ખુદાઈ વાણીથી વંચિત આ બુધ્ધિ ધીમે ધીમે માણસને ઈચ્છાઓની ભૂલ- ભૂલામણી સુધી લઈ આવી, જ્યાં ભટકવા અને ભટકતા રહેવા સિવાય કોઈ ઉપાય નથી.

ચાહે કોઈ એ વાત માને અથવા  ન માનીને પોતાનું નુકસાન કરે, હકીકત એ જ છે કે, દુનિયાના આ મર્યાદિત જીવનમાં ''પૂર્ણ આનંદ'' મેળવવું જ અશકય છે. અહીં દરેક ખુશી સાથે ગમ, દરેક રાહત સાથે તકલીફ અને દરેક રંગમાં ભંગનો કાંટો લાગેલો છે. કરોડો માનવીથી ઉભરાતા આ વિશ્વમાં કોઈ એક પણ માનવી એવો નથી જેને 'પૂર્ણ આનંદ' મળી ગયો હોય તથા જેના મળી ગયા પછી તેના દિલમાં વધારાની કોઈ ઈચ્છા ન રહી હોય. એટલે જો કોઈ શખ્સ અહીં આનંદ તથા સુખની એવી પરાકાષ્ઠા ચાહતો હોય, જેના પછી આનંદ તથા સુખનો કોઈ બીજો તબક્કો બાકી ન રહે તો તે એક અશક્ય બાબતની શોધમાં પોતાની જાન ગુમાવી દેશે, પરંતુ પોતાનો હેતુ સિધ્ધ નહીં કરી શકે.

કહેવાનો આશય એ કે માણસે પોતાની ઈચ્છાઓને કોઈ હદ પર રોકી થોભી જવુ જોઈએ. આ થોભવાનું નામ જ 'સંતોષ' છે. અને અલ્લાહ તઆલા સત્ય ઓળખનારી નિગાહ આપે તો આ સંતોષ જ તે સર્વશ્રેષ્ઠ આનંદ છે, જે આ વિશ્વમાં રહીને પ્રાપ્ત કરી શકાય છે. કસીદહ બુર્દહના સૂફી શાયર અલ્લામા બુવયસીરી રહ.એ ઘણી સુંદર વાત કરી છે કે,

''માનવીય મનની મિસાલ (ઉદાહરણ) દૂધ પીતા બાળક જેવી છે. જો તમે તેને પીવડાવતા રહેશો તો તે વૃધ્ધ થઈ જશે તો પણ તેની સ્તન-પાનની ચાહત જશે નહીં, પરંતુ જો તમે તેનું દૂધ છોડાવવા માંગશો તો તે છોડી પણ દેશે.''

હવે પ્રશ્ન માત્ર એ છે કે તે કઈ હદ છે જ્યાં માનવીએ રોકાઈ જવું જોઈએ ? આ પ્રશ્નનો સાચો ઉત્તર ખુદાઈ વાણીથી માર્ગદર્શન મેળવ્યા વગર શક્ય નથી. જો એ વાત પર વિશ્વાસ છે કે, માનવી તથા તેની ચારેકોર ફેલાયેલી સૃષ્ટિ ખુદાએ સર્જી છે તો આ વિશ્વાસનો તાર્કિક તકાદો એ છે કે, આ પ્રશ્નનો જવાબ પણ તે જ ''સર્જક''થી પૂછવામાં આવે. આ વિચિત્ર વાત છે કે આજે પણ દરેક અમેરિકી ડોલર પર આ વાક્ય છપાયેલું હોય છે કે, “In God we trust” (યાને અમે ખુદા પર વિશ્વાસ રાખીએ છીએ) પરંતુ વ્યવહારમાં ક્યાંય ''ખુદા'' પર ભરોસો નથી દેખાતો. બલ્કે જીવનની દરેક મહત્વપૂર્ણ બાબતમાં તેને સંપૂર્ણપણે ચર્ચાથી બહાર કરી દેવાની ફેશન બની ચૂકી છે. પ્રશ્ન એ છે કે, જો સાચે જ તમે પેલા ખુદા પર વિશ્વાસ ધરાવો છો, તો શું તેણે સૃષ્ટિને સર્જીને માણસને ખ્વાહિશો, ઈચ્છાઓના ગાઢ અંધકારમાં છોડી દીધો છે ? શું તેણે કોઈ રોશનીની વ્યવસ્થા કરી નથી ? જો સાચે જ તેણે કોઈ વ્યવસ્થા નહીં કરી હોય તો શું તે ભરોસાને લાયક છે ? અને જો તમને વિશ્વાસ હોય કે તેણે કોઈ રોશની-પ્રકાશ તમારા માટે જરૂર મોકલાવ્યો હશે તો તે પ્રકાશની શોધ ચોક્કસ જ ચંદ્ર તથા મંગળ પર ફાંસો નાંખવાથી વધારે જરૂરી છે. કારણકે તે રોશની વગર તમારા જીવનનો પ્રવાસ હેમખેમ પુરો થવાનો નથી. પૂર્વના કવિ ડો. મુહમ્મદ ઈકબાલે વર્ષો પહેલાં કહી દીધું હતું :

**ઢૂંઢનેવાલા સિતારોંકી ગુઝરગાહોંકા**
**અપને અફકારકી દુનિયામે સફર કર ન સકા**
**અપની હિકમતકે ખમોપેચમેં ઉલ્જા ઐસા**
**આજ તક ફેસલએ નફઓ દરર કર ન સકા**

આ પ્રકારની ઘટના આપણા માટે એક વિચારણીય છે. આજે પશ્ચિમ જ્યાં ઉભુ છે, અને જ્યાંથી પાછા ફરવાની ઈચ્છા છતાં પાછુ ફરી શકાતુ નથી, ત્યાં તે એક શ્વાસે રાતોરાત પહોંચી ગયું ન હતુ, બલ્કે તેને અહીં પહોંચવા માટે એક લાંબી મુદત લાગી છે. શરૂમાં ત્યાં પણ શરમ તથા હયા (લજ્જા) ઈફ્ફત તથા પાકદામની (શીલતા)નું તેવું જ મહત્વ હતું, જે પૂર્વીય

અને ખાસ કરી મુસ્લિમ સમાજમાં જોવા મળે છે, પરંતુ વિવિધ કારણોસર ત્યાં લિબરલિઝમનું જે ઘોડાપુર આવ્યું જે કેટલીક અંધશ્રધ્ધાઓની સાથો સાથ સ્વતંત્રતાના જોશમાં એવા મૂલ્યોને પણ વહાવીને લઈ ગયું, જે સમાજની નૈતિક મજબૂતી માટે અનિવાર્ય હતા. શરૂમાં પહેલી નજરે કેટલાક બિન-હાનિકારક લાગતા પરિવર્તનો કરવામાં આવ્યા, જેની દૂરગામી અસરો તે વખતે મહેસૂસ ન થઈ શકી, પરંતુ જ્યારે નૈતિક પાબંદીઓરૂપી બંધ એક વાર તૂટયો, તો પછી તે તૂટતો ચાલ્યો ગયો અને તેની હદબંધી શક્ય ન રહી.

આજે આપણા સમાજમાં પણ વ્યકિત તથા વિચાર સ્વાતંત્ર્યના નામે ઝડપથી એવી તબદીલીઓ કરવાની કોશિષો જારી છે, જેની દિશા તે જ છે જે પશ્ચિમના લિબરલિઝમે અખત્યાર કરી હતી. ઘણી વખત આ પરિવર્તનોને સામાન્ય (મામૂલી) તથા નિરૂપદ્રવી (બે ઝરર) સાબિત કરવા માટે મોટી મોટી દલીલો આપવામાં આવે છે. ખાસ કરીને સ્ત્રીની સામાજિક ભૂમિકાના હવાલાથી જે વિચારધારા હમણાં આપણાં શિક્ષિત વર્ગમાં પ્રસરી રહી છે, તેની દિશા બરાબર તે જ છે જ્યાંથી પશ્ચિમે પોતાની પથભ્રષ્ટતાના સફરની શરૂઆત કરી હતી. જ્યાંથી રેલગાડીની લાઈન બદલાય છે ત્યાં પાટાઓ વચ્ચે અંતર ઘણું ઓછુ હોય છે, પરંતુ ડગલેને પગલે અંતર વધતું જ જાય છે. જો ગાડી ખોટા પાટે ચઢી જશે તો થોડાક સમય પછી સિરાતે મુસ્તકીમથી ઘણાં દૂર નીકળી જશો.

એટલે આપણે હમણાં એક બહુ જ ગૂંચવાડાભર્યા ત્રિભેટે ઉભા છે. જ્યાં થોડીક જ બે-ધ્યાની આપણને આપણી મંઝિલથી બહુ દૂર લઈ જઈ શકે છે. આવા સમયે મુસ્લિમ સમાજના સર્વસ્વીકૃત મૂલ્યોમાં કોઈ પણ ફેરફારને સામાન્ય સમજીને અવગણવા એ સામૂહિક આત્મહત્યા જેવું થઈ શકે છે. એટલે આપણે દરેક કદમ ફૂંકી ફૂંકીને રાખવા જોઈએ.

એ વાતમાં શંકાને કોઈ સ્થાન નથી કે જીવન પરિવર્તનશીલ છે. અને એમાં પણ શંકા નથી કે બદલાયેલા કાળમાં ઘણા બધા પરિવર્તનો જીવવા માટે અનિવાર્ય હોય છે, પરંતુ તેનો અર્થ એ નથી કે પોતાના જીવનના બધા

સિદ્ધાંતો આ સંઘાડે ચઢાવી ઘસી નાખવામાં આવે. આપણે ''ચોખ્ખું પાણી લઈ લો, ડહોળાયેલું છોડી દો''ના નિયમ પર અત્યંત સાવચેતીપૂર્વક તથા ઝિણવટપૂર્વક ચાલવાનું છે. અને તેના માટે આપણી પાસે કુર્આનો હદીષની રોશની ઉપલબ્ધ છે. જેનાથી આપણે દૂધનું દૂધ, પાણીનું પાણી કરી શકીએ છીએ. શર્ત માત્ર એટલી જ કે આપણે દરેક બાબતે અન્યના ચીલે ચાલવાની આદત છોડી દઈએ. અને આપણે ગોદડીમાં છૂપાયેલા આ હીરા (કુર્આન શરીફ અને હદીષ શરીફ)થી માહિતગાર થવાની કોશિષ કરીએ, જે આજે પણ સર્વશ્રેષ્ઠ હિદાયતની પૂંજી છે.

## દરેક પોતાનું આત્મનિરીક્ષણ કરે

''જમાનો બહુ ખરાબ છે, લોકોમાં હવે ઈમાનદારી રહી નથી, લાંચ વગર કોઈ કામ થતું નથી, દરેક માણસ વધારેમાં વધારે એકઠું કરવાની ફિકરમાં પડેલો રહે છે, માનવતા મરી પરવારી છે, નીતિ જેવું કશું રહયું નથી, ચારેકોર બે-દીનીનું ઘોડાપુર આવેલું છે, લોકો ખુદા-આખિરતને ભૂલી ગયા છે.'' વિગેરે...

આ પ્રકારના વાકયો આપણે રાત-દિન કોઈને કોઈ શૈલીમાં કહેતા અથવા સાંભળતા રહીએ છીએ. આપણી કોઈ મેહફિલ કદાચ જ આ વિષમ પરિસ્થિતિની ફરિયાદથી ખાલી હશે, અને આ ફરિયાદ કાંઈ ખોટી પણ નથી. સાચે જ જીવનના જે કોઈ ક્ષેત્રે નજર નાંખો, આંખે ઉડીને વળગે એવું પતન જોવા મળે છે. અને સામાજીક દૂષણો ઉધઈની જેમ આપણને કોરી ખાય રહયા છે.

બીજી બાજુ સમાજ સુધારણાનાં પ્રયત્નોનું પણ અવલોકન કરો, તો પ્રથમ નજરે તેમાંય કોઈ કમી નથી વર્તાતી. કોણ જાણે કેટલી સંસ્થાઓ, કેટલી જમાઅતો, કેટલી અંજુમનો આ જ સમાજની સુધારણા માટે સ્થપાયેલી છે. અને પોતપોતાના વર્તુળમાં પોતપોતાની વિસાત મુજબ કાંઈને કાંઈ કરી રહી છે. કદાચ વિશ્વનો કોઈ ઉલ્લેખનીય ભાગ આ પ્રકારની કોશિશોથી ખાલી નહીં હશે. તેમાંથી અમુક કોશિશોની મર્યાદિત અસર ક્યાંક ક્યાંક

નજર પણ આવે છે. પરંતુ જો સમગ્ર સમાજને નિહાળવામાં આવે તો પ્રથમ નજરે આ બધા પ્રયત્નો નિષ્ફળ નિવડયા હોય એમ લાગે છે. સમાજના વાતાવરણ પર એકંદરે તેનો કોઈ સ્પષ્ટ પ્રભાવ દેખાતો નથી. બલ્કે ક્ષિતિજ પર આશાની કોઈ કિરણ પણ દેખાતી નથી.

આ પરિસ્થિતિના એમ તો ઘણા બધા કારણો છે. અને એ કારણો હવે એટલા ગૂંચવાય ગયા છે, કે આ ગૂંચવાયેલી દોરીનો છેડો પકડી પાડવો પણ સરળ નથી રહ્યો. પરંતુ હમણાં હું એક મહત્વપૂર્ણ કારણનો ઉલ્લેખ કરવા માંગું છું, જેના પ્રતિ ઘણી વખત આપણું ધ્યાન નથી જતું.

તે કારણ એ છે કે આપણી બધાની માનસિકતા કંઈક એવી બની ગઈ છે કે, આપણને બીજાઓની ટીકા કરવામાં, તેમની ખામીઓ શોધવામાં અને બીજાઓની બુરાઈઓ પર ટીપ્પણી કરવામાં જે મજા આવે છે, તે કોઈ વાસ્તવિક સુધારણાલક્ષી કામમાં નથી આવતી. ખરાબ પરિસ્થિતિની ફરિયાદ આપણા માટે સમય પસાર કરવાની પ્રવૃત્તિ છે, જેની નિતનવી શૈલીઓ આપણે સર્જતા રહીએ છીએ, પરંતુ તે દુષણોને દૂર કરવા માટે કોઈ અર્થપૂર્ણ પગલાં ભરવા માટે આપણે તૈયાર નથી થતા. અને જો પરિસ્થિતિને સુધારવા માટે ઝંડો ઉંચો કરીએ પણ છીએ, તો આપણી ઈચ્છા તથા પ્રયત્ન એ હોય છે કે સુધારણાની શરૂઆત કોઈ બીજાથી થાય.

આપણી સુધારણાલક્ષી ઝુંબેશ એવા વિચારોના આધારે આગળ વધે છે કે, અમારા સિવાય આખી દુનિયાના લોકો ખરાબ થઈ ગયા છે. અને તેમની નીતિરીતીને દુરૂસ્ત કરવાની જવાબદારી અમારી પર આવે છે. આ બધું વિચારતા તથા કરતાં એ ખ્યાલ બહુ ઓછા લોકોને આવે છે, કે કેટલીક ખરાબીઓ ખુદ આપણી અંદર પણ સંભવી શકે છે. અને આપણે સર્વપ્રથમ તેને સુધારવાની ચિંતા કરવી જોઈએ. આ કારણોસર જે ઈસ્લાહી (સુધારણાલક્ષી) ઝૂંબેશ ખુદ પોતાનાથી અજાણ રહી માત્ર બીજાઓને લક્ષ્ય બનાવે છે, તેમાં બીજાઓ માટે કોઈ આકર્ષણ નથી રહેતું કે, બીજાઓ પર તેનો કોઈ પ્રભાવ નથી રહેતો. તે માત્ર એક ઔપચારિક કારવાઈ બનીને રહી જાય છે.

સમાજની સ્થિતિ તથા લોકોના વર્તનની ટીકાનું સૌથી ખતરનાક તથા નુકસાનકારક પાસું એ છે, કે કેટલીક વખત સમાજમાં ફેલાયેલી બદીઓને ખુદ પોતાની બદીઓના બચાવરૂપ બનાવી લેવામાં આવે છે. આ કારણે જ એ વાક્ય ઘણી વખત સાંભળવા મળતું રહે છે કે, ''આ કામ બરાબર તો નથી, પરંતુ જમાનો જોતાં કરવું જ પડે છે.'' પરીણામ સ્વરૂપે આપણે આપણાં કાળની બધી બદીઓનો ઉલ્લેખ તો એવા અંદાજથી કરીએ છીએ, જાણે કે આપણે આ બધી બદીઓથી દૂર તથા સુરક્ષિત છીએ. પરંતુ આ ઉલ્લેખ પછી જ્યારે વ્યવહારિક જીવનમાં પહોંચીએ છીએ તો તે કાર્યોને બેફામ કરતાં જઈએ છીએ. જેની બુરાઈ કરવામાં આપણે આપણી સમગ્ર વકતૃત્વશક્તિ વાપરી નાંખી હતી.

જો આપણી આંખોની સામે એક ખોફનાક આગ ભડકી રહી હોય. અને આપણે ખાતરીપૂર્વક જાણતા હોઈએ કે, તેને રોકવામાં નહીં આવે, તો સમગ્ર માહોલને તે પોતાની લપેટમાં લઈ લેશે. તો શું ત્યાર પછી પણ આપણી કાર્યશૈલી એ હશે કે આપણે શાંતિથી બેસીને અફસોસ વ્યક્ત કરતા રહીએ, અને હાથ-પગ હલાવવાની કોશિશ નહીં કરીએ ? આવી સ્થિતિમાં મૂર્ખમાં મૂર્ખ માણસ પણ આગની વિગતોનું નમક-મરચું ભભરાવીને વર્ણન કરતાં પહેલાં તેને બુઝાવવા માટે ફાયરબ્રિગેડને ફોન કરશે, અને પોતે પણ તેને બુઝાવવાની શક્ય હશે તે રીત અપનાવશે. અને જો આગ બુઝાતી નહીં દેખાશે તો ઓછામાં ઓછું પોતે ત્યાંથી ભાગી જશે. પરંતુ એ કાર્ય કોઈ અત્યંત પાગલ જ કરી શકે છે કે, આ બધા ઉપાયો કરવાના બદલે તે આગની ઘટના લોકોને સંભળાવી ખુદ તેમાં છલાંગ લગાવી દે.

સામાજિક દૂષણોની જે આગની વાતો આપણે રાત-દિન કરીએ છીએ, વિચિત્ર બાબત એ છે કે તે આગમાં આપણે જ કૂદી પડીએ છીએ. લાંચખોરોને આપણે રાત-દિન ભાંડીએ છીએ, પરંતુ સમય આવ્યે ખુદ લાંચ લઈ લઈએ છીએ કે આપી દઈએ છીએ. જૂઠ, અપ્રમાણિકતા અને હરામખોરીની બુરાઈ કરતાં આપણે નથી થાકતા, પરંતુ જો ક્યારેક મોકો મળી જાય તો તે બુરાઈ આચરવાથી નથી અચકાતા. અને જો ક્યારેક તેના માટે ટોકવામાં આવે તો

તેનો રેડીમેડ-તૈયાર જવાબ હાજર હોય છે, "આખો સમાજ જે દિશાએ જઈ રહયો હોય તેનાથી કપાઈને આપણે કેવી રીતે રહી શકીએ છીએ ?" શું આ ભડકતી આગ જોઈ તેમાં છલાંગ લગાવવા જેવી હરકત નથી ?

જ્યારે સમાજમાં દૂષણો ફેલાય જાય ત્યારે કુર્આન શરીફે એક બુનિયાદી સૂચન કર્યું છે, જેને ન અનુસરવાના કારણે વર્તમાન સ્થિતિ નિર્માણ થઈ છે. કુર્આનમાં છે :

"હે ઈમાનવાળાઓ ! તમારા પર તમારી જવાબદારી છે. તમે જો સીધા માર્ગે હશો, તો જે માણસ ગુમરાહ થઈ ગયો (તેની ગુમરાહી) તમને કોઈ નુકસાન પહોંચાડશે નહીં." *(માઈદહ : ૧૦૫)*

એક બીજી આયતમાં એમ પણ કહયું છે કે, "શું તમે લોકોને નેકીનો આદેશ આપો છો અને પોતાની જાતને ભૂલી જાઓ છો, જો કે તમે કુર્આન શરીફની તિલાવત કરો છો. શું તમને સમજ નથી પડતી. *(બકરહ)*

ઉપરોક્ત બન્ને આયતોથી સાબિત થાય છે કે, તમે જે બાબતોને લઈ બીજાઓની ટીકા કરો છો, તેના પર પહેલા ખુદ અમલ કરો. બીજાની બુરાઈ તમારા માટે પરવાનગીનું કારણ નથી બની જતી. બીજો માણસ જુઠ્ઠુ બોલે છે તો તમે તો સાચું બોલો. વિગેરે...

હદીષ શરીફમાં પણ આ જ સૂચન આપ (સલ.)એ આપ્યું છે : "જ્યારે તમે લોકોને જુઓ કે તેઓ કંજૂસાઈ કરી રહ્યા છે. અને મનેચ્છાઓ પાછળ દોડી રહ્યા છે. અને દુનિયાને પ્રાધાન્ય આપી રહ્યા છે. અને દરેક પોતપોતાના મત બાબતે દુરાગ્રહ સેવી રહ્યો છે, તો આવી સ્થિતિમાં પોતાની સુધારણાની ચિંતા કરો અને સામાન્યજનોના મામલાને છોડી દો." *(સુનને તિર્મિઝી, હદીષ-૨૯૮૪, સુનને અબૂ દાવૂદ, ૩૭૭૮, સુનને ઈબ્ને માજહ, ૪૦૦૪)*

મતલબ એ છે કે આવા સમયે સામાન્યજનોની ટીકાઓ કરતા રહેવામાં સમસ્યાનો ઉકેલ નથી. સમસ્યાનો ઉકેલ એ છે કે, દરેક માણસ પોતાની ઈસ્લાહ (સુધારણા)ની ફિકર-ચિંતા રાખે. પોતાની જાતને ઉક્ત ફેલાયેલી બદીઓથી બચાવવામાં પૂરી શક્તિ લગાવી દે.

એક બીજી હદીષમાં છે કે આપ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમે ફરમાવ્યું કે, ''જે માણસ એમ કહેતો ફરે કે (દીન છોડવાના કારણે) લોકો બરબાદ થઈ ગયા, તો વાસ્તવમાં તે બધા પૈકી સૌથી વધારે બરબાદ આ કહેનાર શખ્સ છે.'' *(મુસ્લિમ શરીફ : ૪૭૫૫, અબૂ દાવૂદ : ૪૩૩૧)*

અર્થાત્ જે માણસ હંમેશ લોકોની બુરાઈઓનું ગાણું ગાતો રહે અને ખુદ પોતાની ખામીઓ પ્રત્યે ધ્યાન નહીં આપે, તે સૌથી વધારે ખરાબ સ્થિતિમાં છે. તેના બદલે જો તે પોતાની ઈસ્લાહની ચિંતા કરી લે અને પોતાની વર્તણૂંક તપાસી લઈ પોતાની બુરાઈ દૂર કરી લે, તો ઓછામાં ઓછું સમાજમાંથી એક સભ્યની બુરાઈ-દૂષણ તો નિર્મૂળ થઈ જશે. અને અનુભવ એમ કહે છે કે એક દીવાથી બીજો દીવો પ્રગટે છે ને એક સભ્યની સુધારણા બીજા સભ્યની સુધારણાનું પણ નિમિત્ત બની જતી હોય છે. સમાજ વાસ્તવમાં માનવ સભ્યોના સમૂહનું જ નામ છે. જો વ્યાપક સ્તરે માનવસમાજના સભ્યોમાં જ સુધારણાની ચિંતા ધીમે ધીમે પ્રસરી જાય તો સમાજ પણ તેનાથી આપોઆપ સુધરી જશે.

એટલે સમસ્યાનું સમાધાન એ નથી કે આપણે સમાજ તથા તેના દૂષણોને દરેક વખતે ભાંડતા જ રહીએ. તેનાથી કોઈ ફાયદાકારક પરિણામ નથી નીકળતું. એટલું જ નહીં, બલ્કે ઘણી વખત લોકોમાં નિરાશા વ્યાપી જાય છે. અને દૂષણોને વેગ મળે છે. તેના બદલે કુર્આન-સુન્નતના ઉપરોક્ત આદેશોની રોશનીમાં સમસ્યાનું સમાધાન એ છે કે દરેક માણસ આત્મ-પરિક્ષણ કરે અને જુએ કે તેની પર અલ્લાહપાકના તથા માનવબંધુઓના કેટલા હક્કો છે ? શું સાચે જ તે બધા હક્કો અદા કરી રહયો છે કે બધા કર્તવ્યોનું પાલન કરી રહયો છે ? સમાજની જે જે બુરાઈઓની તે ફરિયાદ કરે છે, તેમાંથી કઈ કઈ બુરાઈમાં તે પોતે ભાગીદાર છે ?

આપણે આ દ્રષ્ટિકોણથી ક્યારેય આત્મપરીક્ષણ કર્યું નથી. એ કારણે પેલું ટૂંકું બહાનું આપણે રાત-દિન આગળ ધરતા રહીએ છીએ કે, ''ચારેકોર ફેલાયેલા દૂષણો વચ્ચે એક એકલો માણસ શું કરી શકે છે ?'' જો ન્યાયપૂર્વક અવલોકન કરવામાં આવે તો ખબર પડશે કે પડતીના કાળમાંય એક એકલો

શખ્સ ઘણું બધુ કરી શકે છે. તપાસ કરશો તો જણાશે કે આપણી ઘણી બધી ખામીઓ એવી છે, જેને આપણે તત્કાળ સુધારી શકીએ છીએ. અને એવી કોઈ પરિસ્થિતિ નથી, જે આપણી તે સુધારણાની આડે આવે.

અને ઘણી બધી ભૂલો-દૂષણો એવા છે, જેનો તત્કાળ કોઈ ઈલાજ શક્ય ન હોય તો ઓછામાં ઓછું તેની માત્રાને તો ઓછી કરી શકાય એમ હોય છે. અને ઘણી બધી એવી પણ સમસ્યાઓ છે, જેના ઉકેલમાં કંઈક મુશ્કેલીઓ છે, પરંતુ એ મુશ્કેલીઓ એવી નથી જે હલ ન થઈ શકે. એ મુશ્કેલીઓમાંથી માર્ગ કાઢવા વિશે વિચારી શકાય એમ છે. આખર આ સમસ્યાગ્રસ્ત સમાજમાં જ એવા લોકોની સંખ્યા ઓછી નથી, જેઓ દૂષણોની ભડભડ કરતી આગમાં પણ પોતાનો પાલવ બચાવી જીવન વિતાવી રહ્યા છે. આવા લોકો પોતાના પવિત્ર જીવનના કારણે મરી નહીં ગયા. તેઓ પણ આ જ સમાજમાં જીવતા છે. બલ્કે જો વાસ્તવદર્શી નજર હોય તો તેઓ ઘણી સારી રીતે જીવી રહ્યા છે.

પરંતુ આ બધી વાતો પ્રત્યે જાગૃતિ ત્યારે જ આવી શકે છે, જ્યારે આત્મનિરિક્ષણ કરવાની ટેવ પડી જાય. જે દિવસે અંતરાત્માની આ શક્તિ જાગી ગઈ, તે દિવસે એ વાસ્તવિક્તાની જાણ થશે કે સમાજના દૂષણોનો જે હાઉ આપણે ઉભો કરી રાખ્યો હતો તે કેટલો અવાસ્તવિક હતો. બીમારને ખબર હોવી જોઈએ કે તે બીમાર છે. તેને વિશ્વાસ પણ હોવો જોઈએ કે તેનો રોગ અસાધ્ય નથી. આપણને ખબર જ નથી કે આપણે બીમાર છીએ તથા વિશ્વાસ જ નથી કે આપણે સાજામાજા થઈ શકીએ છીએ. આ આપણી મુખ્ય સમસ્યા છે.

## અખ્લાકી તઅલીમના પ્રકારો

ઈસ્લામી અખ્લાકી તઅલીમ-શિક્ષણનું વાંચન કરવામાં આવે છે, તો આ વાત સ્પષ્ટ થાય છે કે, આપ (સલ.) મારફતે માનવજાતને જે અખ્લાકી શિક્ષણ મળ્યું, તેને નીચે મુજબ ત્રણ ભાગમાં વહેંચી આપ્યું છે :

- હક્કો-જવાબદારીઓ.
- ફઝાઈલ-રઝાઈલ (સારી વાતોનું પ્રોત્સાહન, ખરાબ વાતોથી નફરત)

- અદબો-આચારસંહિતા.

ઈસ્લામની પહેલી તઅલીમ એ છે કે, દરેક માણસ ઉપર બીજા માણસો બલ્કે જાનવરો સુદ્ધાંના જે હક્કો અને જવાબદારીઓ લાગુ પડે છે, તેનો હક્ક પહેલો છે. માટે આ અખ્લાકનો પહેલો પ્રકાર ગણાશે.

બીજી વસ્તુ માણસની ઝાતી ચાલ-ચલગત, વર્તણૂંક અને ઉચ્ચ સંસ્કારો છે. જેને ફઝાઈલે અખ્લાક કહેવામાં આવે છે. અને તેની તુલના (મુકાબલા)માં અમૂક બૂરાઈઓ છે, જેને "રઝાઈલ" કહેવામાં આવે છે. જેમકે સચ્ચાઈને ફઝાઈલ અને જૂઠને રઝાઈલ કહે છે.

ત્રીજો પ્રકાર કોઈ પણ કામને સારી રીતે અને ઉમદા તરીકાથી બજાવ-વાનું છે. જેને આદાબ કહેવામાં આવે છે. જેમકે ઉઠવા-બેસવા, ખાવા-પીવા અને કપડાં પહેરવા વગેરે બાબતોમાં ઈસ્લામી અખ્લાકનો ખ્યાલ રાખવો.

**હક્કો-ફરજો :**

કુર્આન શરીફમાં ફરમાવ્યું : "અને તેમના માલમાં માંગનાર તથા (બિન સવાલી) નિરાધારોનો ભાગ હતો." *(સૂરએ ઝારિયાત : ૧૯)*

"અને જેમના માલમાં અમૂક ભાગ ભિખારી તથા નિરાધારો માટે છે.
*(સૂરએ મઆરિજ : ૨૪/૨૫)*

માટે આપ કુટુંબીજનોને તેમનો હક આપો તથા મોહતાજ અને મુસાફિરને (પણ આપો). આ તે લોકો માટે બેહતર છે, જેઓ અલ્લાહ તઆલાની ખુશનૂદીના ચાહક છે. અને તેઓ જ છૂટકારો પામનાર છે.
*(સૂરએ રૂમ : ૩૮)*

અલ્લાહ તઆલાએ જ્યારે કોઈ માણસને પોતાના તરફથી દૌલત આપી છે, તો તેનો તકાઝો છે કે, જેમને આ વસ્તુ નથી મળી, તેમને થોડુ થોડુ આપવામાં આવે.

હદીષ શરીફમાં ફરમાવ્યું કે, તમારી પત્નીનો તમારા ઉપર હક્ક છે, તમારા મહેમાનનો તમારા ઉપર હક્ક છે, બચ્ચાઓનો હક્ક છે, તમારી

જાત તથા શરીરનો હક્ક છે, આંખોનો પણ હક્ક છે.

ઈસ્લામનું આ હક્કનું વર્તુળ ફક્ત સગા-સબંધીઓ પુરતુ મર્યાદિત નથી, બલ્કે સામાન્ય વ્યક્તિથી લઈ જાનવરો સુદ્ધાંના હક્કો હદીષ શરીફમાં વિગતવાર દર્શાવ્યા છે. જાનવરોની ઉપર જરૂરતથી વધારે બોજ ન લાદો, જરૂરત વગર જાનવર ઉપર બેસી ન રહો, તેને સવારી માટે વાપરો, પોતાની બેઠક ન બનાવો. જ્યારે ઘાસ-પાણીના વિસ્તારમાંથી પસાર થાઓ, તો ખૂબ ઘાસ-પાણી ખવડાવો-પિવડાવો. પક્ષીઓના માળામાંથી તેમના બચ્ચાં લઈ તેમને સતાવો નહીં.

## હક્કો, સંસ્કારો અને આચારસંહિતાનું ટૂંકમાં વર્ણન :

માં-બાપના હક્કો, અવલાદના હક્કો, માં-બાપની જીમ્મેદારીઓ, અવલાદની જવાબદારીઓ, બાળકોની તંદરૂસ્તીની સારસંભાળ, બાળકોને બગડતા રોકવાના ઉપાયો, છોકરીઓની સંભાળ, વારસા-વહેંચણીમાં પુત્રીઓનો હક્ક, દહેજની બુરાઇ, પતિ-પત્નીના હક્કો-ફરજો, સગા-સબંધીઓના હક્કો, પાડોશીના હક્કો, થોડીકવારનો પાડોશી, મહેમાનગીરીની આચારસંહિતા, યતીમો-અનાથોના હક્કો, બેવા (વિધવા) સ્ત્રી સાથે સદ્‌વ્યવહાર, બીમારના હક્કો, મુસ્લિમોનો પરસ્પરનો વર્તાવ, સામાન્ય લોકોના હક્કો, જાત મહેનત-સ્વમાનપણું, દુશ્મનો સાથે વર્તાવ, કેદીઓના હક્કો, પશુ-પક્ષીઓના હક્કો.

## ઉચ્ચ અખ્લાક-સારા સંસ્કારો :

સચ્ચાઈ-સત્ય બોલવું, સખાવત-દાન કરવું, પાકદામની-ચારિત્ર્ય-પવિત્રતા (શર્મો-હયા), શાદી-ખુશીના પ્રસંગે સાવચેતી, બૂરી નજરનો (બદનજરીનો) ઈલાજ, પ્રમાણિકતા-અમાનતદારી, રહેમ-દયા, ન્યાય-ઈન્સાફ, એહસાન-ઉપકાર કરવો, માફી-દરગુજર, શુક્ર એક સર્વોચ્ચ ઈબાદત, સબ્ર-શહનશિલતા, સહનશિલતાનો ફાયદો, સબ્રની ફઝીલત, તવાઝુઅ-વિનમ્રતા, વાતચીતમાં મિઠાશ, ઈસાર-બીજા માટે તકલીફ ઉઠાવવી, મધ્યમ માર્ગ અપનાવવો, ભલામણ-સિફારિશ, બલીદાન, હલાલ રોઝી,

હકગોઈ-સાચા બોલી હોવું, સમયનું મહત્વ, ભૂલ કબૂલવી, ઈસ્તિકામત-અડગતા.

**બૂરા અખ્લાક-ખરાબ સંસ્કારો :**

જૂઠ, વાયદાભંગ, બેઈમાની-અપ્રમાણિકતા, દગાબાઝી-ગદ્દારી, આક્ષેપબાઝી-બોહતાન, ચાડી-ચૂગલી, ગીબત-બદગોઈ, ટીકા-ટીપ્પણીની રીત, દ્વિમુખી હોવું, બદગુમાની-ખોટું ગુમાન કરવું, ખોટા વખાણ અને ખુશામત, કંજૂસાઈ, સ્વાર્થ-લાલચ, ચોરી, માપતોલમાં કમી, ધોકાથી સંતાડીને લેવું, રૂશ્વત, વ્યાજુ વહેવાર, ગુસ્સો-ક્રોધ, કીનાકપટ, ઝુલ્મ-અત્યાચાર, ઘમંડ-તકબ્બુર, રિયાકારી-દંભ કરવો, ઉડાઉપણું (ફુઝૂલખર્ચી), બગાડવૃત્તિ, હસદ-ઈર્ષા, ગાળો ભાંડવી-અપશબ્દો બોલવા, દારૂ પીવુ-નશીલા પદાર્થો લેવા, હરામ કમાણીનો વબાલ તથા ભિખારીવૃત્તિ.

## માં-બાપના હક્કો

ઈસ્લામની એક વિશેષતા એ છે કે, તેણે હક્કોનો દરજ્જો અને ક્રમ રાખ્યા છે. જેથી ક્રમ પ્રમાણે દરેક વ્યક્તિના હક્કો અદા કરવામાં સહુલત રહે. તથા બે-ત્રણ વ્યક્તિઓના હક્ક એક સાથે અદા કરવાના સંજોગોમાં જે અત્યંત જરૂરી છે, તેને પ્રાથમિકતા આપવામાં આવે. જેમકે માં-બાપ અને બીજા સગાવહાલામાં માં-બાપને પ્રાથમિકતા આપવામાં આવે. માં-બાપના દરમિયાન માંને પ્રાથમિકતા આપવામાં આવે. જેથી દરેકનો તેના દરજા પ્રમાણે ખ્યાલ રહે.

કુર્આન શરીફમાં ક્રમ પ્રમાણે ફરમાવ્યું : “અને અમે માણસને તેના માં-બાપ સબંધી તાકીદ કરી દીધી. (કારણ કે) તેની માંએ તેને થાક પર થાક વેઠી ગર્ભમાં રાખ્યો અને તેનું ધાવણ છોડાવવું બે વર્ષમાં છે (તેથી તમારે જોઈએ) કે તમે મારો તેમજ તમારા માં-બાપનો હક માનો. આખરે (તમારે) મારી જ તરફ પાછા આવવાનું છે. અને જો તેઓ બન્ને આ વાત પર હઠ કરે કે તમે એવી વસ્તુને મારી શરીક ઠેરવો જેના વિશે તમને કંઈ જ્ઞાન નથી, તો તમે તેઓનું કહેવું માનશો નહીં, પણ દુનિયામાં તેઓની

સાથે સદ્‌વર્તન રાખજો. અને પોતે (દીનના બારામાં) તે માણસની રાહ પર ચાલજો, જે મારા તરફ રજૂ થયો હોય. ફરી મારી જ પાસે તમારા સૌને પાછા આવવાનું છે. તો પછી જે કંઈ તમે (કાર્યો) કર્યા કરતા હતા તે હું તમને બતાવી આપીશ.'' *(સૂરએ લુકમાન : ૧૪/૧૫)*

હદીષ શરીફમાં તેમના હક્કોનું ખાસ ધ્યાન રાખવાનો હુકમ કર્યો છે. માંના પગ નીચે જન્નતની ખુશખબરી સંભળાવી છે. *(મુસ્નદે અહમદ)* ઘડપણમાં તેમનો ખ્યાલ રાખવો અત્યંત જરૂરી ઠેરવ્યો. અમુક સંજોગોમાં તેમની રજા વગર જિહાદની પણ પરવાનગી નથી. તેના ઉપર જન્નતની ખુશખબરી સંભળાવી અને ખ્યાલ ન રાખવા ઉપર હઝરત જિબ્રઈલ અલયહિસ્સલામની બદ્‌દુઆ ઉપર આમીન ફરમાવી.

## અવલાદના હક્કો

ઈસ્લામની એ પણ વિશિષ્ઠતા છે કે, માં-બાપના હક્કોની જેમ અવલાદના પણ હક્કોનું વર્ણન કરવામાં આવ્યું છે. હદીષ શરીફમાં ફરમાવ્યું કે, જે અમારા નાના બાળકો ઉપર રહેમ ન કરે અને મોટાઓનો અદબ-માન ન જાળવે, તે અમારામાંથી નથી. *(તિરમિઝી શરીફ)*

અલ્લાહપાકે માં-બાપને અવલાદની ઝિંદગી (જીવન) માટે માધ્યમ બનાવ્યા છે. તો તે તેમના મૃત્યુનું કારણ ન બને. ભ્રૂણ હત્યા પણ મોટો ગુનોહ છે. બલી પણ ન ચઢાવે. જેમકે ઈસ્લામ પૂર્વે આરબોમાં તથા આજકાલ પણ લોકોમાં રિવાજ છે.

કુર્‌આન શરીફમાં ફરમાવ્યું : ''બેશક, તેઓ નુકસાનીમાં પડ્યા જેમણે પોતાની અવલાદને મૂર્ખાઈથી સમજ્યા વિના મારી નાંખી અને અલ્લાહ તઆલા પર આરોપ મૂકી તેની આપેલી (હલાલ) રોજીને હરામ ઠેરવી. બેશક, તેઓ રાહ ભૂલ્યા અને કદી સીધી રાહ પર ચાલનાર ન થયા.

*(સૂરએ અન્‌આમ : ૧૪૦)*

શિક્ષણ તથા સંસ્કાર આપતી હાલની વ્યવસ્થા પણ બાળકોના બગડવા માટે એક જવાબદાર પરિબળ છે. અભ્યાસક્રમમાં નીતિલક્ષી સામગ્રીની

ઉણપ અને હેતુવિહિન મુદાઓની ભરમાર, શિક્ષકો તથા વિદ્યાર્થીઓ વચ્ચે કડવાશપૂર્ણ સબંધ, વગેરે કારણોસર હાલનાં સંસ્કારધામો કુસંસ્કારોના અડ્ડાઓ સમાન બની ગયા છે. એટલે રાષ્ટ્રની શિક્ષણ વ્યવસ્થાને પણ સુધારવાની તાતી આવશ્યક્તા છે.

**બાળકો પ્રત્યે નરમી તથા રહેમનો આદેશ :**

આ રહમત (કરૂણા) તથા શફકત (સ્નેહ) આપના ચેહરા પર ત્યારે ઝળકતી હતી, જ્યારે આપ (સલ.) કોઈ બાળકને જોતા હતા. આપ (સલ.) પોતાના સહાબા (સાથીઓ)ના બાળકોને ખોળામાં લઈને ખૂશી વ્યક્ત કરતા હતા. ક્યારેક સમજણાં થઈ ગયેલા બાળકો પાસેથી આપ પસાર થતા તો આપ (સલ.) તેમને સલામ કરતા. *(બુખારી શરીફ : ૨/૯૨૩)* રસ્તામાં કોઈ બાળકને જોતા તો તેને ખૂશ કરવા માટે પોતાની ઉંટણી પર બેસાડી લેતા. હઝરત અનસ (રદી.) ફરમાવે છે કે, ‘‘અલ્લાહ તઆલાના રસૂલ (સલ.)થી વધારે સ્નેહાળ પિતા મેં નથી જોયા.’’ *(મુસ્નદે અહમદ : ૧૨૧૨૬)*

હઝરત ઉસામા બિન ઝૈદ (રદી.) ફરમાવે છે કે, અલ્લાહપાકના રસૂલ (સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ) મને પોતાની જમણી સાથળ પર અને હઝરત હસન (રદી.)ને પોતાની ડાબી સાથળ પર બેસાડી લેતા હતા. પછી બન્નેને ખોળામાં લઈ લેતા હતા, અને ફરમાવતા હતા : અય અલ્લાહપાક ! બન્ને પર રહમ કર. એટલા માટે કે એમની ઉપર મને પણ રહમ આવે છે. *(બુખારી શરીફ : ૨/૮૮૮)*

અમુક લોકો અલ્લાહપાકના રસૂલ (સલ.)ને પોતાના કે સહાબાના બાળકોને ચૂમતાં જોઈને આશ્ચર્ય કરતા હતા. એક વખત હઝરત અકરઅ્ બિન હાબિસ (રદી.)એ હુઝૂરે અકરમ (સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ)ને હઝરત હુસૈન (રદી.)ને વહાલથી ચૂમતાં જોયા તો કહયું કે, મારા તો દસ બાળકો છે, પરંતુ મેં એમને ક્યારેય ચૂંબન કર્યું નથી. તેમણે આ અસામાન્ય સ્નેહ પર આશ્ચર્ય વ્યકત કર્યું, ત્યારે આપ અલયહિસ્સલામે તેમને આવી સખ્તદિલીથી રોકયા. *(બુખારી શરીફ : ૨/૮૮૭)*

હઝરત આયશા (રદી.) ફરમાવે છે કે, એક ગામડીયાભાઈ આપ (સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ)થી કહેવા લાગ્યા કે, તમે તો બાળકોને પ્યાર કરો છો, અમે તો આમ કરતા નથી. તો અલ્લાહના રસૂલ (સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ)એ ફરમાવ્યું કે, ''જો અલ્લાહપાકે તમારા દિલોમાંથી રહેમ કાઢી નાંખી હોય તો હું શું કરી શકું છું.'' *(બુખારી શરીફ : ૨/૮૮૭)*

આપ (સલ.)ની મુહબ્બત (પ્રેમ) ક્યારેક ખૂશી સ્વરૂપે દેખા દેતી, તો ક્યારેક અશ્રુઓ વડે વ્યક્ત થતી હતી. અને તેની પર જ્યારે કોઈ સખ્ત દિલવાળાને આશ્ચર્ય થતું, તો આપ (સલ.) તેને સમજાવતા કે આ તો રહેમ-કરૂણાની ભાવના છે, આમાં કાંઈ ખોટું નથી.

આપ (સલ.)ના એક નવાસા મરણ પથારીએ હતા. તો તેમને આપ (સલ.)ની પાસે લાવવામાં આવ્યા. તેમનો શ્વાસ રૂંધાય રહ્યો હતો, અને તેઓ સુક્કી મશક જેવા થઈ રહ્યા હતા. આ જોઈ આપ (સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ)ની આંખોમાંથી આંસુઓ ઢળી પડયા. હઝ. સઅદ્ બિન ઉબાદહ્ (રદી.)એ પૂછયું કે, ''હે અલ્લાહપાકના રસૂલ ! આ શું છે ?'' આપ (સલ.)એ ફરમાવ્યું : ''આ અલ્લાહપાકની રહમત છે, જેને તેણે પોતાના બંદાઓના દિલોમાં રાખી દીધી છે, અને અલ્લાહપાક પોતાના બંદા પર દયા કરે છે.'' *(બુખારી શરીફ : ૧/૧૭૧)*

ખુદ હઝરત સઅદ્ (રદી.) એક વખત બીમાર પડયા તો અલ્લાહના રસૂલ (સલ.) તેમની ઈયાદત (ખબર પૂછવા) માટે ગયા, તો તેમને તેમના સ્નેહીઓ વચ્ચે જોઈ પૂછયું કે, શું ઈન્તિકાલ થઈ ગયો ? લોકોએ કહયું કે, ''અય અલ્લાહપાકના રસૂલ ! નહીં.'' તો આપ (સલ.) રડવા લાગ્યા અને ફરમાવ્યું કે, ''અલ્લાહપાક આંખના આંસુ અને દિલના ગમ પર અઝાબ નથી આપતો.'' અને પોતાની જીભ તરફ ઈશારો કર્યો. *(બુખારી શરીફ : ૧/૧૭૪)*

**સંતાનો (છોકરા-છોકરીઓ)ના ઘડતરની મહત્વતા :**

ઘડતર (તરબિયત)માં સૌથી મહત્વની સમસ્યા સંતાનના ઘડતરની છે. આ માનવીની સમગ્ર ફરજોમાંથી મહાન ફર્જ છે અને જો ઊંડાણપૂર્વક વિચારો

તો અંદાજો થશે કે સંતાન માનવી માટે સૌથી સૌથી મોટુ ઈનામ-સન્માન તેમજ આખિરત અને દુનિયા સુધારવાનું માધ્યમ છે. સંતાન માનવીય સમાજની આવશ્યકતા એટલા માટે પણ છે કે, જન્મ અને વંશ-વૃદ્ધિ ઉપર જ માનવ જીવનનો આધાર છે.

દુનિયામાં સંતાન આંખોની ઠંડક છે. દુ:ખ, તકલીફમાં સહારો, માનવીની ઓળખનું માધ્યમ છે. સંતાનને કારણે માણસ શકિત અને પ્રગતિ પ્રાપ્ત કરે છે. સંતાનને કારણે દુનિયામાં કંઈક કરવાની ઉમંગ અને તમન્ના જાગે છે. સંતાનને કારણે માણસ દુનિયામાં સુંદરતા અને સફળતા પામે છે.

સંતાન અલ્લાહપાકની ઉચ્ચ નેઅ્મત છે. સંતાન કુટુંબની આશાઓનું કેન્દ્ર અને ધરી, વડીલોની આંખોનું ઓજસ, માતા-પિતાની આકાંક્ષાઓનું પુષ્પ હોય છે. કુટુંબના વ્યવસ્થાપનને બાકી રાખવા અને વિવાહિત જીવનના બંધનમાં મજબૂતી લાવવાનું શ્રેષ્ઠ માધ્યમ સંતાન જ હોય છે. સંતાનના માધ્યમથી જ વિવિધ કુટુંબો એકબીજા સાથે સબંધોના તાંતણે બંધાય છે.

સંતાનના આખિરત (પરલોક)ના ફાયદા કુર્આન શરીફ અને હદીષ શરીફમાં ઘણી જગ્યાએ મૌજૂદ છે. જેનાથી અંદાજો થાય છે કે, સંતાન એ જન્નતમાં પ્રવેશ માટેનો સરળ માર્ગ છે. માણસ પોતાના સંતાનને ખવડાવવા-પીવડાવવા તેમજ ભરણ-પોષણ વિગેરે જરૂરિયાતો પાછળ જે પ્રયત્નો કરે છે, એ બધા બદલ અલ્લાહપાકે બદલો નિશ્ચિત કર્યો છે. સંતાનના સારા ઘડતર માટે જે પ્રયત્ન કરે છે તે તેના સદ્કાર્યોમાં ગણાય છે. જ્યારે માણસ મૃત્યુ પામે છે, અને તેના સંતાન તેના માટે ભલાઈની દુઆ કરે છે. તેના માટે અલ્લાહ તઆલા પાસે તેની મગફિરત માંગે છે, ત્યારે અલ્લાહપાક સંતાનની દુઆ કબૂલ ફરમાવે છે.

માં-બાપને જોઈએ કે બાળકોના જવાન થતાં જ તેમની દેખરેખ રાખે, ગલત પ્રકારના સાથીઓ અને ભાઈબંધોથી દૂર રાખવાની ભરપૂર કોશિશ કરે, એવી જ રીતે સિનેમા, થિયેટર, ફિલ્મ, નાચગાન, નોવેલ, નગ્ન ફોટાઓ, સંસ્કારોને પાયમાલ કરનારી વસ્તુઓ, પોપ ગેમ્સ, તદ્પરાંત સ્ત્રીઓના

ટોળાંઓ અને તેમની મેહફિલોના સમાગમ-સહવાસથી બહુ દૂર રાખે.

નવયુવાનોએ ખુદ જ આ બધી વાતોથી સાવચેતી દાખવવી જોઈએ, નહિતર જો યુવાવસ્થાના પ્રારંભમાં બગાડ તરફ વળાંક લીધો તો પછી તેને સીધી દિશા તરફ વળાંક આપવો ભારે પડશે અને ઈઝઝતના સત્યાનાશ સાથે સાથે તંદુરસ્તી અને તાકાતના બરબાદ થવાનો સખ્ત ખતરો છે.

## સ્ત્રીઓનું માન-સન્માન

હઝરત મુહમ્મદ (સલ.)ના આગમન પૂર્વે સ્ત્રીઓની ઘણી દુર્દશા હતી. તેમને કોઈ અધિકાર પ્રાપ્ત ન હતો. વારસામાં કોઈ હિસ્સો ન હતો. દુરાચાર અને બળાત્કાર સામાન્ય હતા. નિર્લજ્જતા અને બેશરમીનું ચલણ હતું. નિકાહ (લગ્ન)ની કોઈ સીમા ન હતી. પુરૂષ જેટલી ચાહે શાદીઓ કરી લેતો. ત્યાં સુધી કે, સાવકી માતા ઉપર પણ અધિકાર જમાવીને તેને પત્ની બનાવી લેવામાં આવતી. પુત્રીની હત્યાનો રિવાજ પ્રચલિત હતો. બાળકી જન્મતી, તો તેને જીવતી દાટી દેવામાં આવતી હતી. સ્ત્રીઓ સાથે કોઈ શિષ્ટ વ્યવહાર કરવામાં આવતો ન હતો, અને દરેક પ્રકારે શોષણ કરવામાં આવતું હતું તેમજ તેને ભોગ-વિલાસની વસ્તુ સમજવામાં આવતી હતી.

માનવતા-ઉપકારક હઝરત મુહમ્મદ (સલ.)એ આ ગંદી માનસિકતાને સંપૂર્ણપણે બદલી નાખી અને સ્ત્રીઓને તેમના સ્વાભાવિક અધિકાર આપ્યા તથા સમાજમાં આદર-સન્માન પ્રદાન કર્યું.

કુરૂઆને કરીમમાં ઉલ્લેખ છે : ‘‘તેમની સાથે ભલી રીતે જીવન વિતાવો. જો તેઓ તમને પસંદ ન હોય, તો બની શકે છે કે, એક વસ્તુ તમને પસંદ ન હોય, પરંતુ અલ્લાહપાકે તેમાં ઘણી જ ભલાઈઓ મૂકી દીધી હોય.’’

*(કુરૂઆન શરીફ : ૪:૧૯)*

હઝરત અબૂ હુરૈરહ (રદી.)નું બયાન છે કે, હુઝૂરે અકરમ (સલ.)એ ફરમાવ્યું : ‘‘મુઅમિનોમાં ઈમાનની દષ્ટિએ સૌથી પૂર્ણ તે છે, જે તમારામાં નૈતિકતા (અખ્લાક)ની દષ્ટિએ સૌથી સારો હોય. અને તમારામાં સૌથી સારો તે છે, જે પોતાની સ્ત્રીઓ પ્રત્યે સારો હોય.’’

અલ્લાહપાકના રસૂલ (સલ.)એ મહિલાઓ અને પુરૂષોને ન્યાયપૂર્વક અધિકારો આપ્યા. બન્નેને માલ અને સંપત્તિમાં અધિકારો પ્રદાન કર્યા. બન્નેને પોતપોતાની સંપત્તિ ખરીદવા-વેચવા અને તેની વ્યવસ્થા કરવાની આઝાદી આપી. તેઓ ચાહે તેને ગીરો મૂકે, પટ્ટા ઉપર આપે, કોઈને વેચી દે અથવા તેને પોતાની જરૂરતો પૂરી કરવામાં ઉપયોગ કરે. સ્ત્રીઓને પુરૂષ સમાન અધિકારો પ્રાપ્ત છે.

કુર્આને પાકમાં છે : "પુરૂષો માટે એ માલમાં હિસ્સો છે, જે માં-બાપ અને નજીકના સગાઓએ પાછળ મૂક્યો હોય અને સ્ત્રીઓ માટે પણ એ માલમાં હિસ્સો છે, જે માં-બાપ અને નજીકના સગાઓએ પાછળ મૂક્યો હોય." *(કુર્આન શરીફ : ૪:૭)*

"જે કંઈ પુરૂષોએ કમાયું છે, તે મુજબ તેમનો હિસ્સો છે અને જે કંઈ સ્ત્રીઓએ કમાયું છે, તે મુજબ તેમનો હિસ્સો." *(કુર્આન શરીફ : ૪:૩૨)*

એક હદીષે પાકમાં હઝરત મુહમ્મદ (સલ.)એ સ્ત્રીઓ અંગે શિખામણ આપી છે કે, "જે તમે ખાઓ, તેમને પણ ખવડાવો. જે કંઈ તમે પહેરો, તેમને પણ પહેરાવો. તેમને મારો નહીં અને અપશબ્દો ન કહો." *(અબૂ દાઉદ)*

વ્હાલા નબી (સલ.)એ દીકરીઓના પાલન-પોષણની પ્રેરણા આપી. તેમની હત્યા ઉપર પ્રતિબંધ લગાવ્યો. વર્તમાન યુગમાં પણ મુસ્લિમ સમાજ ભ્રુણ હત્યા જેવી બૂરાઈઓથી મુક્ત છે. આ ઈસ્લામની શિક્ષાઓનો જ પ્રભાવ છે. જ્યારે બીજા સમાજોમાં આ પ્રકારની ઘટનાઓ આજે પણ જોવા મળે છે. હવે તો બિનમુસ્લિમ સમાજમાં નારી ભ્રુણ હત્યાનો જાણે રિવાજ જ બની ગયો છે.

ઈસ્લામ પુત્રીઓ ઉપર પુત્રોને પ્રાથમિકતા આપતો નથી. અલ્લાહપાકના રસૂલ (સલ.)એ ફરમાવ્યું : "જે વ્યક્તિને પુત્રી હોય, તે ન તો તેને જીવતી દાટે, ન તેની સાથે ઉપેક્ષાનો વ્યવહાર કરે, ન તેના ઉપર પોતાના પુત્રને જ પ્રમુખતા આપે, તો અલ્લાહપાક તેને જન્નતમાં દાખલ કરશે." *(અબૂ દાઉદ)*

અલ્લાહ તઆલાના રસૂલ (સલ.)એ પુત્રીઓના ભરણપોષણ, શિક્ષણ (ઈલ્મ), શાદી-વિવાહ અને તેમની સાથે સમતાના વ્યવહાર ઉપર જહન્નમ (નર્ક)થી મુક્તિ મેળવવા અને જન્નત (સ્વર્ગ) મળવાની ખુશખબર સંભળાવી છે : ‘‘જેણે ત્રણ પુત્રીઓનું પાલનપોષણ કર્યું, તેમના શિક્ષણ-પ્રશિક્ષણનો પ્રબંધ કર્યો અને તેમનું લગ્ન કર્યું તથા તેમની સાથે પછી સદ્‌વ્યવહાર કર્યો, તો તેના માટે જન્નત છે.’’ *(અબૂ દાઉદ)*

એક હદીષમાં છે કે, ‘‘તમારામાંથી જેની ત્રણ પુત્રીઓ અથવા ત્રણ બહેનો હોય અને તે તેમની સાથે સારો વ્યવહાર કરે, તો તે જન્નતમાં અવશ્યપણે દાખલ થશે. *(તિરમિઝી શરીફ)*

હઝરત અબૂ હુરૈરહ (રદી.) બયાન કરે છે કે, રસૂલુલ્લાહ (સલ.)એ ફરમાવ્યું : ‘‘જેને ત્રણ પુત્રીઓ હોય અને તે તેના સંદર્ભની તકલીફો અને આર્થિક મુશ્કેલીઓ ઉપર ધીરજ ધરે, તો તેની સાથે તેની હમદર્દીના કારણે અલ્લાહપાક તેને જન્નતમાં દાખલ કરશે.’’

આ બાબતે કોઈ વ્યક્તિએ પૂછ્યું કે, કોઈની બે પુત્રીઓ હોય (અને તે તેના સંદર્ભમાં તકલીફ ઉઠાવે) તો ? આપ (સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ)એ ફરમાવ્યું કે, બે પુત્રીઓ હોય તો (અલ્લાહપાક જન્નત આપશે). એક વ્યક્તિએ ફરી પૂછ્યું કે, જો એક પુત્રી હોય તો ? આપ (સલ.)એ ફરમાવ્યું કે, એક હોય તો પણ. *(મુસ્તદરકે હાકિમ)*

આપ (સલ.)એ શાદી-વિવાહમાં છોકરીની સહમતિને સ્થાન આપ્યું.

પતિનો દેહાંત થઈ જાય અથવા તેને તલાક આપવામાં આવે અને મહિલા આર્થિક દૃષ્ટિએ સ્વાવલંબી ન હોય, તો સંતાન ઉપર અને સંતાન ન હોવાની સ્થિતિમાં પિતા અથવા અન્ય નિકટના સગા-સબંધીઓ ઉપર તેની જવાબદારી નાખવામાં આવી છે.

હઝરત સુરાકહ બિન માલિક (રદી.)નું બયાન છે કે, અલ્લાહપાકના રસૂલ (સલ.)એ ફરમાવ્યું : ‘‘શું હું તમને બતાવું કે, સૌથી મોટો સદકો (દાન-પુણ્ય) શું છે ?’’ કહેવામાં આવ્યું : ‘‘હુઝૂર ! જરૂર બતાવો.’’ આપ

(સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ)એ ફરમાવ્યું : "પોતાની એ દીકરી ઉપર ઉપકાર કરવો, જે (વિધવા હોવાને કે તલાક આપવાને કારણે) તારી તરફ પરત કરી દેવામાં આવી હોય અને તારા સિવાય અન્ય તેના માટે કમાનાર ન હોય." *(મુસ્નદે અહમદ)*

આપ (સલ.)એ વિધવા સાથે લગ્ન કરવાની પ્રેરણા આપી છે અને તેને પુણ્ય-કર્મ બતાવ્યું.

**પતિ-પત્નીના સુમેળ સબંધો :**

મનુષ્ય એક સામાજિક પ્રાણી છે, સામાજિક પ્રાણી હોવાનો અર્થ એ છે કે, મનુષ્ય ઘર, કુટુંબ અને સમાજના બંધારણમાં રહે છે. જ્યારે બીજા સ્વતંત્ર છે. અને મનુષ્ય ઘણાં બધા સામાજિક નિયમો, રિવાજો અને કાનૂની જાપ્તાના બંધનોને આધીન છે. આ કારણસર બધા જ માનવ સમાજમાં લગ્નનો રિવાજ છે. ઈસ્લામ મનુષ્યના બધા જ વ્યવહારોમાં હિદાયત-ઉપદેશ આપે છે. આ બાબતમાં પણ તેની તાલીમ-શિક્ષણ ખૂબ જ સ્પષ્ટ અને વિસ્તૃત છે.

સ્ત્રી-પુરૂષ વચ્ચે જેટલું જાતીય આકર્ષણ જોવા મળે છે, એની સરખામણીમાં સબંધો પોતાની રીતે જ મજબૂત અને રોચક હોવા જોઈએ; પરંતુ અફસોસની વાત એ છે કે, કેટલાક માનસિક, આર્થિક અને સામાજિક કારણોસર વર્તમાન યુગના બધા જ માનવસમાજોમાં દાંપત્ય સબંધોમાં અનિચ્છા, અરૂચી, કડવાશ અને તિરાડો જોવા મળે છે. એટલે સુધી કે સબંધોની આ કડવાશ સ્ત્રીઓની હત્યા અને અત્યાચારનું કારણ અને નિમિત્ત બની રહે છે. અથવા છૂટાછેડા (તલાક)ના બનાવો મોટી સંખ્યામાં જોવા મળી રહ્યા છે. કુટુંબો વેરવિખેર થઈ રહ્યાં છે. આ પરિસ્થિતીને નજર સમક્ષ રાખીને આ બાબતે ઈસ્લામી તાલીમ જાણવી જરૂરી બની છે.

**દહેજ એક સામાજિક દૂષણ :**

દહેજના સામાન અંગે આપણા શિક્ષિત વર્ગમાં પણ આ ગેરસમજ જોવા મળે છે કે, ખુદ અલ્લાહપાકના રસૂલ (સલ.)એ પોતાની લાડકી દિકરી હઝરત ફાતિમા (રદી.)ને દહેજનું સામાન આપ્યું હતું. આ અંગે એ

બાબત સ્પષ્ટ થવી જોઈએ કે, આપ (સલ.)ની ચાર દિકરીઓ હતી. અને બીજી ત્રણેય દિકરીઓને દહેજ-સામાન આપ્યું ન હતું. આવી જ રીતે આપ (સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ) માટે પોતાના પ્રાણની કુર્બાની આપવા તત્પર સહાબાએ કિરામ (રદી.)એ પણ આજની જેમ દહેજના સામાનની લેવડ-દેવડ કરી ન હતી. હઝરત ફાતિમા (રદી.)ની બાબત તો એ હતી કે, આપ (સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ)એ એમને માત્ર એ જ સામાન આપ્યો હતો, જેની એમને સખ્ત જરૂરત હતી. અને આ સામાન પણ એટલા માટે આપ્યો કે, હુઝૂર (સલ.)ના જમાઈ હઝરત અલી કર્રમલ્લાહુ વજહહૂ આપ (સલ.)ના પિતરાઈ ભાઈ હોવાં ઉપરાંત આપ (સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ)ના વાલીપણા હેઠળ હતા. એમનું કોઈ અલગ ઘર ન હતું. તેઓ મદીનામાં પોતાના માતા-પિતાના ઘરે પણ ન હતા. તેઓ હુઝૂર (સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ) સાથે જ રહેતા હતા. જ્યારે આપ (સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ)એ એમની શાદી પોતાની દિકરી હઝરત ફાતિમા (રદી.) સાથે કરી, તો એ બન્નેને એક અલગ ઘરમાં વસાવ્યા, અને તેમની જરૂરિયાતનો અમુક સામાન આપ્યો, જેથી તેઓ પોતાના નવા ઘરમાં ખાન-પાન અને રહેવાની વ્યવસ્થા કરી શકે. શું આ એ જ દહેજ હતું, જેનું પ્રદર્શન આજકાલની આપણી શાદીઓમાં થાય છે ? હરગિઝ નહીં. ન તો એ રિવાજને આધિન હતું, અને ન તો એવા કોઈ દેખાડા હતા. પરંતુ એક જરૂરિયાતની પૂર્તિ હતી. આજે પણ એની છૂટ છે. પરંતુ રિવાજના નામે જેની જરૂરત ન હોય એવા અસંખ્ય સામાનના ઢગલા ખડકવા અને અસંખ્ય વસ્તુઓનું પ્રદર્શન કરવાને ઉડાઉ અને બેફામ ખર્ચ સિવાય બીજુ ક્યું નામ આપી શકાય ?

## લગ્ન અને ઉડાઉ ખર્ચ :

આપણા જીવનમાં વિવિધ પ્રસંગો અને અવસરોએ ઉડાઉ તથા બેફામ ખર્ચ કરવામાં આવે છે. પરંતુ લગ્ન-વિવાહ પ્રસંગે ઉડાઉ ખર્ચનું પ્રદર્શન સૌથી વધુ કરવામાં આવે છે. કોઈ પણ વ્યકિત આ તક ચૂકી જવા માંગતો નથી. જરૂરિયાત વિનાનો ખર્ચ અને દેખાડાનો ખોટો ખર્ચ પણ લગ્ન-વિવાહની ઓળખ બની ચૂક્યા છે. ધનિક લોકો તો ધન પાણીની જેમ

વહેવડાવે છે. પરંતુ ગરીબ પણ આ પ્રસંગે ઉડાઉ ખર્ચ કરવામાં પાછળ રહી જાય એવું ઈચ્છતો નથી. જમીન વેચાઈ જાય, ઘર ગીરવે મૂકવાનો વારો આવે, વ્યાજે ઉધાર પૈસા લેવા પડે, આ બધુ જ સ્વીકાર્ય બની જાય છે. જેથી શાદી ધામ ધુમ પૂર્વક કરી શકાય. ઉડાઉ ખર્ચ કરવામાં આવે, અને આમ કરી પોતાની મહાનતાના જૂઠા વખાણ સાંભળવામાં આવે. આ બધુ ન થાય તો લગ્ન કેવા ? આવી શાદી પછી નાણાં ભીડ ઘેરી વળે છે. કર્ઝ આપનારાઓ જીવન મુશ્કેલ કરી મૂકે છે. વ્યાજનો બોજ કેડ ભાંગી નાખે છે. મોહતાજી અને વધારામાં કર્ઝની ચિંતા દિલને જકડી લે છે. જીવલેણ રોગ લાગુ પાડે છે. હૃદયરોગ થઈ જાય છે. ક્યાંક નઊઝુબિલ્લાહ આપઘાત થઈ જાય છે અને ઈઝઝત તો છડેચોક લીલામ થઈ જ રહી હોય છે. આ પરિણામો છે આપણા ઉડાઉ ખર્ચના. આવી શાદી ઈસ્લામે હરગિજ પસંદ કરી નથી. મજબૂરી અને નાણાંભીડ છતાં ઉડાઉ ખર્ચનું વલણ, બીજાઓનું આંધળુ અનુરકણ અને પોતાની ખોટી શાન દેખાડવાની ભાવનાનું પરિણામ છે. ક્યારેક આ બાબત મજબૂરી સ્વરૂપે પણ થાય છે. જ્યારે એના વિના શાદીની વ્યવસ્થા જ ન થઈ શકતી હોય. આવા પ્રસંગોએ સવિશેષ સમાજમાં એક ખોટી પ્રથાની શરૂઆત કરવા અને તેને પ્રોત્સાહન આપવા ખર્ચ કરવાના દ્રષ્ટિકોણ માટે આપણા ધનિકોનું એ વલણ જવાબદાર છે, જેઓ શાદીમાં ઉડાઉ ખર્ચનો રેકોર્ડ સ્થાપે છે. અને એ ભૂલી જાય છે કે, દૌલત અલ્લાહ તઆલાએ આપેલ અમાનત છે. જેના માટે અલ્લાહપાક સમક્ષ જવાબ આપવો પડશે.

## સ્ત્રીઓના વારસા વહેંચણી બાબતે નિષ્ક્રિયતા :

વારસા વહેંચણી સામાજિક જીવનની એક મહત્વપૂર્ણ બાબત છે. ન્યાયિક વહેંચણી પર સમાજના કલ્યાણનો ઘણો બધો આધાર છે. પરંતુ અફસોસ કે સદીઓથી વારસાઈના હક્કો ઝૂંટવી લેવામાં આવી રહયા છે. અને હક્ક પણ કોનો ? એક અબળા-કમજોરનો ! અને ઝૂંટવી લેનારા કોણ છે ? બાપ તથા ભાઈઓ ! જેમના શિરે તે નિર્બળ બાળાની સાર-સંભાળનો બોજો નાખવામાં આવ્યો છે. એક સ્ત્રી પ્રતિ સૌથી વધારે પ્રેમ

તથા હમદર્દી તેના ભાઈ તથા બાપને હોવી જોઈએ, પરંતુ આ જ લોકો અધિકારો છીનવી લે તો, તે માનવતાનું ચિરહરણ છે. રક્ષકો જ ભક્ષકો બની જાય તો રક્ષા કેવી રીતે થશે ?

**તલાકની સમસ્યાઓ :**

શરીઅતે તલાકને એક અપ્રિય અને ખરાબ કૃત્ય ઠેરવેલ છે. એટલા માટે કે તેનાથી ન માત્ર બે ઘર, બલ્કે બે પરિવારોમાં ફૂટ પડે છે, અને પરસ્પરના સબંધો બગડે છે. અલબત્ત, બગડેલ પરિસ્થિતિને સુધારવાના તમામ પ્રયત્નો કર્યા પછી પણ દંપતિ દરમ્યાન એવી દૂરી, અંતર અને નફરત પેદા થઈ જાય કે, બન્નેવ વચ્ચે નિભાવનું કોઈ સ્વરૂપ બાકી ન રહે, બલ્કે બન્નેવ અલ્લાહપાકે નિર્ધારિત કરેલ સીમાઓ પર કાયમ પણ ન રહી શકે, તો આવી મજબૂરીમાં શરઈ રીતે અલગ થઈ જવાની પરવાનગી છે.

આજે આપણા સમાજમાં તલાક એક મુખ્ય સમસ્યા બનતી જઈ રહી છે. તેની પાછળનું સૌથી મોટુ કારણ અજ્ઞાનતા છે. શું તલાક વિશે અલ્લાહ તઆલાની પવિત્ર શરીઅતમાં, જે સૃષ્ટિના માલિક અને પાલનહારે મોકલેલ અંતિમ અને સંપૂર્ણ શરીઅત છે અને જે ડહાપણ અને સૂઝબૂજથી ભરપૂર છે અને જે મનુષ્યો માટે સરાસર કલ્યાણ અને ભલાઈ છે, કોઈ સ્પષ્ટીકરણ અને શિક્ષા નથી ?

ઈસ્લામી શરીઅતમાં તલાક વિશે વિગતવાર માર્ગદર્શન આપવામાં આવેલ છે. કુર્આન અને સુન્નત (પયગમ્બર સલ.ના કઠનો અને આચરણ)થી આપણે સરળતાથી જાણી શકીએ છીએ કે તલાક ક્યારે આપવામાં આવે ? અને જ્યારે આપવામાં આવે, તો કેવી રીતે આપવામાં આવે ?

ઉલમાએ કિરામથી ગુઝારિશ છે કે, પોતાના જલ્સાઓ અને મસ્જીદના ઈમામો પોતાના ખુત્બામાં મુસ્લિમ સમાજની સુધારણાના વિષયને સામે રાખે અને જહાલત (અજ્ઞાનતા, બિનઈસ્લામ)ના કારણે જ જે પથભ્રષ્ટતા (ગુમરાહીઓ) જોવા મળે છે અને બીજા લોકો પણ તેના લીધે ગેરસમજના ભોગ બને છે, તેમને સાચી દીની માહિતી અને જાણકારી ઉપ્લબ્ધ કરે.

**સગા-વહાલાઓ સાથે સદ્‌વર્તાવ :**

આપ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમે ઈરશાદ ફરમાવ્યો કે, એવો જમાનો (કાળ-સમય) આવશે કે જેમાં રિશ્તેદારો સાથે હમદર્દીની ભાવના ખતમ થઈ જશે, લોકો પોતાના સબંધીઓથી દૂર રહેવામાં ભલાઈ સમજવા લાગશે. અમૂક તો એટલા માટે દૂર રહેશે કે તેમને સબંધીઓથી હમદર્દીના બદલે તકલીફ પહોંચે છે, અને અમૂક તો એટલા માટે દૂર રહેશે કે, મદદ ન કરવી પડે. આપ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમે ફરમાવ્યું કે, ત્રણ પ્રકારના લોકોથી અલ્લાહ તઆલા ખૂબ જ નારાઝ થાય છે. (૧) અલ્લાહપાક સાથે શિર્ક કરવાવાળા, (૨) સબંધીઓ સાથે બેદર્દીથી સબંધ તોડનારા (૩) બુરાઈનો હુકમ કરવાવાળા અને ભલાઈથી રોકવાવાળા.

એક હદીષ શરીફમાં આપ (સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ)એ ઈર્શાદ ફરમાવ્યો કે, ઈન્સાન બે કામ કરે તો અલ્લાહ તઆલા તરફથી ત્રણ વાતોની ખૂશખબરી છે, તે બે કામ આ છે : (૧) હંમેશા અલ્લાહ તઆલાથી ડરતો રહે અને પરહેઝગારી અપનાવે, (૨) સબંધીઓ સાથે સદ્‌વર્તન કરે. જે આ બે કામ કરશે તેના માટે આ ત્રણ ખૂશખબરીઓ છે : (૧) અલ્લાહ તઆલા તેની ઉમરમાં બરકત આપશે, (૨) અલ્લાહ તઆલા તેનું રિઝક (રોજી) વધારી દેશે, તેને ત્યાં કદી પણ ગરીબી નહીં આવે, (૩) ખરાબ મોતથી અલ્લાહ તઆલા તેની હિફાઝત કરશે અને ઈઝઝતની મોત આપશે.

## પાડોશીના હક્કો

આ જગતમાં દરેક માનવી બીજાનો મોહતાજ હોય છે. એક ભૂખ્યો, બીમાર કે પરેશાન છે. તે બીજા લોકોની મદદનો જરૂરતમંદ છે. આ પ્રમાણે લોકો એકબીજાને કામ લાગી હમદર્દી અને મુહબ્બત દાખવે છે. માનવીને તકલીફ અને દુઃખ પણ એવા લોકોથી થવાનો વધુ ખતરો છે, જે સાથે રહેતા હોય. આડોશ-પાડોશમાં એકબીજાથી મનદુઃખ થવાની શક્યતાઓ વધુ હોય છે. માટે તેના પણ હક્કો દર્શાવ્યા છે. ઝીના-વ્યભિચાર હરામ છે, પરંતુ પાડોશીની સ્ત્રી સાથે તેનો ગુનોહ ઘણો ગંભીર અને ખતરનાક ગણાય

છે. પાડોશીને ઘેર ચોરી કરવાનો ગુનોહ પણ વ્યભિચારના ગુનાહની જેમ દસ ગણો વધી જાય છે. *(અદબુલ્મુફરદ)*

આધુનિક શહેરી જીવનપદ્ધતિએ જેમ આપણા ઘણા બધા મૂલ્યો બદલી નાંખ્યા છે, ત્યાં પાડોશીના મહત્વને પણ વિસારે પાડી દીધું છે. બંગલા-વાસીઓ તો પાડોશના અર્થને જ ભૂલી જઈ રહ્યા છે. ક્યારેક વર્ષોથી આજુબાજુમાં રહેતા હોવા છતાં એકબીજાથી અજાણ હોય છે. અમુક લોકો તો વળી જેઓ સામાજિક કે આર્થિક રીતે પોતાના સમકક્ષ હોય તેવા જ પાડોશીઓને મહત્વ આપે છે. બંગલાવાળો બંગલાવાળાને તો પાડોશી સમજે છે, પરંતુ તેની બિલ્કુલ આજુબાજુમાં રહેતા ઝૂંપડાવાસીઓ કે સામાન્ય ઘરોનાં રહેવાસીઓને પાડોશી તરીકે જોતા જ નથી કે તેમના અધિકારો અદા કરવામાં નથી આવતા. આવું દૃશ્ય બહુ ઓછું જોવા મળે છે કે, કોઈ આલિશાન બંગલામાં રહેવાવાળો પોતાની બાજુમાં રહેતા કોઈ ઝૂંપડાવાસીની ખબર કાઢવા અથવા માત્ર મળવા માટે જતો હોય. આવા ગરીબ પાડોશી આપણાં સદ્‌વર્તાવના વધારે હકદાર છે.

હદીષ શરીફમાં છે કે....

- તે માણસ જન્નતમાં દાખલ નહીં થાય, જેનો પાડોશી એની શરારતથી બચેલો ન રહે.
- જે માણસ અલ્લાહ અને આખિરત પર ઈમાન રાખે છે, તેને જોઈએ કે તે પોતાના મહેમાનની ઈઝઝત કરે, પોતાના પાડોશી સાથે સારો વર્તાવ રાખે અને નેક વાત કહે યા ચૂપ રહે. *(અબૂ દાઉદ)*
- હઝરત આયશા (રદી.) રિવાયત કરે છે કે, મેં વિનંતીપૂર્વક પૂછ્યું કે, યા રસૂલલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ) ! મારા બે પાડોશીઓ છે, તો હું તોહફો (ભેટ) કોને મોકલું ? આપે ફરમાવ્યું કે, જેનો દરવાજો તમારા દરવાજાની પાસે હોય. અને એક રિવાયતમાં છે કે, કોઈ પાડોશી પોતાના પાડોશીને તુચ્છ ન સમજે, ભલેને તે એને (અત્યંત મામૂલી હદીયો-ભેટ મોકલે) બકરીની ખરી મોકલે.

- કોઈ માણસ પોતાની ભીંતમાં પોતાના પાડોશીને લાકડું મૂકતાં ન રોકે.
- જે શખ્સ (પાડોશીને) નુકસાન-ઈઝા પહોંચાડશે, તેને અલ્લાહપાક નુકસાન પહોંચાડશે અને જે એને મુશ્કેલીમાં મૂકશે, અલ્લાહ તઆલા તેને મુશ્કેલીમાં નાંખશે. *(અબૂ દાઉદ)*

## થોડીકવારનો સાથી

જીવનમાં માણસ ડગલે ને પગલે બીજા લોકોના સંસર્ગમાં આવે છે. સંબંધ બંધાય છે. તે પૈકી કેટલાક સંબંધો કાયમી ધોરણે હોય છે, જેમકે સ્વજનો સાથેનો સંબંધ. કેટલાક સંબંધો ભલે કાયમી નથી હોતા, પરંતુ લાંબી મુદ્દત માટે હોય છે. દા.ત. પાડોશી સાથેનો સંબંધ. અને અમુક સંબંધો એવા હોય છે કે માત્ર બે-ચાર કલાક અથવા તેનાથી પણ ઓછા સમય માટે સાથે રહેવાનું બની જાય છે. જેમકે બસ, ટ્રેન કે હવાઈજહાજમાં પ્રવાસ કરતી વખતે સહપ્રવાસીઓ એકબીજાની સાથે થઈ જાય છે.

કુર્આને કરીમે આ ત્રણેય પ્રકારના સંબંધોના ઝિણવટપૂર્વક કેટલાક અધિકારો બતાવ્યા છે. અને તેની સાચવણીનો ભારપૂર્વક આદેશ આપ્યો છે. પહેલા બે પ્રકારના સંબંધોને લોકો કાંઈને કાંઈ મહત્વ આપે છે. યાને સ્વજનો તથા પાડોશીઓના અધિકારોને. તેનું કારણ એ છે કે, તેમની સાથે ગેરવર્તાવ કરવાના લીધે માણસ બદનામ થઈ જાય છે. અને આ સંબંધો લાંબા ગાળાના હોવાના લીધે બદનામી પણ લાંબા ગાળાની હોય છે. પરંતુ ત્રીજો પ્રકાર અર્થાત્ એવા લોકો જે થોડીક વાર માટે સાથે થઈ ગયા છે, બહુ ઓછા લોકો તેમના અધિકારોને અદા કરવા-સાચવવા માટે તૈયારી બતાવે છે. કારણ એ કે આવા લોકો સામાન્યપણે અજાણ્યાઓ હોય છે. અને થોડીક વાર પછી જ્યારે છુટા પડે છે, તો સમગ્ર જીવનમાં કયારેય તેમનાથી સામનો નથી થતો. એટલે જો તેમની સાથે કોઈ ગેરવર્તણૂંક થઈ જાય તો તેના કારણે કોઈ કાયમી કે લાંબી મુદ્દતની બદનામીનો ભય નથી રહેતો. લોકો સામાન્ય રીતે એમ વિચારે છે કે, જો થોડાક વખત માટે આ શખ્સ પર મારા વિશે કોઈ ખરાબ છાપ પડશે તો પણ શું થઈ ગયું ? ફરી કયારેય એનાથી

મળવાનું થાય એ તો શકય જ નથી. એટલે તે ખરાબ છાપથી મારા જીવનને કોઈ ખરાબ અસર નહીં થશે. એટલે જ બસો, રેલગાડીઓ, અન્ય જાહેર પરિવહનના સાધનો અને હવે તો હવાઈજહાજોમાં પણ જે ધક્કામુક્કી તથા હૂંસાતૂંસી જોવા મળે છે કે, એકબીજાને ધક્કો મારી દરેક માણસ આગળ વધવાની ચિંતામાં રહે છે, તે વાસ્તવમાં એ જ માનસિકતાની અસર છે.

એટલે જ કુર્આન પાકે સગા-સંબંધીઓ તથા પાડોશીઓની સાથોસાથ થોડીવારના સાથીઓના અધિકારો અદા કરવાનો પણ વિશેષ ઉલ્લેખ કર્યો છે. થોડીવારના સાથી માટે કુર્આન શરીફ **''અસ્સાહિબુ બિલજન્બ''**નો શબ્દ પ્રયોજે છે. *(અન્નિસા : ૩૬)* તેનો તર્જમો : 'બાજુવાળા'ના શબ્દથી કરી શકાય. તેનાથી મુરાદ (અભિપ્રેત) તે શખ્સ છે, જે ટૂંક સમય માટે કોઈની સાથે થઈ ગયો હોય. ચાહે કોઈ પ્રવાસમાં હોય અથવા કોઈ જાહેર સભામાં હોય. બસ અથવા ટ્રેનમાં પ્રવાસ કરતી વખતે જે શખ્સ આપણી બાજુમાં બેસેલો છે, તે આપણો ''સાહિબુ બિલજન્બ'' છે. કોઈ દઅવતમાં કે કોઈ જલ્સામાં જે માણસ આપણી પાસે બેસેલો કે ઉભેલો છે તે આપણો 'સાહિબુ બિલજન્બ' છે.

કુર્આન શરીફે તેની સાથે સદ્વર્તાવ પર વિશેષ ભાર એટલા માટે મૂકયો છે કે, માણસની સજ્જનતાની ખરી કસોટી આવા જ પ્રસંગોએ થાય છે. ઘણું બધુ ભણેલા તથા દેખાવે સુસભ્ય એવા કેટલાય માણસો અમે જોયા છે કે, તેઓ પોતાના રોજીંદા જીવનમાં બહુ વિવેકપૂર્વક વર્તન કરે છે, પરંતુ જ્યારે પણ તેઓ પ્રવાસમાં હોય ત્યારે તેમની સુસભ્યતાનો ફુગ્ગો ફૂટી જાય છે. તથા તેઓ પોતાના સહપ્રવાસીઓ સાથે દુર્વ્યવહાર કરવા માંડે છે.

એટલે જ હઝરત ફારૂકે આ'ઝમ (રદી.)એ એક વખતે કહયું હતું કે કોઈ શખ્સ નેક છે, તેની ગવાહી એ જ સ્થિતિમાં આપો જ્યારે તમે તેની સાથે પૈસાની લેવડદેવડ કરી ચૂકયા હોવ, અને તેમાં તે ખરો ઉતર્યો હોય અથવા તમે તેની સાથે કોઈ પ્રવાસ કર્યો હોય અને તે પ્રવાસમાં તે ખરેખર સારો માણસ સાબિત થયો હોય.

ઈસ્લામે 'સાહિબુ બિલજન્બ' એટલે કે, થોડીકવારના સાથીના અધિકારોની જેટલી ઝિણવટપૂર્વક સારસંભાળ લીધી છે તેનો અંદાજો કેટલાક ઉદાહરણોથી લગાવી શકાય છે.

(૧) જુમ્આના દિવસે જ્યારે મસ્જિદમાં લોકો ખુત્બા તથા નમાઝ માટે એકત્ર થાય તો નવાગંતુક માટે હુકમ એ છે કે તે મજલિસના છેડે જ્યાં જગ્યા મળે ત્યાં જ બેસી જાય. લોકોના ખભાઓ ફલાંગીને આગળ વધવાની કોશિશ કરે નહીં, તેની સખત મનાઈ છે. અલ્લાહપાકના રસૂલ (સલ.)એ આ હરકત પર સખત નારાજગી દર્શાવી છે.

(૨) જુમ્આના દિવસે ન્હાઈ ધોઈ સારા કપડાં પહેરી, ખૂશ્બુ લગાડી મસ્જિદમાં જવા માટે પ્રોત્સાહન આપવામાં આવ્યું છે. જેથી આટલી મોટી સંખ્યામાં એકત્ર થતા લોકો એકબીજા માટે તકલીફના નહીં, રાહતના નિમિત્ત બને.

(૩) મુસ્લિમ કાયદાશાસ્ત્રીઓ (ફુકહા)એ સ્પષ્ટતા કરી છે કે જે શખ્સને કોઈ એવી બીમારી હોય, જેનાથી બાજુવાળાને તકલીફ થઈ શકતી હોય અથવા ધૃણા (નફરત) ઉત્પન્ન થઈ શકતી હોય તો તેના માટે જમાઅતની નમાઝ માફ છે. તે જો પોતાના ઘેર નમાઝ અદા કરી લેશે તો પણ ઈન્શાઅલ્લાહ તેને મસ્જિદની જમાઅતનો સવાબ મળશે.

(૪) જ્યારે બે-ચાર જણા સાથે બેસી કશુંક ખાય રહયા હોય તો હુકમ એ છે કે બીજાનો વિચાર કરીને ખાઓ. હદીષમાં છે કે, ''જ્યારે અન્ય લોકો એક-એક ખજૂર લઈને ખાય રહયા હોય ત્યારે તમે બે-બે ખજૂરો ન લો.'' તેનાથી એવો નિયમ ઘડવામાં આવ્યો કે પોતપોતાની ચિંતા રાખી જે હાથમાં આવે તેને ઝૂંટવી લેવું એ મુઅમિનનું વર્તન નથી. એ પણ જોવું જોઈએ કે અન્ય લોકો તમારી સાથે ખાવામાં શામેલ છે. તમારો ભાગ ભલે તમે માપી તોલીને ન લો, પરંતુ સમતોલ માત્રામાં તો હોવો જ જોઈએ. આજકાલ બુફે પાર્ટીઓમાં કેટલીક વખત છીનઝપટ જોવા મળે છે અને જેવી રીતે લોકો એક જ વખતે જરૂરતથી વધારે વસ્તુઓ પોતાની થાળીમાં લઈ લે છે, તે

ઉપરોકત આદેશનું ઉલ્લંઘન છે.

આ તો થોડાક દાખલાઓ છે. જે મેં માત્ર એટલા માટે આપ્યા છે કે ઈસ્લામી તાલીમમાં બાજુવાળા કે થોડીક ક્ષણોના સાથીનુ કેટલું મહત્વ છે. તે મહત્વતાને નજર સમક્ષ રાખી આપણા સમાજની કેટલીક બાબતોની સમિક્ષા કરીએ.

## યતીમો-અનાથોના હક્કો

તે નાનું બાળક, જે બાપની મુહબ્બત-સ્નેહભર્યા છાંયાથી મહરૂમ થઈ ગયું છે, સમાજના બધા જ માણસોની નૈતિક ફરજ બને છે કે તેને પ્રેમ અને મુહબ્બત આપે, તેની સેવા કરે. બાપના છોડેલા માલસામાનની હિફાઝત કરી તે બચ્ચાની તઅલીમ-તરબિયતની ફિક્ર કરે. પુખ્ત ઉંમરનો થતાં તેની શાદી-વિવાહની વ્યવસ્થા કરે.

આપ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમના આગમન સમયે આરબોમાં લૂંટફાટ અને લડાઈ-ઝઘડાઓને લઈ યતીમોની સંખ્યા ઘણી હતી, પરંતુ તેમના હક્કોનો ખ્યાલ રાખવામાં આવતો ન હતો. કુર્આન શરીફમાં ફરમાવ્યું : "શું તે માણસને આપે જોયો, જે ન્યાયના દિવસને જૂઠાડે છે? તો એ માણસ તે જ છે, જે યતીમને ધક્કા મારે છે અને નિરાધારને ખવડાવવા માટે ઉત્તેજન આપતો નથી." *(સૂરએ માઉન : ૧ થી ૩)*

"(પણ તે ધારે છે) તેવું તો નથી જ, બલ્કે તમે યતીમની ગણના (કદર) કરતા નથી અને મોહતાજને ખવડાવવાની પરસ્પર તાકીદ કરતા નથી અને તમે મીરાસ (વારસ)નો સૌ માલ સમેટીને ખાઈ જાઓ છો ! અને ધનની હદ ઉપરાંત માયા રાખો છો." *(સૂરએ ફજ્ર : ૧૭ થી ૨૦)*

આ તો યતીમોના પોતાના માલ વિશેનો હુકમ છે અને જે યતીમો પાસે માલ-જાયદાદ નથી બલ્કે ગરીબ છે, તેમની પરવરિશ અને મદદ કરવી મુસ્લિમોની ફરજ છે. જેના માટે સૂરએ બકરહ, નિસાઅ્, અન્ફાલ અને હશ્રમાં તેમની પરવરિશ, સુલૂક અને એહસાન કરવાનો હુકમ છે.

હદીષ શરીફમાં આપ (સલ.)એ ફરમાવ્યું કે, હું અને યતીમની પરવરિશ (સાર-સંભાળ) કરનાર કિયામતના દિવસે આ પ્રમાણે હશે (બન્નેવ આંગળીઓ સાથે કરી ઉદાહરણ આપ્યું). *(બુખારી શરીફ)*

એક હદીષ શરીફમાં ફરમાવ્યું કે, જો કોઈ યતીમને પોતાના ઘરે બોલાવે અને ખાવા ખવડાવે, તો અલ્લાહપાક તેને જન્નત અતા ફરમાવશે. એ શર્તે કે તેણે કોઈ એવો ગુનોહ ન કર્યો હોય, જે બખ્શીશને લાયક ન હોય. *(તિરમિઝી)*

એક વખતે આપ (સલ.)એ ફરમાવ્યું કે, મુસલમાનોનું સૌથી સારૂ ઘર તે છે, જેમાં યતીમ સાથે ભલાઈ કરવામાં આવતી હોય. અને સૌથી ખરાબ ઘર તે છે, જેમાં કોઈ યતીમ સાથે ખરાબ વર્તાવ થતો હોય. *(ઈબ્ને માજહ)*

હઝરત આયશા (રદી.) પોતાના ખાનદાન અને અન્સારની યતીમ છોકરીઓને પોતાના ઘેર લઈ જઈ દિલોજાનથી સારસંભાળ રાખતા હતા. *(મુઅત્તા માલિક)* હઝ. અબ્દુલ્લાહ ઈબ્ને ઉમર (રદી.) યતીમ બાળકોને સાથે રાખ્યા વગર ખાતા ન હતા. *(અદબુલ્મુફરદ)*

પોતાના નફસને એ લોકો સાથે રોકો, જેઓ પોતાના પરવરદિગારને સવાર-સાંજ પોકારે છે અને તેની રઝા ચાહે છે. અને તમારી આંખો તેઓથી ફેરવો નહીં કે તમે દુનિયાની ઝિંદગીની ઝીનત ચાહો. *(સૂ.કહફ : રુકૂઅ-૪)* યતીમ પર જબરદસ્તી ન કરો અને સવાલ કરનારને ન ધમકાવો. *(અદ્દુહા : રુકૂઅ-૧)*

શું તમે જોયા જેઓ દીનને જુઠલાવે છે ? આ તેઓ જ છે, જેઓ યતીમને ધક્કા આપે છે અને મિસ્કીનને ખાણું ખવડાવવાને પ્રોત્સાહન આપતા નથી. *(સૂરએ માઉન : રુકૂઅ-૧)*

હઝરત આયશા (રદી.)થી રિવાયત છે કે, મારી પાસે એક સ્ત્રી આવી. તેની સાથે તેની બે છોકરીઓ હતી. તેણે મારી પાસે ખાવાનું માંગ્યું. મેં તેને ત્રણ ખજૂરો આપી. સ્ત્રીએ એક-એક ખજૂર પોતાની બન્ને છોકરીઓને આપી અને એક ખજૂર ખાવાના ઈરાદે પોતાના મોઢા સુધી લઈ જવા લાગી કે છોકરીઓએ ફરીથી માંગી. સ્ત્રીએ ખજૂરના બે ટુકડા કરીને એક-એક બન્નેવને

આપી દીધા અને ચાલી ગઈ. મને તેની હાલત પર આશ્ચર્ય થયું. મેં એનો ઝિક્ર રસૂલુલ્લાહ (સલ.)થી કર્યો. આપે ફરમાવ્યું કે, ''અલ્લાહ તઆલાએ એ બન્નેવ છોકરીઓ દ્વારા તેના પર જન્નત વાજિબ કરી દીધી અને દોઝખથી તેણીને આઝાદ કરી.'' *(મુસ્લિમ શરીફ)*

**અશક્તો (વિકલાંગો)ની બરકતથી રોજી મળવી :**

હઝરત મુસ્‌અબ બિન સઅદ બિન અબી વક્કાસ (રદી.)થી રિવાયત છે કે, સઅદને ખ્યાલ થયો કે લોકો પર તેમને ફઝીલત હાસિલ છે. નબી (સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ)એ ફરમાવ્યું કે, તમારી જે મદદ કરવામાં આવે છે અને તમને જે રોજી આપવામાં આવે છે, તે તમારા અશક્તોના જ કારણે આપવામાં આવે છે. *(બુખારી શરીફ)*

હઝરત અબૂ દરદાઅ્ ઉવયમર (રદી.)થી રિવાયત છે કે, મેં આપ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમથી સાંભળ્યું છે, ફરમાવતા હતા કે, ''મને અશક્તોમાં શોધો. અશક્તોના કારણે તમને રિઝક (રોજી) મળે છે અને તેમના જ કારણે તમારી મદદ કરવામાં આવે છે. *(અબૂ દાઉદ)*

# વિકલાંગોના અધિકારો

માનવીય સમાજનો તે વર્ગ જેને ભૌતિકવાદના આ કાળમાં નજર-અંદાજ કરી દેવામાં આવ્યો છે, 'વિકલાંગો'ના નામે ઓળખાય છે. સમાજના આ વર્ગમાં તે સભ્યોનો સમાવેશ થાય છે, જેઓ ઝિંદગીની દોડમાં પોતાની જન્મજાત ખોડખાંપણના લીધે પાછળ રહી ગયા છે. દૃષ્ટિહીન, શ્રવણશક્તિ કે હાથ-પગ ગુમાવી બેસેલા, મંદબુધ્ધિ ધરાવતા કે અસાધ્ય રોગમાં સપડાયેલા લોકો સામાન્યપણે આમાં ગણાય છે.

એમ તો વિશ્વ આખામાં તેમના સબંધે હમદર્દીની લહેર ઉભી થઈ ગઈ છે. એક વિશ્વકક્ષાની સંસ્થાને રીતસર તેમની દેખરેખ રાખનાર સમજવામાં આવે છે. છતાં એ હકીકત છે કે, સમાજનો આ વર્ગ જેટલી હમદર્દીનો અધિકારી છે, હમણાં સુધી વ્યવહારિક રીતે તેનાથી વંચિત છે. આ લોકોની

સમસ્યાઓ કામચલાઉ પગલાંઓથી હલ નથી થઈ શકતી. તેમના કાયમી ઉકેલ માટે મજબૂત વ્યૂહરચના અને લાંબા ગાળાના પગલાંઓ જરૂરી છે. એમ તો વિકલાંગોના પ્રતિ દયાભાવ માનવસ્વભાવનો તકાદો અને તેનો અનિવાર્ય અંગ છે. પરંતુ ઈસ્લામે આ ભાવનાને સાચી દિશા પ્રદાન કરી છે. વિકલાંગોના વિવિધ અધિકારો અને છૂટછાટને સ્પષ્ટતાપૂર્વક વર્ણવ્યા છે. ઈસ્લામી કાનૂનનો નોંધપાત્ર ભાગ તેમના અધિકારો માટે વિશેષ કરી દેવામાં આવ્યો છે. અત્રે ઈસ્લામી દષ્ટિકોણથી વિકલાંગોના ધાર્મિક, આર્થિક, સામાજીક તથા રાજકીય અધિકારો તથા સવલતો પર પ્રકાશ પાડવામાં આવી રહ્યો છે.

ઈસ્લામે વિકલાંગો પર કોઈપણ જાતનો આર્થિક બોજ નાખ્યો નથી. રોઝી-રોટી કમાવાથી તેમને મુક્ત રાખ્યા છે. તે બધી કુર્આની આયતો અને અહાદીષે મુબારકા, જેમાં કમજોરો, નિરાધારો સાથે સદ્‌વર્તાવ તથા દાનપેટે તેના પર ખર્ચ કરવાની ભલામણ કરવામાં આવી છે. વિકલાંગો પણ તેમાં શામેલ છે. ઈસ્લામી કાયદાશાસ્ત્રના ગ્રંથોમાં સગા-સબંધીઓના જીવનજરૂરી ખર્ચાઓના શિર્ષકથી વિગતો વિખરાયેલી પડેલી છે, તેનો સાર પણ આ જ છે કે, આ વિકલાંગોને જીવન જીવવા માટે સહાય મળે. અમુક સગા-સબંધીઓ પર પોતાના અન્ય સગા-સબંધીઓનો ખર્ચો આપવો જરૂરી હોય છે. એ મુદ્દાની એક અત્યંત મહત્વપૂર્ણ તથા પાયાની શરતની સ્પષ્ટતા કરતાં અલ્લામા કાસાની (રહ.) લખે છે કે, કુટુંબમાં અમુક સબંધી ગરીબ હોય, વિકલાંગ તથા લાચાર હોય કે લકવાગ્રસ્ત, પાગલ, આંધળા, લૂલા-લંગડા કે હાથ-પગ કપાયેલા હોય, તો પ્રચલિત જીવનધોરણ મુજબ તેમનો ખર્ચો ઈસ્લામી કાયદાકીય ક્રમાનુસાર કુટુંબના તંદુરસ્ત તથા માલદાર સબંધીઓ પર વાજિબ (જરૂરી) હોય છે. *(બદાઈસ્સનાઈઅ્ : ૪/૪૪૬)*

વિકલાંગોના અધિકારોની આ જાળવણી કૌટુંબિક સ્તરેથી હતી, ઈસ્લામના ઝળહળતા કાળમાં સરકારી સ્તરે વિકલાંગોની દેખરેખ બાબતે જે વ્યવસ્થા હતી, તે તદ્દન અજોડ તથા ઈર્ષ્યાપાત્ર હતી.

અલ્લામા શિબ્લી 'અલ ફારૂક' માં લખે છે કે, હઝ. ઉમર (રદી.)ના કાળમાં સામાન્ય આદેશ રહેતો અને હંમેશ તેના પર અમલ થતો હતો કે, દેશમાં જેટલા વિકલાંગો છે, તે બધાનું ભથ્થુ રાજકોષમાંથી નક્કી કરી દેવામાં આવે. જે લોકોને ઘેર બેઠાં ખર્ચો મળી જતો હતો, તેવા લાખો લોકો સરકારી ચોપડે નોંધાયેલા હતા. ધર્મના ભેદભાવ વગર આદેશ હતો કે, રાજકોષમાંથી તેમના માટે રોજનો ખર્ચ નક્કી કરી દેવામાં આવે.

*(અલ ફારૂક : ૨/૧૯૬-૧૯૭)*

સારાંશ કે, સરકારી સ્તરે જે આર્થિક સવલતો મુસ્લિમ વિકલાંગને મળતી હતી, પૂરેપૂરી સહિષ્ણુતા તેમજ સહાનુકંપા સાથે બિનમુસ્લિમ વિકલાંગ પ્રજાને પણ તેનો લાભ આપવામાં આવતો હતો.

એક અન્ય સ્થાને અલ્લામા શિબ્લી નોમાની લખે છે કે, આ જે નિયમ હતો કે, જે મુસ્લિમ દુર્બળ કે વિકલાંગ થઈ જતો હતો અને મહેનત મજૂરીથી કમાવાની ક્ષમતા ધરાવતો ન હતો, રાજકોષમાંથી તેનો ખર્ચો નક્કી થઈ જતો હતો. આવી જ બલ્કે આનાથી પણ વધારે દરિયાદિલીપૂર્વકની સવલતો ઈસ્લામી દેશના બિનમુસ્લિમોને પણ મળતી હતી. *(અલ ફારૂક : ૨/૧૫૭)*

હઝરત ઉમર (રદી.)એ એક વૃદ્ધ અંધજનને એક દરવાજા પર ભીખ માંગતો જોયો. પૂછ્યું તો એ જાણવા મળ્યું કે, તે યહૂદી છે. આપ (રદી.)એ તેનાથી પૂછ્યું કે, ક્યા કારણોસર તમારી આ હાલત થઈ ગઈ ? તેણે જવાબ આપ્યો કે, જિઝીયો, જરૂરિયાત અને વૃદ્ધાવસ્થાના કારણે આ સ્થિતિ સર્જાઈ છે. હઝરત ઉમર (રદી.)એ તેનો હાથ પકડી પોતાના ઘરે લઈ ગયા અને એટલો સામાન આપ્યો, જે તેની તે વખતની જરૂરિયાત માટે પૂરતો હતો. પછી હઝ. ઉમર (રદી.)એ રાજકોષના ખજાનચીને કહેવડાવી દીધું કે, આ માણસ અને આના જેવા બીજા માણસોનું ધ્યાન રાખો. ખુદાપાકના સોગંદ ! એ ઈન્સાફની વાત નથી કે આપણે તેની યુવાનીની કમાણી ખાઈએ અને વૃદ્ધાવસ્થામાં તેને તરછોડી દઈએ. આપ (રદી.)એ તેનો અને તેના જેવા અન્ય લોકોનો જિઝયાવેરો માફ કરી દીધો. જ્યારે આપ (રદી.) દમિશ્ક (દમાસ્કસ) ગયા તો એક વસ્તી પાસેથી પસાર થયા, જ્યાં ધર્મે

ખ્રિસ્તી એવા રક્તપિત્તના રોગીઓ વસતા હતા. આપ (રદી.)એ હુકમ આપ્યો કે, તેમની મદદ કરવામાં આવે, તેમને રાશન આપવામાં આવે. *(અલ અદાલતુલ ઈજતિમાઈય્યહ ફિલ ઈસ્લામ, ઉર્દૂ : ૩૭૮)*

એક સહાબી (રદી.) જેમને આંખોથી બરાબર દેખાતું ન હતું અને કોઈક માનસિક તકલીફ પણ હતી. તે ઘણી વખત વ્યાપારી લેવડદેવડમાં ધોકો ખાય જતા હતા. આપ (સલ.)એ તેમની અને તેમના જેવા લોકો ખાતર વ્યાપારી લે-વેચમાં કોઈ શરત ઉમેરવાની છૂટ આપી. જેના મુજબ વેચનાર કે ખરીદનારને વેચાણને આખરી રૂપ આપવા માટે ત્રણ દિવસની મહેતલ મળી જાય છે. *(તકમિલએ ફત્હુલ મુલ્હિમ : ૧/૩૭૮, ૩૮૨)*

ઈસ્લામે વિકલાંગોને સમાજથી કપાઈને લાચારીનું જીવન જીવવાને બદલે સામાજીક જીવન જીવવાની હિંમત આપી. તેમના સ્થાન તથા દરજ્જા મુજબ સામાજીક કાર્યો પણ તેમને સોંપ્યા. લઘુતાગ્રંથી તથા સામાજીક સ્તરે ઠંડા પ્રતિસાદનો ભોગ બનવાથી તેમને સુરક્ષા પ્રદાન કરી. હઝ. અબ્દુલ્લાહ ઈબ્ને ઉમ્મે મકતૂમ (રદી.) એક અંધ સહાબી હતા. એક વખત તેઓ કોઈ મસ્અલો પૂછવા અલ્લાહ તઆલાના રસૂલ (સલ.)ની મજલિસમાં એવા સમયે આવ્યા જ્યારે આપ (સલ.) કુરૈશના કેટલાક સરદારોને ઈસ્લામની દઅવત આપી રહ્યા હતા. અલ્લાહ તઆલાના રસૂલ (સલ.)ને તેઓનું આવા સમયે સવાલ પૂછવું પસંદ ન પડ્યું. બસ, આટલું થયું ને 'સૂરએ અબસ' ઉતરી. જેમાં આપની આ વર્તણૂંક પર હળવી ટકોર કરવામાં આવી. હદીષોમાં આવે છે કે, ત્યાર પછી જ્યારે તે અંધ સહાબી (રદી.) આપની સેવામાં હાજર થતા, તો આપ (સલ.) તેમની ઘણી ઈઝઝત કરતા અને કહેતા : ''સ્વાગત છે એ સાથીનો, જેના પ્રતિ મારા પરવર-દિગારે મારૂં ધ્યાન દોર્યું.''

અલ્લાહપાકના રસૂલ (સલ.) જ્યારે ઉહદ યુદ્ધ માટે રવાના થયા તો પોતાની જગ્યા પર એ જ અંધ સહાબી ઈબ્ને ઉમ્મે મકતૂમને પોતાના નાયબ બનાવ્યા. *(સીરતે નબવી, ઈબ્ને હિશામ : ૩/૧૭)* વિચાર કરો ! કેટલું મોટું પદ એક દષ્ટિહીન (આંધળા) વ્યક્તિને સુપ્રત કરવામાં આવી રહ્યું છે. આ

તો ઓછું છે, એક રક્તપિત્તગ્રસ્ત માણસને પણ ખુદાપાકના રસૂલ (સલ.)એ પોતાની સાથે ખાવામાં શામેલ કર્યા છે.

*(તકમિલએ ફત્હુલ મુલ્હિમ : ૪/૩૭૨, નુઝહતુન્નઝર ફી તવઝીહિ નુખ્બતિલ ફિકર : ૪૫)*

સઈદ બિન યરબૂઅ્ (રદી.) એક સહાબી હતા, તેમને આંખોથી દેખાતું બંધ થઈ ગયું હતું. હઝરત ઉમર (રદી.)એ તેમને કહ્યું કે, તમે જુમ્આની નમાઝમાં કેમ નથી આવતા ? તેમણે કહ્યું કે, મારી પાસે કોઈ એવા માણસ નથી, જે મને રસ્તો દેખાડે. હઝ. ઉમર (રદી.)એ એક માણસ નિયુક્ત કરી દીધો, જે તેમની સાથે રહેતો હતો. *(અલ ફારૂક, ૨/૨૦૫)* હઝરત અબૂબક્ર (રદી.)ના ખિલાફતકાળમાં હઝરત ઉમર (રદી.) મદીનાની એક અંધ સ્ત્રીની સારસંભાળ રાખતા હતા. પછી એમ થવા લાગ્યું કે, જ્યારે પણ આપ પહોંચતા, તો જોતા કે હઝ. અબૂબક્ર (રદી.) તેમનું કામ કરી જાય છે.

ઘણી બધી તે ઈબાદતો, જે શારીરિક શ્રમ માંગે છે, ઈસ્લામે વિકલાંગોને ક્યાં તો તેમાંથી બિલ્કુલ બાકાત રાખ્યા છે, ક્યાં તો તેનો વિકલ્પ સૂચવ્યો છે. જુમ્આની જરૂરી હાજરીથી વિકલાંગો બાકાત છે. માલદાર હોય, પરંતુ વિકલાંગ તથા લાચાર હોય તો હજ્જ જેવી ઈબાદતમાં હજ્જેબદલ અને રોઝામાં ફિદયાનો વિકલ્પ રાખવામાં આવ્યો છે. જિહાદ જેવી મહાન ઈબાદતની પણ એ લોકો ઉપર જવાબદારી નાંખવામાં નથી આવી.

અલ્લાહપાક કુરૂઆને કરીમમાં ફરમાવે છે : ‘‘આંધળા માટે વાંધો નથી, ન લંગડા માટે વાંધો છે અને ન બીમાર માટે વાંધો છે (કે તેઓ યુદ્ધમાં શામેલ નહીં થાય).’’ *(સૂરએ ફત્હ : ૧૭)*

વિકલાંગો પર જિહાદ વગેરેની જવાબદારી નહીં નાંખી એ તો સમજ્યા, પરંતુ ખુદા તઆલાના રહમોકરમની હદ તો ત્યારે થાય છે, જ્યારે ઈસ્લામે વિકલાંગો માટે ઘેર બેઠાં જ મુજાહિદીન જેટલા અજરો સવાબનો વાયદો કર્યો છે. તબૂક યુદ્ધ વેળા આપ (સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ)એ વિકલાંગો વિશે જિહાદમાં શામેલ લોકોથી કહ્યું હતું કે, તમારી પાછળ મદીનામાં કેટલાક લોકો એવા પણ છે કે તમે જે ઘાટીને પણ પાર કરો છો, અને જે

માર્ગે પણ ચાલો છો, તમારી સાથે તેઓ સવાબમાં સરખા ભાગીદાર છે. સહાબાએ કિરામ (રદી.)એ પૂછ્યું કે, આવું કેવી રીતે શક્ય છે ? તેઓ તો મદીનામાં બેસેલા છે ? આપ (સલ.)એ ફરમાવ્યું : ''મજબૂરીએ તે લોકોને ત્યાં રોકી રાખ્યા છે.'' *(બુખારી શરીફ, કિતાબુલ જિહાદ)*

ઈસ્લામ પૂર્વે યુદ્ધમાં સક્રિય રીતે ભાગ લેનારા અને સક્રિય રીતે ભાગ નહીં લેનારા વચ્ચે કોઈ ફર્ક ન હતો. દુશ્મન કૌમના દરેક સભ્યને દુશ્મન સમજવામાં આવતો હતો. એટલે સમાજના દરેક વર્ગને હિંસાની લપેટમાં લઈ લેવામાં આવતો. અબાલ, વૃદ્ધ, સ્ત્રીઓ, બાળકો, બીમાર, ઈજાગ્રસ્ત કોઈ પણ આ વ્યાપક હિંસાખોરીથી બાકાત ન હતો. ઈસ્લામે આ સંદર્ભે સર્વપ્રથમ કામ એ કર્યું કે, વિરોધીઓને બે વર્ગમાં વહેંચી દીધા. એક હુમલાખોરો અને બીજા નિષ્ક્રિય રહેનારાઓ. હુમલાખોર તે છે, જે વ્યવહારતઃ યુદ્ધમાં ભાગ લે છે અથવા તો સૈધ્ધાંતિક ધોરણે ભાગ લેવાની શક્તિ ધરાવે છે. અર્થાત્ યુવાવર્ગ. નિષ્ક્રિય રહેનારાઓ એ લોકો છે, જેઓ સૈધ્ધાંતિક સ્તરે યુદ્ધમાં ભાગ નથી લઈ શકતા કે સામાન્યપણે ભાગ નથી લેતા. દા.ત. સ્ત્રીઓ, બાળકો, વૃદ્ધો, બીમાર, ઈજાગ્રસ્ત, અંધજન, હાથ-પગ કપાયેલા, પાગલ, પર્યટક, આશ્રમ (મઠ)વાસીઓ, પૂજારીઓ, એવી જ રીતે સામાન્ય નિરૂપદ્રવી પ્રજા (ફિત્નામાં ભાગ ન લેનાર). ઈસ્લામે પહેલા વર્ગના લોકોને મારવાની પરવાનગી આપી છે અને બીજા વર્ગના લોકોની હત્યા કરવાની મનાઈ ફરમાવી છે.

આજે વિકલાંગોના અધિકારોની ઝંડાધારી અને દાવેદાર સત્તાઓ પોતાની તાકાતના નશામાં કાંઈ કેટલીય વસાહતોને વિકલાંગોની કોઈ પણ પરવા કર્યા વગર આધુનિક હથિયારો વડે બરબાદ કરી રહી છે. એટલું જ નહીં, રાસાયણિક શસ્ત્રોનો ઉપયોગ કરી વિકલાંગોની સંખ્યા વધારી રહી છે. તેમના વાણી અને વર્તન વચ્ચે સર્જાતા આ વિરોધા-ભાસની સમજૂતિ મેળવવામાં બુદ્ધિ પણ બહેર મારી જાય છે.

આ જગતમાં ઈસ્લામ જ તે એક માત્ર ધર્મ છે, જે શિક્ષાઓ, સૂચનો,

પરસ્પર વિરોધાભાસ તથા દંભના જંતુઓથી મુક્ત છે. અને ઈસ્લામ જ પૃથ્વીપટ પર એક માત્ર એવો ધર્મ છે, જે વિકલાંગો સહિત સમગ્ર માનવજાતનો મસીહા છે. શર્ત એ છે કે, તેની વ્યવસ્થા સ્વીકારવામાં આવે, તેની વ્યવસ્થા પર અમલ કરવામાં આવે.

## બેવા (વિધવા) સ્ત્રી સાથે સદ્‌વ્યવહાર

યતીમોની જેમ સમાજમાં સૌથી કમઝોર અને નાદાર વિધવા સ્ત્રીઓ છે, જેમના પતિઓના મરણને લઈ તેમની કોઈ સારસંભાળ અને દુઃખ-દર્દમાં સહયોગ-મદદ આપનાર હોતું નથી. સ્ત્રીઓને અલ્લાહપાકે બાળ-બચ્ચાઓની જવાબદારીઓમાંથી મુક્ત રાખી હતી, પરંતુ વિધવા સ્ત્રીને શિરે પોતાની તથા બાળ-બચ્ચાઓની જવાબદારી આવી જાય છે. હવે ગમ-મુસીબતની સાથે મોટી મુશ્કેલી એ આવી જાય છે કે, તેને બેસહારા સમજી તેને શારીરિક, રૂહાની, અખ્લાકી અને માલી (આર્થિક) રીતે સતાવવામાં આવે છે. મોકાની તલાશમાં રહી લોકો તેનું શોષણ કરે છે.

ઈસ્લામે સૌપ્રથમ તો વિધવાનો ગમ અને શોક મર્યાદિત (૪ મહિના ૧૦ દિવસ) કરી દીધો. જેથી આ મુદ્દતમાં તેનો ગમ પણ ઓછો થઈ જાય. અને શોહરથી હમલ (ગર્ભ) રહ્યો છે કે નથી રહ્યો તેની પણ ખબર પડી જાય. આ મુદ્દત પછી તેને બીજી શાદી કરવાની પરવાનગી આપી. દરેક પ્રકારના શણગારની રજા આપી. તેની મહેરની રકમ બાકી હોય તો શોહરના માલમાંથી સૌપ્રથમ તેની મહેર ચૂકવવાની રહેશે. ત્યાર બાદ શોહરની મિલ્કતમાંથી તેને જો અવલાદ હોય તો આઠમો ભાગ (12.½%)અને અવલાદ ન હોય તો ચોથો ભાગ (25%) વારસારૂપે મળશે. તેને બીજી શાદી કરવાની સંપૂર્ણ આઝાદી આપી. કુરૂઆન શરીફમાં આ વિશે મુસલમાન વડીલોને સ્પષ્ટ આદેશ આપ્યો કે, "તમારામાં શોહર વગરની સ્ત્રીઓની શાદી કરાવો." *(સૂરએ નૂર : રુકૂઅ-૪)*

આપ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમે પોતે બેવા સ્ત્રીઓ સાથે શાદી કરી પોતાના ઉમ્મતીઓને અમલની રગબત (પ્રેરણા) આપી. અને વિધવા સ્ત્રીની

મદદ કરવાનો સવાબ પૂરી રાત નમાઝ પઢનાર અને પૂરા દિવસ રોઝા રાખનાર બરાબર દર્શાવ્યો. *(બુખારી શરીફ)*

એક હદીષ શરીફમાં ફરમાવ્યું કે, જે ખૂબસુરત માન-મર્તબાવાળી વિધવા સ્ત્રી પોતાની નાની-નાની અવલાદ (બચ્ચાઓ)ની સારસંભાળને લઈ બીજી શાદી નથી કરતી અને તેમની સેવા કરવાને લઈ મહેનત-મજૂરીને કારણે તેના હાથમાં કાપા પડી ગયા (તો તેનો દરજ્જો એટલો મોટો હશે કે) હું અને તે કિયામતના દિવસે બે આંગળીઓની જેમ નજીક હશે. *(અબૂ દાઉદ)*

## બીમારના હક્કો

દુનિયામાં તે કમઝોર વર્ગ જે આપણી હમદર્દીઓને લાયક છે, તેમાં બીમારો પણ શામેલ છે. તે પોતાની બીમારી-અશક્તિને લઈ પોતાની સેવા અને કામો પોતે નથી કરી શકતા. તેમની સારસંભાળ, દેખરેખ, સેવા અને હમદર્દી પણ માનવતા અને અખ્લાકી ફરજ હોવાની સાથે સાથે ઈબાદત પણ છે.

ઈસ્લામે બીમારો સાથે આ હમદર્દી દાખવી કે ઘણી ફર્ઝ ઈબાદતો કે જેને અદા કરવાની બીમાર શક્તિ ધરાવતો નથી, તો તે માફ કરી દીધી અથવા તેમાં આસાની કરી દીધી.

બીમારો માટે વુઝૂ કે ગુસલમાં પાણીની જગ્યાએ માટીથી તયમ્મુમની પરવાનગી આપવામાં આવી. રમઝાનના રોઝા બીજા દિવસોમાં કઝા કરવાની ઈજાઝત આપી. ઉભા થઈને નમાઝ ન પઢી શકતા હોય તો બેસીને કે સૂઈને પણ નમાઝની રજા આપી.

બીમારીની તકલીફ વેઠવાની ફઝીલત દર્શાવવામાં આવી. એક મુસલમાનના બીજા મુસલમાન ઉપર જે હક્કો છે, તેમાં બીમારીમાં તેની ખબરઅંતર લેવી પણ છે. *(મુસ્લિમ શરીફ)* બીમારની ખબર લેવાને અલ્લાહ પાકે પોતાની ખબર લેવાના બરાબર દરજો આપ્યો. હાલાંકે અલ્લાહપાક તો બધી જ બીમારી વગેરે ઐબોથી પાક છે. હદીષ શરીફમાં ફરમાવ્યું :

"જ્યારે તમે કોઈ બીમારની ખબરઅંતર લેશો તો મને (મારી રહમત) ત્યાં પામશો."

બીમારની ખબરઅંતર લેનારની ફરિશ્તાઓ મગફિરતની દુઆઓ કરે છે. *(અબૂ દાઉદ)*

આપ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમે ફરમાવ્યું કે, બીમારની ખબર લેવા જાઓ તો તેના હાથ અને પેશાની ઉપર હાથ રાખો અને તેને તસલ્લી આપો તથા શિફા માટે દુઆ કરો. *(અબૂ દાઉદ)*

બીમારની ખબરઅંતરમાં આપ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ મુસ્લિમ-ગેરમુસ્લિમનો ફરક ન કરતા હતા, બલ્કે યહૂદીઓ અને મુનાફિકો કે જેમણે ઘણી જ તકલીફ આપી હતી, છતાં આપ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ તેમની ખબરઅંતર લેવા ગયા હતા. *(અબૂ દાઉદ, બુખારી શરીફ)*

**સાફ-સફાઈ અને સ્વચ્છતા :**

ઈસ્લામનો મુખ્ય ઉદ્દેશ જ આ છે કે, માણસ દરેક પ્રકારની બાહ્ય અને આંતરિક ગંદકીથી પવિત્ર બને, માણસનું શરીર પણ પવિત્ર બને, એના વસ્ત્રો પણ પાક રહે, જ્યાં એ ઈબાદત કરે છે એ જગ્યા પણ પવિત્ર રહે. જ્યાં એ રહે છે એ ઘર પણ સ્વચ્છ રહે. જે રસ્તા પરથી એ પસાર થાય છે એ રસ્તો પણ સ્વચ્છ રહે. એનું હૃદય અને દૃષ્ટિ પણ પવિત્ર રહે અને જે ખોરાક એ આરોગે છે એ પણ સ્વચ્છ અને શુધ્ધ રહે. અર્થાત ઈસ્લામ માણસ પાસેથી એવી આશા રાખે છે કે, તેનું સંપૂર્ણ જીવન સ્વચ્છ અને પવિત્ર હોવું જોઈએ. અને જીવનના બધા જ પાસાઓમાં સફાઈ અને સ્વચ્છતાની વ્યવસ્થા કરવી જોઈએ. પાક-પવિત્ર રહેનારાઓને અલ્લાહ તઆલા પ્રિય રાખે છે :

"અલ્લાહ તઆલા એ લોકોને પસંદ કરે છે, જેઓ તૌબાનો માર્ગ અપનાવે છે, અને ખૂબ જ પવિત્ર રહે છે." *(સૂરએ બકરહ : ૨૨૨)*

અલ્લાહપાકના રસૂલ (સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ) પર શરૂઆતમાં

જે વહી ઉતરી, એમાંથી એક સૂરએ મુદસ્સિર છે. એમાં ફરમાવવામાં આવ્યું છે કે : "અને પોતાના રબની મોટાઈનું એ'લાન કરો અને પોતાના કપડાં પાક રાખો અને ગંદકીથી દૂર રહો." *(સૂરએ મુદસ્સિર : ૩-૫)*

એક હદીષ શરીફમાં પવિત્રતાનું મહત્વ દર્શાવતા અલ્લાહ તઆલાના રસૂલ (સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ)એ સફાઈ અને પવિત્રતાને અડધુ ઈમાન કહ્યું છે. હદીષ શરીફના શબ્દો આ પ્રમાણે છે : **"પાકી-પવિત્રતા અડધુ ઈમાન છે."** *(મુસ્લિમ શરીફ)*

ઈસ્લામે પોતાના અનુયાયીઓને પ્રથમ દિવસથી જ સ્વચ્છ રહેવાની તાકીદ કરી છે. સફાઈ તેમજ પાકીને સ્પષ્ટ કર્યું. ગંદકીઓ વિષે જાણકારી આપી, અને એ પણ બતાવ્યું કે, ગંદકીથી કઈ રીતે પાકી-પવિત્રતા પ્રાપ્ત થઈ શકે છે. ઈસ્લામે બતાવ્યું કે, સફાઈ-પવિત્રતા વિના કોઈ ઈબાદત પણ સાચા અર્થમાં સંપૂર્ણ થતી નથી. સ્વચ્છતા-પાકી ન હોય, તો માણસ ઈબાદત-બંદગી પણ અદા કરી શકતો નથી.

નબવી ફરમાન છે : "જો મારી ઉમ્મત પર ભારરૂપ-બોજરૂપ બનવાનો મને ભય ન હોત તો હું દરેક નમાઝના સમયે દાતણ-મિસ્વાક કરવાનો તેમને હુક્મ આપત."

ખુલાસો એ કે પવિત્રતા એક બુનિયાદી અંગ છે. પાકી અને સફાઈ વિના કોઈ વ્યકિત એક મુસ્લિમની જેમ જીવન પસાર કરી શકશે નહિં. સૌ પ્રથમ આ મહત્વનું છે કે, મનુષ્યને ખબર હોવી જોઈએ કે પવિત્રતા વગર એનું જીવન અધુરૂ છે. તાલીમ, સંસ્કૃતિ અને નાગરિકતાની બુનિયાદ પવિત્રના અને સ્વચ્છતા પર છે.

**ગંદકી અને વ્યસન :**

ધુમ્રપાન, તમાકુ અને ગુટખા વગેરેનું ખાનપાન ઠેરઠેર વિવિધ પ્રકારની ગંદકી અને બદબૂ (દુર્ગંધ) ફેલાવે છે, હાલાંકે ઈસ્લામે પવિત્રતા અને સ્વચ્છતાનો અત્યંત ઊંચો માપદંડ કાયમ કર્યો છે. જે ઉપરોક્ત નબવી ફરમાનોથી સ્પષ્ટ થાય છે. ઈસ્લામનો સ્વચ્છતાપ્રિય મિજાજ (સ્વભાવ)

આવી ગંદી ચીજોને સ્વીકારવા જરાય તૈયાર નથી.

ધુમ્રપાન અને તમાકુનું સેવન પણ એક પ્રકારની ફુઝૂલ ખર્ચી અને માલનો ખોટો વેડફાટ જ છે, કારણ કે એનાથી કશો જ લાભ થતો નથી; બલ્કે અનુભવી લોકોના મતે એમાં નુકસાન જ નુકસાન છે. આર્થિક પણ અને શારીરિક પણ. આ કારણે બીડી-સિગારેટ યા ગુટખાની ખરીદી પર એક પણ પૈસો વાપરવો અનુચિત, અનિચ્છનીય અને અપસંદનીય કૃત્ય લેખાશે. આ કેટલી ભારે મૂર્ખામી છે કે, રૂપિયા ખર્ચીને પણ બીમારી ખરીદવામાં આવે છે.

## ટી.વી; નાચગાન, ઈમાન અને અખ્લાક માટે ભયાનક :

ટેલિવિઝન, ઇન્ટરનેટ એક એવુ ખતરનાક અને વિનાશકારી સાધન છે કે, એની નહૂસતને કારણે આજે આપણા કુમળાં અને માસૂમ ભૂલકાંઓની જીભે તથા યુવાધનના મુખડે અમ્બિયાએ કિરામ (અલયહિમુસ્સલામ), સહાબાએ કિરામ (રદી.) અને અવલિયાએ ઈઝામ (રહ.)ના મુબારક અને ફૈઝદાયી નામોને બદલે ક્રિકેટરો, ફિલ્મી અભિનેતાઓ અને અભિનેત્રી-ઓના મન્હૂસ નામો અને કુર્આની પવિત્ર આયતોને બદલે બેહયાઈભર્યા ગીતો રાત-દિન સાંભળવા મળે છે. તેમને ઈસ્લામના અહકામ અને આદર્શોનું જરાય ભાન નથી. સુન્નતે નબવી (સલ.)થી તેઓ હર સેકંડે દૂર જઈ રહ્યા છે. બિનઈસ્લામી રીત-રિવાજો, તરીકા અને અદાઓ પાછળ તેઓ ગાંડાતૂર બની રહ્યા છે. ઈસ્લામી રહેણી-કરણી અને સંસ્કૃતિ મુસલમાનોમાંથી લુપ્ત થતી જાય છે. નહૂસતનાં આવા કાળા-ડિબાંગ ઓળા મુસ્લિમ સમાજ પર ટી.વી.ના પ્રતાપે જ ઉતરી રહ્યા છે.

ટેલિવિઝનમાં પ્રસારિત થતા પ્રોગ્રામોથી ઘણી બુરાઈઓ, ગેર અખ્લાકી વાતો અને બેશરમીભર્યા કામો રિવાજ પામે છે.

આમ, ટેલિવિઝન ઈસ્લામે હરામ અને નિષિદ્ધ ઠરાવેલ વાતો અને કૃત્યોને રિવાજ આપે છે. ઈસ્લામ એવી પ્રવૃત્તિઓને સહન કરી શકતો નથી, જે માનવીની આત્મિક-રૂહાની, માનસિક, નૈતિક, આર્થિક અને

સાંસ્કૃતિક ઉન્નતીને અવરોધતી અને ગૂંગરાવતી હોય. ટી.વી.ની જીવલેણ અસરોને કારણે દીની મૂલ્યોનો હાસ થઈ રહ્યો છે અને અધર્મતા તથા નાસ્તિકતાને વેગ મળી રહ્યો છે.

એક હદીષ શરીફમાં છે કે, અલ્લાહ તઆલા સમાજના અમુક લોકોના કોઈ નાજાઈઝ કામ કરવાથી આમ (સામાન્યજન) અઝાબ નાઝિલ કરે છે, જ્યારે કે એ કામ લોકોની સામે છડેચોક કરવામાં આવે અને તેઓ એને રોકવા શક્તિમાન હોય, છતાંય રોકટોક ન કરે, જ્યારે આવો સમય આવી લાગે તો આમ (સામાન્યજન) અને ખાસ (વિશેષજન) બધા જ લોકો અઝાબગ્રસ્ત થઈ જાય છે. *(મિશ્કાત શરીફ)*

આજે નવી નવી અસાધ્ય બીમારીઓ, નિતનવી આફતો અને જટીલ સમસ્યાઓ જાણે આપણું ભાગ્ય (દુર્ભાગ્ય) બની ચૂકી છે. આખો મુસ્લિમ સમાજ તથા મુસ્લિમ કૌમ અસ્ત વ્યસ્ત અને આકુળ વ્યાકુળ છે. ઈસ્લામ પર જાતજાતના પ્રહારો અને મુસલમાનો પર વિનાશક આક્રમણોનો એક અતૂટ સિલસિલો છે. કહેવાની જરૂર છે ખરી કે આજે આપણી આવી અવદશા કેમ થવા પામી છે ? ! શું આપણે પોતાનું કર્તવ્ય ભાન અને ફરજ પાલન ચૂક્યા નથી ?

## જાહેર માર્ગ પર બેસવાની રીત

હઝ. અબૂ સઈદ ખુદરી (રદી.) ફરમાવે છે કે, અલ્લાહપાકના રસૂલ (સલ.)એ ફરમાવ્યું કે, "હે લોકો ! જાહેર માર્ગો પર બેસવાથી દૂર રહો." આપના માનવંત સાથીઓએ કહ્યું કે, અમારું ત્યાં બેસવું જરૂરી હોય છે, ત્યાં અમે (અમારી વ્યાપાર-વિચાર સબંધી) વાતો કરીએ છીએ. આપ (સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ)એ ફરમાવ્યું : "જો જાહેર માર્ગો પર બેસવું એટલું જ જરૂરી છે અને તમે તેનાથી બચી નથી શકતા, તો પછી તમે રસ્તાનો હક અદા કરો." તેઓએ પૂછ્યું : "રસ્તાનો હક શું છે ?" આપ (સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ)એ ફરમાવ્યું : "નજર નીચી રાખવી, કોઈને તકલીફ પહોંચાડવાથી બચવું, સલામનો જવાબ આપવો તથા સારી વાતનો આદેશ આપવો અને

બૂરી વાતોથી રોકવું.'' *(બુખારી શરીફ, મુસ્લિમ શરીફ, મિશ્કાત, હદીષ ક્રમાંક : ૩૯૮)*

ઈસ્લામ વિશ્વનો એકમાત્ર ધર્મ છે, જે જીવનના દરેક ક્ષેત્રે માનવીને સંપૂર્ણ માર્ગદર્શન પુરૂ પાડે છે. ભલે તે ઘરમાં હોય કે દુકાન પર, જાહેરમાં હોય કે એકાંતમાં. જે કોઈ માણસ ઈસ્લામની આ સુચનાઓ પર અમલ કરે છે, તે નિષ્ફળતાથી સુરક્ષિત રહે છે, અને જે ઈસ્લામી આદેશોનું પાલન નથી કરતો, તેને મુક્તિમાર્ગથી વંચિત કરી દેવામાં આવે છે. ઉપરોક્ત રિવાયત પણ ઈસ્લામી તાલીમની સોનેરી સાંકળની એક કડી છે, જેમાં અલ્લાહ તબારક વ તઆલાના રસૂલ (સલ.) પોતાની ઉમ્મતને મજલિસની આચારસંહિતા વિશે સમજાવી રહ્યા છે. અત્રે અમે તેની ટૂંકી સમજૂતિ આપી રહ્યા છીએ :

એક દિવસે અલ્લાહપાકના રસૂલે (સલ.) એ મતલબનું વિધાન કર્યું કે, જ્યાંથી લોકોની અવરજવર હોય, ત્યાં મજલિસો જમાવીને બેસવાથી બચો. સહાબાએ કિરામ (રદી.) રસૂલુલ્લાહ (સલ.)ની વાતો સાંભળી નજર-અંદાજ કરતા ન હતા, બલ્કે અંતરમનથી સ્વીકાર કરી તેની ઉપર સંપૂર્ણપણે અમલ કરવાનું શરૂ કરી દેતા હતા. પરંતુ જ્યારે સહાબાએ કિરામ (રદી.)એ અલ્લાહપાકના રસૂલ (સલ.)નું મજકૂર વિધાન સાંભળ્યું, તો તેઓને ચિંતા થવા માંડી કે, જાહેર માર્ગો પર બેસવાનું કેવી રીતે છોડી શકાય ? કારણ કે દુકાનો પણ માર્ગ પર જ હોય છે. કેટલાક ઘરોના દરવાજાઓ રોડ પર ખૂલતા હોય છે, ઓટલાઓ અને પાદરો પણ રસ્તાની વચ્ચે જ હોય છે, જ્યાં બેસી લોકો પરસ્પર સલાહ-મશ્વેરો કરે છે, એકબીજાના દુઃખ-દર્દ, ખૂશી-ગમી વહેંચે છે. એટલે સહાબાએ કિરામ (રદી.)એ આપ (સલ.)ની સેવામાં અરજ કરી કે, અમારા માટે જાહેર માર્ગો પર બેસવાને છોડવું મુશ્કેલ હશે, બીજા શબ્દોમાં તેઓ આપથી થોડીક છૂટછાટ ઈચ્છતા હતા. જવાબમાં આપ (સલ.)એ ઈર્શાદ ફરમાવ્યો કે, ''જો તમારા માટે જાહેર માર્ગ પર બેસવું એટલું જ જરૂરી હોય, તો એક શરત સાથે તેની પરવાનગી આપવામાં આવે છે, તે શરત એ છે કે, તમારે રસ્તાનો હક અદા કરવો પડશે.'' સહાબાએ કિરામ (રદી.)એ પૂછ્યું : હે અલ્લાહ તઆલાના રસૂલ (સલ.) ! રસ્તાનો હક શો છે ? તો આપ (સલ.)એ જવાબમાં પાંચ (૫) વાતો ઈર્શાદ ફરમાવી,

જેની થોડીક છણાવટ અહીં કરવામાં આવી રહી છે :

અલ્લાહપાકના રસૂલ (સલ.) માર્ગનો પહેલો હક દર્શાવતાં ઈર્શાદ ફરમાવે છે કે, જો રસ્તા પર બેસવું જ પડે તો નજર નીચી રાખો, પારકી સ્ત્રીઓને જોવાથી બચો, બદનઝરી-પારકી સ્ત્રીને જોવું એક ખતરનાક ગુનો છે. એનાથી શયતાન માનવીની વિચારશક્તિને ભરપાઈ ન કરી શકાય એવું નુકસાન પહોંચાડે છે. તેને માનસિક રીતે પરેશાનીમાં નાંખી દે છે. જે માણસ પારકી સ્ત્રીઓને જોવાની કુટેવ ધરાવતો હોય છે, તે શારીરિક રીતે પણ દુર્બળ હોય છે. જાતજાતના રોગોનો ભોગ બની તે પોતાના સ્વાસ્થ્યને બરબાદીના આરે પહોંચાડી દે છે, તેમજ આ બદનઝરી તેને આગળ વધારે છે. તે બીજા ગુનાહોમાં પડવા લાગે છે. ટગર-ટગર જોયા પછી પારકી સ્ત્રીઓ સાથે વાતચીતની નોબત આવે છે, પછી કહેવાતો પ્રેમ પાંગરે છે, અને પછી મામલો હરામખોરી સુધી પહોંચે છે. એટલે જ કુર્આન શરીફમાં અલ્લાહ પાકે જ્યાં નજર નીચી રાખવાનો આદેશ આપ્યો છે, ત્યાં તેની સાથો-સાથ શીલ (શર્મગાહ) સાચવવા ઉપર પણ ભાર આપ્યો છે. કારણ કે બદનઝરી નાજાઈઝ સબંધોની શરૂઆત કરાવનાર પુરવાર થાય છે.

તદુપરાંત પારકી સ્ત્રીઓને જોવાની કુટેવ ધરાવતો માણસ સમાજમાં પોતાની ઈઝઝત ખોઈ બેસે છે. લોકો તેના વિશે સારું મંતવ્ય નથી ધરાવતા. અને બને ત્યાં સુધી લોકો પોતાના ઘરની મહિલાઓથી તેને દૂર રાખવાની કોશિશ કરે છે. એટલું જ નહીં, બલ્કે આવા માણસ પર અલ્લાહ તઆલા ફિટકાર (લાનત) વરસાવે છે. જો કે આ ફિટકારથી એ મહિલાઓ પણ બાકાત નથી રહેતી, જે પરદા વગર બહાર નીકળી પડે છે અને પુરૂષને જાણ્યે-અજાણ્યે આકર્ષે છે. અને જેની ઉપર અલ્લાહપાક ફિટકાર વરસાવે, તેને બન્ને જહાં (લોક)ની બરબાદીથી કોણ બચાવી શકશે ? હદીષ શરીફમાં છે : ''જોનાર પુરૂષ ઉપર અને જે સ્ત્રીને જોવામાં આવી રહી છે તેની ઉપર અલ્લાહ તઆલાએ ફિટકાર વરસાવી છે.'' *(બયહકી, મિશ્કાત : ૨૭૦)*

જેવી રીતે પારકી સ્ત્રીને જોવા (બદનઝરી)થી ખુદાપાકનો પ્રકોપ ફાટી પડે છે, અને માનવીને લાનતપાત્ર ઠરાવવામાં આવે છે, ત્યાં જ બીજી બાજુ

આ ગુનાહથી ખુદને બચાવનાર ખુદાપાકની ખુશ્નૂદી પણ મેળવે છે. હદીષ શ.માં છે કે, જ્યારે કોઈ મુસલમાનની કોઈ સ્ત્રી ઉપર (અકસ્માતે) પહેલી વખત નજર પડી જાય, પછી તે પોતાની નજર નીચી કરી લે (બીજી વખત ન જુએ કે એકીટશે જોતો ન રહે) તો અલ્લાહ તઆલા તેને એક એવી ઈબાદતની તૌફીક આપશે, જેની મીઠાશની તેને અનુભૂતિ થશે. અર્થાત્ નમાઝ, રોઝા, તિલાવત તથા ઝિક્રની મિઠાશની તેને અનુભૂતિ કરાવવામાં આવશે.

સારાંશ કે રસ્તાઓ પર બનેલી દુકાનો, હોટલો અને ઓટલાઓ પર બેસવાવાળાઓએ પોતાની નજરોની સાચવણી કરવી જોઈએ અને દરેક સંજોગોમાં બદનઝરીથી બચવું જોઈએ. નહીંતર તેઓને શરઈ દૃષ્ટિએ રસ્તાઓ પર બેસવાનો કોઈ અધિકાર નહીં હશે.

અલ્લાહપાકના રસૂલ (સલ.) માર્ગનો બીજો હક દર્શાવતા ફરમાવે છે કે, જો તમે રસ્તાઓની એક બાજુ બેસવા જ માંગો છો, તો ત્યાંથી પસાર થતા લોકોને તકલીફ પહોંચાડવી ન જોઈએ, ન કોઈને મહેણું મારો, ન કોઈની મજાક ઉડાવો, ન કોઈને પોતાની વાણીથી તકલીફ આપો, ન વર્તનથી. રસ્તામાં કચરો ફેંકવો, અવરોધ સર્જવો, દુકાન વગેરેની સફાઈ કરતી વખતે રસ્તાઓ પર કીચડ કરી મૂકવો, તેમજ દરેક એ કામ જેનાથી રસ્તે ચાલનારાઓને મુશ્કેલીઓનો સામનો કરવો પડે, તકલીફ પહોંચાડવાની વ્યાખ્યામાં આવે છે. જેનાથી બચવાની અલ્લાહ તઆલાના રસૂલ (સલ.) ભલામણ કરી રહ્યા છે.

આજકાલ સામાન્યપણે લોકો આનું ધ્યાન નથી રાખતા. દુકાનવાળાઓ રસ્તો રોકી સાંકડો કરી નાંખે છે. ક્યાંક પોતાનો માલ આગળ રાખી જમાવી દે છે, ક્યાંક ગાડી ઉભી રાખી આવવા-જવા માટે મુશ્કેલીઓ સર્જે છે. જો આનો વિરોધ કરવામાં આવે તો લડાઈ પર ઉતરી આવે છે. મુસ્લિમોએ તો ખાસ કરીને આવી હરકતોથી દૂર રહેવું જોઈએ.

નબી (સલ.) રસ્તાનો ત્રીજો હક દર્શાવતા ફરમાવે છે કે, જો તમને

રસ્તા પર બેસવાની મજબૂરી હોય તો પસાર થતા લોકોની સલામનો જવાબ આપવો તમારા માટે જરૂરી છે. જે કોઈ પણ સલામ કરે તેને ઉંચા અવાજે જવાબ આપો. ભલે તે ઓળખીતો હોય કે અજાણ્યો, સ્વજન હોય કે પારકો, અમીર હોય કે ગરીબ, દોસ્ત હોય કે દુશ્મન, નાનો હોય કે મોટો, એવું ન થાય કે તમે દુકાનના કામકાજમાં વ્યસ્ત રહો અને રસ્તે ચાલનારાઓના સલામની અવગણના કરો અને જવાબ ન આપો. કારણ કે સલામ વાસ્તવમાં એક દુઆ છે, જેની આચારસંહિતા (અદબ)ની જો જાળવણી કરવામાં આવશે, તો માનવીને તેનો ફાયદો મળશે, નહીંતર એ તેનાથી વંચિત રહી જશે. અને તેની એક મહત્વપૂર્ણ આચારસંહિતા એ છે કે, તત્કાલ સલામનો જવાબ આપવામાં આવે અને એ વાતની કોશિશ કરવામાં આવે કે, જવાબ સલામની તુલનામાં વધારે બહેતર હોય. અને જો આવું નહીં કરી શકો તો ઓછામાં ઓછું જવાબ જ આપી દો. કુર્આને કરીમમાં છે : ‘‘અને જ્યારે તમને સલામ કરવામાં આવે તો તેનાથી સારી રીતે જવાબ આપો અથવા તેને જ વાળી દો.’’

અર્થાત્ જો સલામ કરનારે **‘‘અસ્સલામુ અલયકુમ’’** કહ્યું છે, તો તમે બહેતર જવાબ આપતાં **‘‘વઅલયકુમુસ્સલામુ વરહમતુલ્લાહિ’’** કહો. અને જો તેણે સલામમાં **‘વરહમતુલ્લાહિ’**નો વધારો કર્યો છે, તો તમે તેનાથી શ્રેષ્ઠ જવાબ આપતાં **‘વબરકાતુહુ’**નો વધારો પણ કરી દો અથવા તો તેના જેવો જ જવાબ વાળી દો. અર્થાત્ તેણે જે કહ્યું તે જ શબ્દો તમે પણ કહી દો. આના વગર માર્ગનો હક અદા નહીં થશે.

અલ્લાહપાકના રસૂલ (સલ.) રસ્તાનો ચોથો હક દર્શાવતાં ફરમાવે છે કે, જો તમને રસ્તા પર બેસવું જ પડે, તો તમારા ઉપર જરૂરી છે કે, તમે લોકોને ભલાઈની વાતો બતાવો. રસ્તા ઉપર કોઈ ખતરો હોય તો રસ્તે ચાલતા લોકોને તેની માહિતી આપો. ભૂલા પડી ગયેલા લોકોને સાચો માર્ગ દેખાડો અને જો રસ્તે ચાલતો કોઈ માણસ અકસ્માતનો ભોગ બની જાય તો તેની સત્વરે મદદ કરો અને જો રાહદારીઓ વચ્ચે કોઈ બાબતે ઝઘડો થઈ જાય, તો વચ્ચે પડી મામલો પતાવી દો, વાતનું વતેસર ન થવા દો.

શું આજકાલ રસ્તાઓ પર, દુકાનો પર બેસેલા લોકો ઉપરોક્ત વાતોનું ધ્યાન રાખે છે કે, તેઓ રાહદારીઓને ધ્યાનપાત્ર જ નથી સમજતા ? વાસ્તવિક્તા એ છે કે, રસ્તા પરથી પસાર થતા લોકો સાથે સદ્વ્યવહારના બદલે દુર્વ્યવહાર કરવામાં આવે છે. ન તેમની સુવિધાનું ધ્યાન રાખવામાં આવે છે, ન રસ્તો પૂછવાની સ્થિતિમાં તેમની સાચી દિશામાં દોરવણી કરવામાં આવે છે. જો કે ઈસ્લામની શિક્ષાઓમાં આની કોઈ ગુંજાઈશ નથી.

નબી (સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ) માર્ગનો પાંચમો હક દર્શાવતાં ઈર્શાદ ફરમાવે છે કે, રસ્તા પર બેસવાવાળાઓ માટે એ અનિવાર્ય છે કે તે લોકોને બુરાઈઓથી રોકે. રસ્તા પર જો કોઈ હરામ-નાજાઈઝ કામ થતું હોય તો તેને રોકે. ચોરી, તફડંચી કરનારાઓથી લોકોને ચેતવે, તેમનો સામનો કરે. મહિલાઓના માન-સન્માન ઉપર આંચ આવતી હોય તો એની જાળવણી કરે અને હરગિજ કોઈ ખોટું કામ ન કરે.

આજકાલ લોકો એકબીજાથી બિલ્કુલ અજાણ રહે છે. નજરની સાથે દુરાચાર થાય છે. ચોરી કરવામાં આવે છે, ઈઝઝત લૂંટવામાં આવે છે, ઝઘડાઓ થાય છે, પરંતુ લોકો આજુબાજુ બેસી ચૂપચાપ તમાશો જોતા રહે છે. આટલું જ નહીં, બલ્કે પોલીસ આવે ત્યારે ગુનેહગાર પ્રતિ અંગુલિનિર્દેશ કરવાથી અને દુર્ઘટનાની વિગતો બતાવવાથી એમ કહી બચવામાં આવે છે કે, અમે તો અમારા કામમાં હતા, એટલે અમે તમને સાચી જાણકારી પૂરી નથી પાડી શકતા. આ કારણે જ ગુનેહગારોની હિંમત વધવા માંડી છે અને ગુનાઓ સતત વધી રહ્યા છે. નબી (સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ) મજકૂર રિવાયતમાં રસ્તા પર બેસનારાઓ સમક્ષ રસ્તાના હક્કો બતાવી તેને અદા કરવા માટે ભારપૂર્વક જણાવી રહ્યા છે. જેથી સમાજમાં સુખ-શાંતિનું વાતાવરણ બાકી રહે અને અશાંતિ તથા ભયથી સમાજ સુરક્ષિત રહે. અલ્લાહપાક પૂરી ઉમ્મતને નબી (સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ)ની તાલીમ (શિક્ષા) પર અમલ કરવાની તૌફીક અતા ફરમાવે, આમીન.



# ગીબતનો માહોલ અને તેના કારણો

આપણા જીવનનો સામાન્ય અનુભવ છે કે, જ્યારે પણ ક્યાંક બે-ચાર લોકો ભેગા થાય છે, તો જોતજોતામાં ત્યાં એક જબરદસ્ત ''કૂથલી કોન્ફરન્સ'' આયોજિત થવા માંડે છે. આવી કૂથલી કોન્ફરન્સનો મામલો વિચિત્ર હોય છે. તેમાં ભાગ લેનાર દરેક માણસ કૂથલી કોન્ફરન્સનો શ્રોતા પણ હોય અને તેનો વક્તા પણ. મહત્વપૂર્ણ વાત એ છે કે, કૂથલી (ગીબત) કોન્ફરન્સમાં ભાગ લેતા લોકોને કૂથલી કરવામાં પણ મજા આવે છે અને સાંભળવામાં પણ મજા આવે છે. ઘણા લોકો ગીબત-કૂથલીમાં એટલા જોશભેર ભાગ લે છે કે, તેમની કૂથલીમાં પાંડિત્ય ઝલકવા માંડે છે. તેમને જોઈને એવું લાગે છે, જાણે કે પેલો કૂથલી (ગીબત) કરનાર હમણાં જ ઓક્સફર્ડ કે હાર્વર્ડથી કૂથલીમાં પી.એચ.ડી. કરીને પાછો ફર્યો છે. અમુક મનોવલણો અમુક ખાસ વર્ગો સુધી મર્યાદિત હોય છે. પરંતુ ગીબતના મામલામાં સમાજના બધા વર્ગો એકસમાન છે. અહીં અમીર-ગરીબ, જ્ઞાની-અજ્ઞાનીનો કોઈ ભેદ નથી તેમજ ધાર્મિક કે નાસ્તિક અને સ્ત્રી-પુરૂષ વચ્ચે કોઈ ફર્ક નથી. નિઃશંક, સ્ત્રીઓ ગીબતમાં વધારે લિપ્ત હોય છે, પરંતુ પુરૂષો પણ હવે ગીબતની કળામાં એટલા પાવરધા બની ગયા છે કે, ગીબત વિભાગમાં તેઓ સ્ત્રીઓ સાથે ખભેખભા મિલાવી પુરૂષાર્થ કરતા જોવા મળે છે.

આ દૃશ્ય અનેક હિસાબથી આશ્ચર્યજનક છે. જો તમે કોઈ મુસલમાનની સમક્ષ ભૂંડના માંસનો ઉલ્લેખ પણ કરી દો, તો તેનું જીવ ડહોળાવા માંડે છે. પરંતુ કુર્આન મુજબ ગીબત (કૂથલી)ની ક્રિયા પોતાના મરેલા ભાઈનું માંસ ખાવા જેવું છે, છતાં લોકોનું મન જેવી રીતે ડુક્કરના માંસને નકારે છે, એવી રીતે મૃત ભાઈના માંસ (ગોસ્ત)ને નકારતું નથી. આપ કોઈ મુસલમાન સામે વ્યભિચાર (ઝિના)નો ઉલ્લેખ કરી દો તો તે ''તૌબા-તૌબા'' કહેવા માંડશે, પરંતુ આપ (સલ.)એ ગીબતને ઝિનાથી પણ વધારે ખરાબ કૃત્ય કહ્યું છે, છતાં આપણે ગીબત પર ચોંકતા પણ નથી. આ સ્થિતિએ ગીબતને આપણું ''કલ્ચર'' બનાવી દીધું છે. અર્થાત્ ગીબત આપણી જીવનશૈલી

બની ગઈ છે. અહીં પ્રશ્ન એ છે કે, અલ્લાહપાકના રસૂલ (સલ.)એ ગીબતને ઝિનાથી વધારે ખરાબ કૃત્ય શા માટે ઠરાવ્યું છે ? અને અલ્લાહપાકે કુર્આને મજીદમાં ગીબતને મુર્દા ભાઈનું માંસ ખાવા સાથે કેમ સરખાવ્યું ? વિચાર કરવામાં આવે તો વ્યભિચારમાં માત્ર આબરૂની પાયમાલી છે, પરંતુ ગીબતમાં સમગ્ર માનવ અસ્તિત્વની પાયમાલી છે. છતાં આપણે વ્યભિચારને વધારે ખરાબ કૃત્ય સમજીએ છીએ અને ગીબત પર ચોંકતા પણ નથી. પ્રશ્ન એ છે કે, આનું કારણ શું છે ? આનું કારણ એ છે કે, ઝિના એક બાહ્યાચાર છે અને ગીબત એક આંતરિક ક્રિયા છે. મારી વાતનો અર્થ એ છે કે, આપણે ધર્મને બાહ્ય આચાર તરીકે ઓળખીએ છીએ, આંતરિક આચાર સાથે પણ ધર્મનો સબંધ છે, એ વાત આપણે નથી જાણતા.

આ પરિસ્થિતિ એ વાત છતી કરે છે કે, આપણે બાહ્યાચાર પર ધ્યાન આપીએ છીએ અને આંતરિક આચાર પ્રતિ બેદરકારી દાખવીએ છીએ. કુર્આન મજીદમાં ગીબતને મરેલા ભાઈનું માંસ ખાવા સાથે એટલા માટે સરખાવવામાં આવી કે ગીબત કોઈ એકસ્તરીય, એકપક્ષીય ક્રિયા નથી. ગીબતમાં જૂઠ, આક્ષેપ, ખંધાઈ, પ્રપંચ, સંવેદનબધિરતા, સારાંશ કે ઘણા બધા દૂષણો ભેગા થઈ જાય છે. એમ જુઓ તો ગીબત એક શાબ્દીક ક્રિયા છે. પરંતુ તે સામેવાળાની માનસિક હત્યા છે, તેનું ભાવનાત્મક ખૂન છે. શારીરિક હત્યા કે ખૂનની ઘટનામાં ભોગ બનનાર હત્યા કરનારનો સામનો કરી શકે છે, પોતાનો બચાવ કરી શકે છે, પરંતુ ગીબતની ક્રિયામાં ભોગ બનનાર પોતાની ‘‘મનોવૈજ્ઞાનિક હત્યા’’થી અજાણ હોય છે. તે પોતાનો બચાવ કરવાની સ્થિતિમાં હોતો નથી. આ મુદ્દાથી સ્પષ્ટ થાય છે કે, ગીબત કેટલી ખતરનાક ક્રિયા છે. એટલે જ કુર્આને કરીમમાં ગીબતને આકરા શબ્દોમાં વખોડવામાં આવી છે.

જો તપાસ કરવામાં આવે તો ગીબતના વલણમાં એટલા માટે વધારો થઈ રહ્યો છે કે, આપણાં સમાજમાં વ્યક્તિવાદ વધી રહ્યો છે. જે ગ્લોબલ કલ્ચર આપણી ઉપર ઠોકી બેસાડવામાં આવ્યું છે, તેમાં વ્યક્તિવાદ વધી રહ્યો છે. તકવાની શક્યતાઓ નહિવત્ નથી, તો મર્યાદિત જરૂર થઈ ગઈ

છે. હવે બીજો માણસ આપણા અસ્તિત્વનું વિસ્તરણ નથી, તેનો વિરોધી છે. બીજો માણસ હવે આપણો મિત્ર નથી, શત્રુ છે. આ સંદર્ભે ઈસ્લામની શીખ એ છે કે, માનવી પોતાને બીજાઓથી ઉતરતી કક્ષાનો સમજે. માત્ર સૈધ્ધાંતિક ધોરણે જ નહીં, વ્યવહારિક ધોરણે પણ. માનવી જો પોતાને બીજાઓથી નીચો સમજવા માંડશે, તો પછી તે બીજાઓની પ્રસંશા કરશે, તેમની નિંદા (કૂથલી) નહીં કરશે અને તેમની ખૂબીઓ શોધશે, ખામીઓને નહીં શોધે. ઈસ્લામ માનવ ગૌરવને એટલી ઉચ્ચ કક્ષાએ લઈ જાય છે કે, તેની કોઈ મિસાલ (દ્દષ્ટાંત) નથી મળતી. ઈસ્લામ માનવીને સર્વશ્રેષ્ઠ સર્જન (અશરફુલ મખ્લૂકાત) કહે છે.

કુર્આને કરીમ માનવીને ''ખલીફા'' (ઉત્તરાધિકારી) કહે છે. અલ્લાહ તઆલાના રસૂલ (સલ.)એ ફરમાવ્યું કે, માનવજીવનું ગૌરવ સૌથી વધારે છે. મૌલાના રૂમ (રહ.) ફરમાવે છે કે, સભ્યતાનો મૂળભૂત સિધ્ધાંત માનવગૌરવ છે. આપણાં સૂફીઓનું કથન છે કે, માનવી લઘુ સૃષ્ટિ (કાઈનાતે અસ્ગર) એટલે કે નાનું બ્રહ્માંડ છે. અર્થાત્ તે આ વિશાળ સૃષ્ટિનો સાર છે.

ઈસ્લામી સંસ્કૃતિની માનવસબંધી આ વિભાવના જો કોઈના દિલ-દિમાગ પર જરા પણ પ્રભાવ પાડી દે, તો તે કોઈ માનવીની ગેરહાજરીમાં તેની બદગોઈ નહીં કરશે. આ પરિપ્રેક્ષ્યમાં જોવામાં આવે તો ગીબતનું વધતુ જતું વલણ એ વાતનું દ્યોતક (ગમ્માઝ) છે કે, આપણે ઈસ્લામના માનવસબંધી વિચારને તદ્દન ભૂલાવી બેઠા છીએ. આપણી નજરમાં ન આપણું પોતાનું કાંઈ માન છે, ન બીજાનું. આપણાં મનમાં એ વિચાર પ્રભાવી બની ગયો છે કે, માનવી એક સામાજીક પ્રાણી છે, બીજું કાંઈ નહીં. આપણે વધારેમાં વધારે એ વાત માનતા જઈ રહ્યા છીએ કે, આપણે એક 'પશુ' છીએ. એટલે આપણા વ્યવહારમાં હૈવાનિય્યત (પાશવતા) વધતી જઈ રહી છે.

ગીબતના અન્ય ત્રણ પ્રેરકબળોને સ્ત્રીઓના સંદર્ભે સમજી તથા વર્ણવી શકાય છે, જેઓમાં ગીબતનું વલણ પુરૂષોની તુલનામાં વધારે હોય છે. સૃષ્ટિના

પાયાના સિધ્ધાંત બે છે : એકવિધતા અને વિવિધતા. પુરૂષ એકવિધતાનું ચિહ્ન (સૂચક) છે અને સ્ત્રી વિવિધતાનું ચિહ્ન. તેનું પરિણામ એ છે કે, પુરૂષને સર્વવ્યાપક બાબતો અથવા મૂળભૂત સિધ્ધાંતોમાં રસ હોય છે અને સ્ત્રીની પ્રકૃતિ આંશિક બાબતો તરફ આકર્ષાય છે. પરંતુ જ્યારે ગૌણ તથા આંશિક બાબતો પ્રતિ આકર્ષણ નકારાત્મક રૂપ ધારણ કરે છે, તો તે સરળતાપૂર્વક ગીબતમાં ઢળી જાય છે. કારણ કે ગીબત માનસિક સ્તરે વાળની ખાલ ઉતારવાની, દટાયેલા મુડદા ઉખેડવાની અને એક બુરાઈને હજાર બુરાઈમાં પરિવર્તિત કરવાની ક્રિયા છે. આ પરિપ્રેક્ષ્યમાં જોવામાં આવે તો પુરૂષોમાં ગીબતનું વધતુ વલણ એ વાતની સાબિતી છે કે, પુરૂષોના સ્વભાવમાં ગૌણ-આંશિક બાબતોનું આકર્ષણ ઉત્પન્ન થઈ ગયું છે. અને તેનું કારણ એ છે કે, પુરૂષોની બહુ મોટી સંખ્યા ઉપર સ્ત્રીવૃત્તિ (નિસ્વા-નિય્યત) પ્રભાવી થઈ ગઈ છે. સરળ શબ્દોમાં તેનો અર્થ એ છે કે, જેવી રીતે પશ્ચિમ અને તેની અસર હેઠળ આપણે ત્યાં પણ સ્ત્રીઓ પુરૂષ બનતી જઈ રહી છે, એવી જ રીતે પુરૂષોમાં સ્ત્રીપણું પ્રગટ થઈ રહ્યું છે. પુરૂષો સ્ત્રીઓ જેવા બની રહ્યા છે.

પુરૂષોની તુલનામાં સ્ત્રીઓ વધારે વાતૂડી હોય છે. તેનું કારણ એ છે કે, છોકરીઓમાં ભાષા શીખવાની ક્ષમતા છોકરાઓ કરતાં વધારે હોય છે. આ કારણે ઘણી વખત છોકરીઓ છોકરાઓ કરતાં બહુ જલ્દી બોલવા માંડે છે. પરંતુ છોકરીઓની ભાષાનું બીબુ વધારે ઊંડુ નથી હોતું. છોકરીઓની ભાષા ભાવનાઓથી ઊંચે નથી ઉઠતી, એ કારણે એમની ભાષામાં એક પ્રકારનું સ્વયંસંચાલન ઉત્પન્ન થઈ જાય છે. તેનાથી ઉલટું છોકરાઓને ભાષા શીખવામાં વિલંબ થાય છે. પરંતુ તેમની ભાષાનું બીબુ (વ્યાકરણ વગેરે) વધારે ઊંડુ હોય છે. અને તેમાં ચિંતન-મનનની ક્ષમતા છોકરીઓ કરતાં વધારે હોય છે. એ કારણે છોકરાઓની ભાષામાં સ્વયં-સંચાલન ઓછું હોય છે. સ્ત્રીઓની વાતચીતમાં આ સ્વયંસંચાલન જ તેઓને પુરૂષોના મુકાબલે ગીબતની વધારે બંધાણી બનાવે છે. પરંતુ વર્તમાનકાળમાં પુરૂષોના ભાષા સબંધી બીબાં પણ છીછરા થતા જઈ રહ્યા છે. તેમની વાતચીત પણ હવે ભાવનાઓના વહેણમાં વધારે તણાય રહી છે. અને તેની ઉપર સમજદારી

(પ્રજ્ઞા)ની પકડ ઢીલી પડી રહી છે. એ કારણે જ પુરૂષોની ભાષા (વાતચીત)માં પણ સ્વયંસંચાલન પેસી ગયું છે અને તેઓ પણ ગીબત કરનારૂં યંત્ર બની ગયા છે. આપણી સાંસ્કૃતિક વ્યવસ્થામાં પુરૂષોનું વૈચારિક તથા સામાજીક વિશ્વ બહુ વિશાળ હતું અને છે. તેની તુલનામાં સ્ત્રીઓનું વૈચારિક તથા સામાજીક જીવન મર્યાદિત હતું. જીવનનો અનુભવ છે કે, વિચાર-દ્દષ્ટિકોણની વિશાળતા માનવીને ઘણા બધા નીચલી કક્ષાના વલણોથી ઊંચે ઉઠાવી લે છે. ગીબત પણ એક એવું જ વલણ હતું, જેમાં પુરૂષ વર્ગ ક્યારેક બહુ ઓછો લિપ્ત થતો હતો. તેનાથી વિપરિત સ્ત્રીવર્ગની મર્યાદિત જીવનની મજબૂરી તેણીઓને ગીબત જેવા વલણો પ્રતિ ધકેલી દેતી હતી અને આજે પણ ધકેલી દે છે. પરંતુ હવે પરિસ્થિતિ એવી સર્જાઈ ગઈ છે કે, પુરૂષોનું વૈચારિક તથા વ્યવહારિક વિશ્વ પણ સંકોચાઈને રહી ગયું છે. તેમનો વધારે પડતો સમય રોજી-રોટી રળવામાં ખર્ચાય જાય છે. તેની ઝિંદગીની ન કોઈ વૈચારિક દિશા છે, ન કોઈ સૈધ્ધાંતિક પાયો છે. તેના જીવનમાં ન સામૂહિક ભાવના છે, ન વૈશ્વિક ભાવના છે. એટલે પુરૂષોના રસના વિષયો તથા સ્તરો અત્યંત નીચા ઉતરી ગયા છે અને તેઓને નિમ્ન કક્ષાની બાબતમાં જ મજા આવવા માંડી છે. તેમાં એક નિમ્ન કક્ષાની બાબત ગીબત છે. જેનું આપણાં જીવનમાં એ મહત્વ છે કે, તે આપણને નકારાત્મક અર્થમાં અન્ય લોકોથી જોડાયેલી રાખે છે અને તેના વડે આપણને એવું લાગે છે કે, આપણો પણ બીજાઓ સાથે સબંધ છે.

## આત્મહત્યા : ચિંતાજનક સામાજિક સમસ્યા

જીવન બહુ મોટી નેઅમત છે. એવી નેઅમત, જેનો કોઈ વિકલ્પ નથી. જે ગયા પછી પાછી આવતી નથી. માણસ આ નેઅમત પોતાની મહેનત વડે પ્રાપ્ત નથી કરતો, બલ્કે તે અલ્લાહપાકની ભેટ છે. એવી ભેટ, જે જ્ઞાન-વિજ્ઞાનની આટલી પ્રગતિ હોવા છતાં એક અકળ રહસ્ય છે. જ્ઞાન-વિજ્ઞાનનો વિકાસ એ સ્તરે પહોંચી ચૂક્યો છે કે, માણસ પોતાના એક એક અંગ વિશે જાણવા લાગ્યો છે કે, તે કઈ કામગીરી કરે છે ? કેવી રીતે રાત-દિન પોતાની ડ્યુટીમાં લાગેલો છે ? તે કેવો છે ? તેનું કદ કેટલું છે ? માથાના વાળથી

લઈ પગના નખ સુધી તેણે શરીરની નસેનસ પર સંશોધન કર્યું છે, પરંતુ આજે પણ વૈજ્ઞાનિકો એ પ્રશ્નનો ઉત્તર આપી નથી શક્યા, અને કુદરતના આ ગુપ્ત રહસ્ય પરથી પડદો ઉંચકવામાં અસફળ રહ્યા કે, આખરે આત્મા શું છે ? આ શરીરમાં કેવી રીતે આવે છે ? અને ક્યાંથી આવે છે ? પછી કેવી રીતે ચૂપચાપ શરીરને વિરહનો ડાઘ લગાવી ચાલી જાય છે કે, ન કોઈ હાથ છે, જે એને થોભાવી શકે છે, ન કોઈ સુક્ષ્મમાં સુક્ષ્મ મશીન છે, જે તેને પકડી શકે અથવા ઓછામાં ઓછું તેની વસ્તુસ્થિતિને જ પામી લે. માનવીની આ વિવશતા તથા વૈજ્ઞાનિક લાચારી ખુદા તઆલાનો વિશ્વાસ અપાવે છે, અને ઈમાનમાં તાજગી પેદા કરે છે. આને જ ખુદા તઆલા એવી રીતે ફરમાવે છે કે, "લોકો તમારાથી આત્મા (રૂહ) વિશે પૂછે છે, તમે જવાબ આપી દો કે, આત્મા મારા પાલનહારનો આદેશ છે."

*(સૂરએ બની ઈસ્રાઈલ : ૮૫)*

તો માનવી પોતાના જીવનનો માલિક નથી, બલ્કે આ જીવન તો અલ્લાહ પાકે તેને અમાનત સ્વરૂપે આપ્યું છે. અને અલ્લાહ તઆલાએ તેના પર જવાબદારી નાંખી છે કે, જીવનની યથાશક્તિ હિફાઝત (સુરક્ષા) કરવામાં આવે. એટલે જ અલ્લાહ તઆલાના રસૂલ (સલ.)એ બીમારીનો ઈલાજ કરવા પર ભાર મૂક્યો છે. ખુદ આપ (સલ.)એ પોતાનો ઈલાજ કરાવ્યો. અને એટલે જ ઈસ્લામી વિદ્વાનો (ઉલમાઓ)એ સ્પષ્ટતા કરી છે કે, ઈલાજ કરાવવો એ અલ્લાહપાક પર ભરોસા વિરૂદ્ધ (ખિલાફે તવક્કુલ) નથી. કારણ કે વિશ્વાસ તથા સંતોષના સર્વોચ્ચ સ્થાન પર અંબિયાએ કિરામ (અલૈ.) બિરાજમાન હતા અને તેઓ ઈલાજ પણ કરાવતા હતા, અને તંદરૂસ્તીના નિયમોની જાળવણી પણ કરતા હતા.

કોઈ પણ એવું કાર્ય જે માનવીય તંદરૂસ્તી અથવા જીવન માટે હાનિકારક હોય, જાઈઝ નથી. આપ (સલ.)એ દરેક તે વસ્તુ ખાવા-પીવાની મનાઈ ફરમાવી, જે નશાકારક કે શરીરને નુકસાનકારક હોય. નુકસાનકારક ચીજોની મનાઈ દેખીતી વાત છે કે, તંદરૂસ્તી તથા જિંદગીની સુરક્ષા માટે છે, પરંતુ નશાકારક પદાર્થોની મનાઈ કરવા પાછળનું કારણ એ છે કે, તેનાથી માનવીની

સમજ શક્તિ ઉપર વિપરિત અસર પડે છે તેમજ નીતિ સબંધી દૂષણો જન્મે છે. સાથો સાથ એ પણ એક કારણ છે કે, આ એક મીઠું ઝેર છે, જે મૃત્યુ તરફ જીવનના પ્રવાસની ગતિમાં વધારો કરી દે છે.

એટલે જ ઈસ્લામી કાયદાશાસ્ત્રીઓએ એવા પ્રકારની વનસ્પતિ ખાવાની મનાઈ ફરમાવી છે, જે ઝેરની જાતમાં આવે છે. અને જે માનવીય જીવન માટે ખતરનાક પુરવાર થઈ શકતી હોય.

*(અલ ફિકહુલ ઈસ્લામી વઅદિલ્લતુહુ : ૩/૫૦૬)*

ઈસ્લામ તો અલ્લાહ તઆલાની બંદગીમાં પણ એટલા અતિરેકને પસંદ નથી કરતો કે, તેનાથી માનવીની તંદરૂસ્તી ઉપર ખરાબ અસર વર્તાય અને જાન જવાનો ખતરો ઉભો થાય. અલ્લાહપાકના રસૂલ (સલ.)ના કાળમાં અમૂક લોકોએ એવો નિયમ બનાવી લીધો હતો કે, રાતભર ઈબાદતમાં વ્યસ્ત રહેતા અને દિવસે રોઝો રાખતા. એક બીજા સહાબી હઝરત સલમાન ફારસી (રદી.)એ તેઓને આમ કરવાથી રોક્યા અને ફરમાવ્યું : તમારી ઉપર તમારી આંખનો પણ હક છે, તમારી ઉપર તમારા અસ્તિત્વનો પણ હક છે, અને તમારી ઉપર તમારી પત્નીનો પણ હક છે. એટલે ક્યારેક રોઝો રાખો અને ક્યારેક ન રાખો. રાત્રે (તહજ્જુદ) નમાઝ પઢો અને સૂઈ પણ જાઓ. અલ્લાહપાકના રસૂલ (સલ.)ને જ્યારે આ વાતની જાણ થઈ, તો આપ (સલ.)એ હઝરત સલમાન (રદી.)ની પુષ્ઠિ (સમર્થન) ફરમાવી.

*(બુખારી શરીફ : ૨૬૪)*

આપ (સલ.)એ જાન બચાવવા માટે દવા તરીકે એવી ચીજોના ઉપયોગની પણ પરવાનગી આપી, જે મૂળતઃ નાજાઈઝ અને હરામ છે.

*(બુખારી શરીફ : ૧/૪૬)*

આ પ્રકારની ઈસ્લામી તાલીમથી અંદાજો લગાવી શકાય છે કે, જેવી રીતે ઈસ્લામે બીજાઓની જાન બચાવવાનો હુકમ આપ્યો છે, તેવી જ રીતે માનવી માટે એ પણ જરૂરી ઠેરવ્યું છે કે, તે યથાશક્તિ પોતાની જાનની પણ રક્ષા કરે. કારણ કે જીંદગી તેની પાસે અલ્લાહપાકની અમાનત છે. અને અમાનતની રક્ષા તે એક ઈસ્લામી તથા નૈતિક કર્તવ્ય છે. એટલે જ ઈસ્લામમાં

"આત્મહત્યા" બહુ મોટો ગુનોહ છે. એવો ગુનોહ જે તેની પાસેથી દુન્યા પણ છીનવી લે છે, અને તે આખિરતની રાહતોથી પણ વંચિત રહી જાય છે. સ્વયં કુર્આને આત્મહત્યાની મનાઈ ફરમાવી છે. અલ્લાહપાકનો ઈર્શાદ છે : "તમે આત્મહત્યા નહીં કરો."

અલ્લાહપાકના રસૂલ (સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ)ના અનેક કથનો એવા છે, જેમાં અત્યંત તાકીદપૂર્વક આત્મહત્યાની મનાઈ ફરમાવવામાં આવી છે. હઝ. અબૂ હુરૈરહ (રદી.)થી રિવાયત છે કે, આપ (સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ)એ ફરમાવ્યું : "જેણે પર્વત પરથી કૂદકો મારી આત્મહત્યા કરી, તે જહન્નમ (નર્ક)ની આગમાં પણ એવી જ રીતે પડતો રહેશે. જેણે ઝેર ઘોળી આત્મહત્યા કરી, તે જહન્નમમાં હંમેશા ઝેર પીતો રહેશે. અને જે માણસે લોખંડના હથિયાર વડે પોતાને મારી નાંખ્યો, તે દોઝખમાં પણ હંમેશ પોતાના પેટમાં હથિયાર ભોંકતો રહેશે." *(બુખારી શરીફ)* અને એક રિવાયતમાં છે કે, પોતાનું ગળુ દબાવીને આત્મહત્યા કરનાર નર્કમાં હંમેશ પોતાનું ગળુ દબાવતો રહેશે. અને ખુદને ભાલો મારી આત્મહત્યા કરનાર નર્કમાં પણ હંમેશ પોતાને ભાલો મારતો રહેશે. *(બુખારી શરીફ)*

હઝરત તુફૈલ બિન અમ્ર દૌસી (રદી.)ની સાથે એક અન્ય ભાઈએ પણ મદીના શરીફ હિજરત કરી. તે બીજો ભાઈ બીમાર પડી ગયો અને બહુ સખ્ત તકલીફના કારણે તેમનાથી સબ્ર થઈ શકી નહીં અને એક હથિયાર વડે પોતાના આંગળા કાપી નાંખ્યા. નસો કપાઈ ગઈ અને એટલું બધું લોહી વહી ગયું કે, તેમનો ઈન્તિકાલ થઈ ગયો. હઝરત તુફૈલ (રદી.)એ તેમને સ્વપ્નમાં જોયા કે, તેઓ સારી સ્થિતિમાં છે, પરંતુ તેમના હાથ ઢંકાયેલા છે. હઝરત તુફૈલ (રદી.)એ પૂછ્યું કે, પરવરદિગારે તમારી સાથે શો વ્યવહાર કર્યો ? પેલા ભાઈએ કહ્યું કે, અલ્લાહપાકે હિજરતના કારણે મને માફ તો કરી દીધો, પરંતુ મારા હાથો વિશે ફરમાવવામાં આવ્યું કે, જે વસ્તુને તમે પોતે બગાડી લીધી છે, હું તેને બરાબર (સાજી) નહીં કરીશ. હઝરત તુફૈલ (રદી.)એ આ જવાબ અલ્લાહ તઆલાના રસૂલ (સલ.) સમક્ષ વર્ણવ્યો. રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ)એ દુઆ ફરમાવી કે, હે

અલ્લાહપાક ! તેમના હાથોને પણ માફ કરી દે. *(મુસ્લિમ અન જાબિર)*

સહાબીએ રસૂલ હઝ. જુન્દુબ (રદી.)થી રિવાયત છે કે, આપ (સલ.)એ ઈર્શાદ ફરમાવ્યો કે, તમારાથી પહેલાંની એક કૌમમાં એક માણસ હતો. એને કંઈક ઈજા પહોંચી હતી. એની તકલીફ તે સહન કરી ન શક્યો. તેણે છરી લીધી અને તેનાથી પોતાનો હાથ કાપી નાંખ્યો. લોહી બંધ ન થયું અને તે મરી ગયો. અલ્લાહપાકે ઈર્શાદ ફરમાવ્યો કે, મારા બંદાએ ખુદના મામલામાં મારાથી આગળ વધવાની કોશિશ કરી, એટલે મેં તેના પર જન્નત હરામ કરી દીધી. *(બુખારી, મુસ્લિમ)*

અલ્લાહપાકના રસૂલ (સલ.) સંપૂર્ણ કરૂણા (રહમતે મુજસ્સમ) હતા, પરંતુ તે છતાં હઝરત જાબિર બિન સમુરહ (રદી.)થી રિવાયત છે કે, એક માણસે આત્મહત્યા કરી લીધી, તો આપે તેની નમાઝે જનાઝા પઢી નહીં. *(તિરમિઝી શરીફ)* એટલે જ એક મહાન કાયદાવિદ તથા હદીષશાસ્ત્રી ઈમામ અહમદ (રહ.)નો વિચાર છે કે, આત્મહત્યા કરનાર માણસની નમાઝે જનાઝા સામાન્યજનો તો પઢશે, પરંતુ મુસ્લિમોનો ઈમામ (બાદશાહ) નહીં પઢશે. *(તિરમિઝી શરીફ)*

અલ્લાહપાકના રસૂલ (સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ)ના આ કથનોથી અંદાજો લગાવી શકાય છે કે, આત્મહત્યા ઈસ્લામની નજરે કેટલો મોટો ગુનોહ છે. વાસ્તવિકતા એ છે કે, આત્મહત્યા એક પ્રકારની ભાગેડુવૃત્તિ ધરાવતા લોકોનું કામ છે. આત્મહત્યા કરનાર પોતાની જવાબદારીઓથી પીછો છોડાવવા માટે એક અમાનવીય તથા ગેરકાનૂની રસ્તો અપનાવે છે. દુર્ભાગ્યવશ ઈમાન ન હોવાના કે કમજોર હોવાના કારણે તથા પોતાની જવાબદારીઓ પ્રતિ બેદરકારીના કારણે આત્મહત્યાનું વલણ વધતું જઈ રહ્યું છે. પશ્ચિમી દેશોમાં સામાજીક વ્યવસ્થા તૂટવાના કારણે ઘણા સમયથી આત્મહત્યાની ઘટનાઓના પ્રમાણમાં વધારો થયો છે. અહીં સુધી કે હવે એ અવાજ પણ ઉઠાવવામાં આવી રહ્યો છે કે, આત્મહત્યાને માનવીના મૂળભૂત અધિકાર તરીકે સ્વીકાર કરવામાં આવે. જે લોકો લાંબા સમયથી બીમાર

હોય, એવા લોકોને કેટલાક પશ્ચિમી દેશોમાં ઝેરી ઈન્જેકશનો લગાવડાવીને મરી જવાની કાનૂની છૂટ મળી ગઈ છે, બલ્કે તેમના સગા-સબંધીઓને પણ આની પરવાનગી આપી દેવામાં આવી છે. અને આને ''દયા મૃત્યુ''નું સુંદર નામ આપવામાં આવ્યું છે !

પાછલા કેટલાક વર્ષોથી આપણાં દેશ ભારતમાં પણ આત્મહત્યાની ઘટનાઓમાં મોટો ઉછાળો આવ્યો છે. આંધ્રપ્રદેશમાં પ્રતિકૂળ સંજોગોના કારણે લગભગ પાંચસો ખેડૂતોની આત્મહત્યા વર્તમાનપત્રોમાં ચમકી ચૂકી છે. ઓરિસ્સામાં પણ કિસાનોની આત્મહત્યાની ઘટનાઓ નોંધાઈ છે. આ સંદર્ભે સંસદથી સડક સુધી ખાસ્સી હોહા થઈ ચૂકી છે. એક-બે દિવસના આંતરે અખબારોમાં પરિણિત સ્ત્રીઓની આત્મહત્યા કે આત્મવિલોપનના સમાચાર અચૂક જોવા મળી જાય છે. આ બધુ સાસરિયાઓના ત્રાસ કે અયોગ્ય માંગણીના લીધે થાય છે. એવા માં-બાપની આત્મહત્યા પણ હવે કાંઈ અનોખી વાત નથી રહી, જે પોતાની દરિદ્રતાના કારણે પોતાની દિકરીના હાથ પીળા નથી કરી શકતા અને આ અત્યાચારી સમાજે તેઓને સખત માનસિક તાણમાં નાંખી દીધા છે. દેવાદારો તથા ચક્રવૃધ્ધિ વ્યાજના ચક્રવ્યૂહમાં ફસાયેલા લોકો પણ હિંમત તૂટી જવાના લીધે આત્મહત્યા સુધીના આત્યંતિક પગલાં લેતા ખચકાતા નથી.

જેટલી આશ્ચર્યજનક કહી શકાય તેટલી જ અફસોસજનક બાબત એ છે કે, હવે મુસ્લિમો પણ આનો ભોગ બની રહ્યા છે. આશ્ચર્યજનક એટલા માટે કે, આત્મહત્યા ઈમાન નહીં હોવાના કે કમજોર હોવાના કારણે કરવામાં આવે છે, જે માણસ અલ્લાહપાક પર ઈમાન (આસ્થા) ધરાવતો હોય, તેને વિશ્વાસ હોય છે કે, અલ્લાહપાક વિકટ પરિસ્થિતિઓ રૂપી કાળી રાતમાંથી જ સરળતા તથા આસાન તાજી સવાર (નવું પ્રભાત) સર્જી શકે છે.

જે માણસ તકદીર પર ભરોસો રાખતો હોય અથવા એમ જાણતો જ હોય કે, સંકડાશ તથા મોકળાશ, આરામ તથા તકલીફ, અલ્લાહપાક તરફથી જ આવે છે. સબ્ર તથા સંતોષ માનવીનું કર્તવ્ય છે, અને જે આખિરતની

માન્યતા ધરાવતો હોય કે ઝિંદગીની મુશ્કેલીઓથી થાકેલા મુસાફરોના માટે ત્યાં રાહત તથા આરામની વ્યવસ્થા છે, તેમજ જીવનની કસોટીઓથી મોઢું ફેરવી ભાગી જનારાઓ માટે ખુદા તઆલાની પકડ તથા અઝાબ છે, તે કેવી રીતે પ્રતિકૂળ પરિસ્થિતિમાં ખુદાપાકની ડેલીએ માથુ ટેકવાને અથવા અલ્લાહપાકના દરબારમાં માંગવા માટે હાથ ફેલાવવાને તથા અલ્લાહપાકની રહમતથી ઉમ્મીદ રાખવાને બદલે નિરાશ થઈ પોતાને મારી નાંખશે ?

આવશ્યકતા એ વાતની છે કે, આત્મહત્યાના નૈતિક તથા સામાજીક નુકસાનો લોકોને બતાવવામાં આવે. સમાજમાં લોકોને કેળવવામાં આવે કે, તેઓ ગરીબો, નિર્બળો, દેવાદારો પ્રત્યે કુણું વલણ રાખે તથા તેમની જેટલી બને તેટલી મદદ કરવામાં આવે. ઘરમાં સ્નેહ તથા સૌહાર્દપૂર્ણ વાતાવરણ સર્જવામાં આવે. અને બહારથી આવતી વહુને પ્રેમની ભેટ આપીએ. રસ્મ-રિવાજની સાંકળોએ સમાજને જે રીતે ઝખ્મી કર્યો છે, તેને તોડવા-કાપવાની કોશિશ કરવામાં આવે. લગ્નની વિધિઓને સરળ બનાવવામાં આવે. દહેજના દૂષણ પર કાબૂ મેળવવામાં આવે, અને જે લોકો માનસિક તાણના ભોગ બનેલા હોય અને આપત્તિઓમાં ઘેરાયેલા હોય, તેમની અંદર જીવવાની અને મુશ્કેલીઓ સમક્ષ ઝઝૂમવાની હામ તથા હિંમત પેદા કરવામાં આવે. હઝરતે કલીમના શબ્દોમાં :

સુલગના ઔર શય હૈ જલકર મર જાનેસે ક્યા હોગા  
હુવા હૈ કામ જો હમસે વો પરવાનોં સે ક્યા હોગા



# ઈસ્લામના આગમન પૂર્વે ઔરતો પર અત્યાચાર

ઈસ્લામે ઔરતને જે સ્થાન આપ્યું છે, એવું ન તો કોઈ ચળવળ કે ઝુંબેશે આપ્યું છે, ન તો કોઈ બીજા ધર્મે આપ્યું છે. બલ્કે ઈસ્લામના આગમન પૂર્વે તો ઔરતો ઉપર હદ બહારના ઝુલ્મ અને અત્યાચાર કરવામાં આવતા હતા. ઔરતોને કેટલી બુરી અને અયોગ્ય ગણવામાં આવતી હતી તેનો અંદાજ ઈસ્લામથી પહેલાં ઔરતો સાથે અત્યાચારી વર્તાવ ઉપર એક નાનકડો દ્રષ્ટિપાત કરી લગાવી શકાય એમ છે.

ઈસ્લામ પહેલાં ઔરતોને મનહૂસ સમજવામાં આવતી હતી. એક ઈસાઈ પાદરીએ ઔરતના વિષયમાં એવું મંતવ્ય જાહેર કર્યુ છે કે, ''એ (ઔરત) શયતાનના પ્રવેશનું દ્વાર છે. એ મના ફરમાવવામાં આવેલ વૃક્ષ તરફ લઈ જનાર, મર્દને ગારત કરનાર અભાગણી છે. કેટલાક સમાજોમાં ઔરતોના સબંધથી એવો ખ્યાલ પ્રગટ કરવામાં આવે છે કે, ''તકદીર, તોફાન, મૃત્યુ, ઝેર, ઝેરીલા સર્પ, આમાંથી કોઈ એટલું ખરાબ નથી જેટલી કે ઔરત.'' *(અરબ સભ્યતા)*

ઔરતો વિશે ઈટાલીઓ માનતા હતા કે, ''બુરી ઔરતથી બચવું જોઈએ. ઘોડો સારો હોય કે ખરાબ, તેને સાદની જરૂર છે. એ જ પ્રમાણે ઔરત સારી હોય કે નઠારી, તેને મારની જરૂરત છે.''

સ્પેની ભાષામાં એક ઉક્તિ અત્યંત પ્રચલિત છે : બુરી ઔરતથી બચવું જોઈએ, પણ સુંદર ચહેરાવાળી ઔરત ઉપર ભરોસો ન કરવો જોઈએ. ક્રાઈસ્ સસ્ટમ જેની ગણના એક મોટા ખ્રિસ્તી પાદરીમાં થાય છે. એ સ્ત્રીના વિષયમાં કહે છે કે, ''એ (ઔરત) અનિવાર્ય બુરાઈ, એક જન્મજાત શંકા, એક આકર્ષક આફત, એક ખાનગી ખતરો, એક દિલરૂબા, દિલ લૂંટનારી એક મુસીબત છે.

એક પ્રખ્યાત ફિલોસોફરના બારામાં આવે છે કે, તે ઔરતોના વિષયમાં કહયા કરતો હતો કે, ''ઔરતની મુહબ્બત તેની નફરતથી અધિક ખતરનાક છે.'' જો તેણીએ તમારા ઉપર મુહબ્બતભરી દ્રષ્ટિ નાંખી તો સમજો કે તબાહ થઈ જ ગયા. ઔરતના વિષે એક એવી માન્યતા પણ હતી કે, ''ઔરત એક

ફરેબ છે, ધોકો છે. જો તમો તમારા આત્માની શાંતિ ચાહતા હોય તો ઔરતથી દૂર ભાગો.''

ઈસ્લામ પહેલાં છોકરીઓને જીવતી દાટી દેવાની પ્રથા પ્રચલિત હતી. અને સમાજમાં જેણે ઘણી બધી છોકરીઓને જીવતી દફનાવી દીધી હોય તેને પ્રતિષ્ઠિત ગણવામાં આવતો હતો. અરબસ્તાનમાં ઈસ્લામ પહેલાં ઔરતોને ઘેટાં-બકરાંની જેમ બજારોમાં વેચવામાં આવતી હતી. ત્યાં સુધી કે એક સમાજમાં શૌહરના મૃત્યુ પછી ઔરતના જીવતા રહેવાને સારૂ સમજવામાં આવતું નહોતું. અને ઔરતોને શૌહરના મૃત્યુ પછી ચિતાઓમાં બળવુ પડતું હતું.

અત્રે વિચાર કરવા જેવું છે કે, ઈસ્લામ પહેલાં ઔરતોને કેટલી બૂરી અને લાનતપાત્ર સમજવામાં આવતી હતી. જ્યારે ઈસ્લામનું આગમન થયું તો આ અબળાઓના વિશે જર્જરીત વિચારોને રદ કરી દેવામાં આવ્યા. અને તેણીને સન્માનિત દરજ્જો આપવામાં આવ્યો. અને તેણીને શિક્ષણ પ્રાપ્તિનો અધિકાર મળ્યો.

ઈસ્લામ એ વાતને કોઈપણ સંજોગોમાં બરદાસ્ત કરતો નથી કે, કોઈ ઔરતો ઉપર ઝુલ્મ-અત્યાચાર કરે. આ કારણે રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમે ઔરતો સાથે સદ્‌વર્તન કરવાનો આદેશ આપ્યો.

હુઝૂર (સલ.)એ ફરમાવ્યું કે, ઔરત પોતાના ઘરબારની દેખરેખ રાખનાર છે. *(બુખારી)* હુઝૂર (સલ.)એ ફરમાવ્યું કે, નિઃશંક તારી બીવીનો તારા ઉપર હક છે. *(બુખારી)* પયગમ્બર સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમે આ પણ ફરમાવ્યું : જે શૌહર પોતાની બીવીની બદખ્વાહી અને ઈજા ઉપર સબ્ર અને ધૈર્યથી કામ લેશે, એ જન્નતી છે. *(તબરાની)* બીવી સાથે સારો વર્તાવ કરવાના સબંધમાં આપ અલયહિસ્સલામે ફરમાવ્યું કે, ''મોઅમિનોમાં સૌથી સંપૂર્ણ ઈમાન એ શખ્સનું છે, જેના અખ્લાક સૌથી સારા હોય. અને તમારામાં સૌથી સારો શખ્સ એ છે, જેના અખ્લાક સૌથી સારા હોય. અને તમારામાં સૌથી સારો શખ્સ એ છે, જે પોતાની બીવી સાથે સૌથી સારો હોય. *(તિરમિઝી)*

રસૂલે અકરમ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમે છોકરીઓની પરવરિશ ઉપર પણ ખાસ ધ્યાન આપ્યું. આપે ફરમાવ્યું : જે બંદો બે દીકરીઓનો ભાર ઉઠાવશે અને તેમનો ઉછેર કરશે, ત્યાં સુધી કે એ છોકરીઓ પુખ્તવયની થઈ જાય. તો એ બંદો અને હું કિયામતના દિવસે આ રીતે હોઈશું. અને આપે પોતાના હાથની આંગળીઓને બિલ્કુલ મેળવીને દેખાડયું. અર્થાત્ જે રીતે આ આંગળીઓ એકબીજાથી મળેલી છે. *(બુખારી શરીફ)* રસૂલે અકરમ (સલ.)ની આ હદીષો ઉપરથી અંદાજો લગાવી શકાય છે કે, ઈસ્લામ ઔરતોને કેટલો બુલંદ મુકામ અને ઉચ્ચ સ્થાન આપે છે. અને તેમની સાથે કેટલો શરાફત અને સન્માનનીય વર્તાવનો હુકમ આપે છે.

## નિકાહ : પવિત્રતાનું સૌથી મોટું સાધન

અલ્લાહપાકે સ્ત્રી-પુરૂષ વચ્ચે સાહજીક આકર્ષણ રાખ્યું છે. આ આકર્ષણના તકાદા પર બળજબરીપૂર્વક પાબંદી લાદી દેવી જેવી રીતે અસાહજીક તથા અવ્યવહારુ છે, તેવી જ રીતે તેને નિરંકુશપણે સંતોષવું ખતરનાક ફિત્નાનું કારણ છે. એટલે મધ્યમ તથા વ્યવહારુ માર્ગ એ જ છે કે, જાતિય આવેગોને પવિત્રતાપૂર્વક પૂરા કરવામાં આવે. અને અપવિત્ર રીતો પર પાબંદી લાદી દેવામાં આવે. એટલે જ ઈસ્લામમાં નિકાહ (લગ્ન) પર વિશેષ ભાર આપવામાં આવ્યો છે. અને અનુભવથી એ વાત સાબિત થાય છે કે, નિકાહ શીલ સાચવણી (ઈફ્ફત)નું સૌથી મોટું સાધન છે. અને શયતાની વિચારોને હડસેલવા માટેનું સૌથી અસરકારક હથિયાર છે. મુક્ત જાતિય વ્યવહાર (ઈબાહિય્યત) અને બ્રહ્મચર્ય (રહબાનિય્યત)ના બદલે નિકાહનો આદેશ આપી ઈસ્લામે એ વાતનો પૂરાવો આપ્યો છે કે, તે એક પ્રાકૃતિક ધર્મ છે.

હદીષ શરીફમાં છે કે, "જેણે શાદી કરી લીધી, તેણે અડધું ઈમાન પુરૂ કરી લીધું. હવે તે (આગળ) બાકી રહેલા અડધા ઈમાનની બાબતમાં અલ્લાહપાકથી ડરતો રહે." *(મિશ્કાત શરીફ : ૨/૨૬૮)*

નિકાહને અડધું ઈમાન કહેવાનું કારણ એ છે કે, માણસથી વધારે

પડતા ગુનાહ જીભ તથા ગુપ્ત અંગ (શર્મગાહ)થી થાય છે. જો તે નિકાહ કરી પોતાના ગુપ્ત અંગને ગુનાહથી બચાવી લે, તો જાણે કે તેણે ગુનાહોના અડધા સ્ત્રોતને બંધ કરી દીધો અને પોતાને દીની આફતમાંથી ઉગારી લીધો. હવે તેણે જીભથી થતા ગુનાહોની બાબતમાં અલ્લાહપાકથી ડરીને ચાલવાનું રહે છે. આમ, તેનું ઈમાન પૂર્ણ થાય છે.

અલ્લાહપાકના રસૂલ (સલ.)એ એક વખત ફરમાવ્યું : "હે યુવાન વર્ગ ! તમારા પૈકી જેની પાસે (આર્થિક શારીરિક) શક્તિ હોય, તો તેણે શાદી કરી લેવી જોઈએ. કારણ કે તે નજરને નીચી રાખનાર અને શીલ સાચવનાર (પુરવાર થાય) છે.

એક હદીષ શરીફમાં અલ્લાહપાકના રસૂલ (સલ.)એ ઈર્શાદ ફરમાવ્યો કે, ત્રણ માણસોની મદદ કરવાનું અલ્લાહપાકે પોતાની ઉપર જરૂરી કરી રાખ્યું છે :

- અલ્લાહ તઆલાના માર્ગે યુદ્ધ કરનાર.
- તે ગુલામ જે પોતાની સ્વતંત્રતા મેળવવા માટે પોતાના માલિકને કિંમત અદા કરવાનો ઈરાદો ધરાવતો હોય (મુકાતબ).
- તે શાદી કરનાર જે પાકદામની (પવિત્રતા)નો આશય ધરાવતો હોય.

*(તિરમિઝી શરીફ : ૧૬૫૫)*

આ હદીષથી જાણવા મળ્યું કે, જે માણસ પોતાની ઈઝઝત-આબરૂની સુરક્ષા માટે શાદી કરશે, અલ્લાહ તઆલા તેની જરૂર મદદ કરશે.

કેટલાક સહાબીઓએ સન્યાસ કે વૈરાગ્ય પાળવાનો ઈરાદો દર્શાવ્યો તો રસૂલુલ્લાહ (સલ.)એ ફરમાવ્યું કે, સાવધાન ! ખુદાપાકના સોગંદ, હું તમારા પૈકી સૌથી વધારે અલ્લાહ તઆલાથી ડરનાર તથા સંયમી છું, પરંતુ હું કોઈ દિવસ રોઝો રાખું છું, તો કોઈ દિવસ નથી પણ રાખતો. હું રાત્રે નમાઝ (જરૂર) પઢું છું, પરંતુ સૂઈ પણ જાઉં છું. (આખી રાત નમાઝ નથી પઢતો.) અને હું સ્ત્રીઓ સાથે શાદી પણ કરૂં છું. (આ મારી જીવનપદ્ધતિ છે.) તો જે મારી જીવનરીતિ (સુન્નત)ની અવગણના કરશે, તો તે મારા

(ધર્મજનો)માંથી નથી. *(બુખારી શરીફ : ૨/૭૫૭)*

આ હદીષ શરીફથી જાણવા મળ્યું કે, નિકાહ આપ (સલ.)ની સુન્નત હોવાના લીધે એક મહત્વપૂર્ણ ઈબાદત પણ છે.

અલ્લાહ તઆલાના રસૂલ (સલ.)એ તો ત્યાં સુધી ફરમાવ્યું કે, જે નિકાહ કરવાની સ્થિતિ ધરાવતો હોય છતાં તે નિકાહ નહીં કરે, તો એનો મારી સાથે કોઈ સબંધ નથી. *(તબરાની-તરગીબ વ તરહીબ : પેજ-૪૩૨)*

હનફી ફિકહ્ (કાયદાશાસ્ત્ર)ની મહત્વપૂર્ણ કિતાબ "દુર્રે મુખ્તાર"માં લખ્યું છે કે, માત્ર બે ઈબાદતો એવી છે, જે હઝ. આદમ (અલૈ.)થી લઈ કિયામત સુધી બધા માનવીઓ માટે રાખવામાં આવી છે. એક છે ઈમાન અને બીજી છે નિકાહ. અને આ બન્ને ઈબાદતો જન્નતમાં પણ જારી રહેશે.

વાસ્તવમાં ઈસ્લામ ધર્મ વૈરાગ્ય કે બ્રહ્મચર્યની શીખ નથી આપતો કે માણસ બધાથી કપાઈને રહે કે પર્વતો પર ચાલ્યો જાય. ઈસ્લામના મતે તે માણસ સર્વશ્રેષ્ઠ છે, જે અન્ય માનવ સભ્યો સાથે હળીમળીને રહે, લગ્ન કરે, પત્ની-બાળકો, સગા-સબંધીઓના હક્કો અદા કરે. દેખીતી વાત છે કે, સંસારરૂપી આ સમરાંગણમાં માણસને જે પરિસ્થિતિઓમાંથી પસાર થવું પડે છે, તેને જીરવી લેવાથી માણસના આધ્યાત્મિક દરજ્જામાં પ્રગતિ સધાય છે. શાદી નહીં કરનાર માણસ માટે આવી આધ્યાત્મિક ઉન્નતિ મેળવવાની તકો જ ઉભી નથી થતી.

આજની પરિસ્થિતિ અનુસાર ઈસ્લામી કાયદાશાસ્ત્રીઓ (વિદ્વાનો)એ છણાવટ કરી છે કે, જો કોઈ માણસ નિકાહ (શાદી) કરવાની ક્ષમતા ધરાવતો હોય અને નિકાહ નહીં કરવાની સ્થિતિમાં ગુનાહ (ઝિના-વ્યભિચાર)માં પડી જવાનું યકીન હોય, નિકાહ કરવો ફર્ઝ છે. અને જો ગુનાહમાં પડી જવાનો ભય હોય તો વાજિબ છે. અને જો પોતાની જાત પર કાબૂ રાખી શકતો હોય તો એવા માણસ માટે સુન્નતે મુઅક્કદહ્ છે. અને જો સ્ત્રીના અધિકારો અદા નહીં કરી શકવાનો ભય હોય તો એવા માણસ માટે નિકાહ મકરૂહે તહરીમી હશે. અને ચોક્કસપણે ખાતરી હોય કે તે પત્નીના હક્કો

અદા નહીં કરી શકશે, તો એવા માણસ માટે નિકાહ હરામ છે.

*(દુર્રે મુખ્તાર મઅ શામી : ૩/૬-૭)*

અંતે એટલું જ કે નિકાહની આ પ્રેરણાઓ બિનશરતી નથી. શર્ત એ છે કે, માણસ શારીરિક-આર્થિક રીતે સ્વસ્થ તથા પગભર હોય. અસક્ષમ હોય તો કુર્આન શરીફમાંએવા મુસલમાનને જાત પર કાબૂ રાખવાનો અને હદીષ શરીફમાં રોઝા રાખવાનો આદેશ આપ્યો છે. *(બુખારી શરીફ : ૨/૭૫૮)*

## ઈસ્લામી નિકાહ અને તેની વિશેષતાઓ

ઈસ્લામ એક પ્રાકૃતિક (ફિતરી) ધર્મ છે. એટલે તેણે પોતાના તમામ આદેશોમાં સાહજિકતા જાળવી રાખી છે. તેનાથી વિપરિત અન્ય ધર્મોએ સહજનો માર્ગ ત્યજી એવા આદેશો ઘડયા છે, જે અસાહજિક હોવાના લીધે માનવીય સ્વતંત્રતા તથા સુખની આડે આવે છે. ઈસ્લામના પ્રાકૃતિક સિધ્ધાંતો અપનાવવાથી જીવન નિર્મળ બને છે. અને બિનઈસ્લામી સિધ્ધાંતો મુજબ જીવવાના કારણે અનેક પ્રકારની તકલીફો-તંગીઓ વેઠવી પડે છે. અત્રે આપણે 'નિકાહ' વિશે વાત કરીશું. અને તુલનાત્મક અભ્યાસ વડે કરીશું કે ઈસ્લામે દર્શાવેલ નિકાહ સબંધિત જોગવાઈઓની શું ઉપયોગિતા છે ? શું ખાસિયતો-વિશેષતાઓ છે ?

સર્વપ્રથમ આપણે એક હદીષ જોઈએ. તેમાં એક પ્રકારનો ઉપદેશ બયાન કરવામાં આવ્યો છે. આપ (સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ) ફરમાવે છે કે, ''સ્ત્રી સાથે ચાર કારણોસર નિકાહ કરવામાં આવે છે. તેની માલદારીના લીધે, તેના સૌંદર્યના લીધે, તેના ઉચ્ચ કુળના લીધે અને તેની દીનદારીના લીધે. તમો દીનદાર સ્ત્રી પસંદ કરી સફળતા પ્રાપ્ત કરજો. આ હદીષથી ફલિત થાય છે કે નિકાહ માટે કન્યા (અને વર માટે પણ)ની દીનદારી આવશ્યક છે.

ઈસ્લામી શરીઅત પ્રમાણે પારકી સ્ત્રીને જોવું એમ તો હરામ છે, પરંતુ નિકાહ દ્વારા એક સ્ત્રી-પુરૂષ વચ્ચે સબંધ સ્થપાય જાય છે. અને તે પણ જીવનભર માટે. એટલે ઈસ્લામે એ સ્ત્રીને એક વખત જોવાની ગુંજાઈશ રાખી છે. જેની સાથે તમે નિકાહ કરવા ધારો છો, તેને જોઈ લેવાની ગુંજાઈશ

જ નહીં બલ્કે તેનો હુકમ પણ આપ્યો છે, જેથી નિકાહ કર્યા પછી જો પત્ની પસંદ ના પડે તો બિનજરૂરીપણે છૂટાછેડા અથવા જીવનભર વેંઢારવાની તકલીફથી બચી શકાય. એ શુભાશયથી નિયમ વિરૂદ્ધ જઈને પણ સ્ત્રી-પુરૂષ એકબીજાને જોઈ લે, તેની ઈસ્લામે હિમાયત કરી છે.

ઈસ્લામી નિકાહની ખાસિયતોને જો સંક્ષિપ્તમાં વર્ણવવાની હોય તો એમ કહેવું જોઈએ કે ઈસ્લામી નિકાહ અત્યંત સહેલાઈથી થઈ શકે છે. એક અલ્લાહના વલીએ કહયું છે કે, ''મને મારી અવલાદના નિકાહ માટે એટલો જ સમય તથા શકિત ખર્ચવી પડી છે, જેટલી બે રકાઅત નમાઝમાં વાપરવી પડે છે.'' એમ કહી શકાય કે ઈસ્લામે નિકાહને એટલો સરળ રાખ્યો છે કે, અન્ય ધર્મોમાં તેનો જોટો જડવો મુશ્કેલ છે.

ઈસ્લામે સ્ત્રીને તલાકનો સીધો અધિકાર આપ્યો નથી. (જો કે વાજબી કારણોસર તે ખુલઅ તથા ફસખ્ દ્વારા પરોક્ષ રીતે છૂટાછેડા મેળવી શકે છે.) પરંતુ તેને સ્વયં નિકાહનો પૂરેપૂરો તથા સીધો અધિકાર આપ્યો છે. મતલબ કે, વાલી માટે અનિવાર્ય છે કે તે વિવાહ પૂર્વે સ્ત્રીની મંજૂરી મેળવી લે. અહીં એક મુસ્લિમ સ્ત્રીને સ્વીકાર તથા અસ્વીકારની સંપૂર્ણ સ્વતંત્રતા આપવામાં આવી છે. અન્ય સમાજમાં વ્યવહારતઃ આવી ગુંજાઈશ જોવા નથી મળતી.

ઈસ્લામમાં તલાક મૌખિક સ્તરે આટોપી શકાય એવી પ્રક્રિયા છે. મતલબ કે તેના માટે અદાલત કે પંચાયતના દ્વાર ખખડાવવા નથી પડતા. તેવી જ રીતે ઈસ્લામમાં નિકાહ પણ મૌખિક ધોરણે જ કરી શકાય છે. તેના માટે કોર્ટ-કચેરી કે સહી-સિક્કાની કોઈ જરૂર નથી પડતી. માત્ર એક શર્ત છે, અને તે છે સમાજની હાજરી. ઈસ્લામમાં ઓછામાં ઓછા બે માણસની સાક્ષીને સમાજની હાજરી ગણવામાં આવે છે. આમ, ઈસ્લામી નિકાહ અત્યંત સરળ બની જાય છે.

નિકાહની રીત એ છે કે પહેલાં સામા પક્ષથી સ્વીકાર અથવા અસ્વીકારની પૃચ્છા કરવામાં આવે છે. તેને આપણે 'ઓફર' કહી શકીએ. સામા પક્ષ

(વર હોય કે કન્યા) માટે જરૂરી છે કે તે તેનો પ્રતિસાદ આપે. આમ, નિકાહ સાદ તથા પ્રતિસાદ દ્વારા આકાર લે છે. અંગ્રેજીમાં તેના માટે Offer and Responceના શબ્દો વાંચવા મળેલ હતા. આ ઓફર એન્ડ રિસ્પોન્સ સ્ત્રી-પુરૂષ વચ્ચે સીધેસીધું પણ થઈ શકે છે. (અલબત્ત, ત્યારે પણ બે સાક્ષી-ઓની હાજરી અનિવાર્ય હશે જ.) પરંતુ ઘણુંખરુ આવુ બનતું નથી. વ્યવહારતઃ શું બને છે તેને જોઈએ :

બેપર્દગીથી બચવા માટે મુસ્લિમ સ્ત્રીઓને લગ્ન મંડપમાં હાજર કરવામાં આવતી નથી. તેના બદલે એક 'વકીલ' નિયુક્ત કરવામાં આવે છે. 'વકીલ'નો અર્થ જ થાય છે "તે વ્યક્તિ જેને કામ સોંપવામાં આવ્યું હોય." [વિદ્વાનો માને છે કે આ વકીલ કોઈ ઝીરહમ મહરમ (લોહીની સગાઈ ધરાવતા હોવાના લીધે જેમનાથી નિકાહ હરામ હોય એવા પુરૂષો) દા.ત. બાપ, ભાઈ, કાકા, મામા વિગેરેમાંથી જ હોવા જોઈએ. જેથી કન્યા ઉપર નિકાહ પહેલાં પણ પરપુરૂષની દ્રષ્ટિ ન પડે.] તે વકીલ કન્યા પાસે જઈને વરનો નામોલ્લેખ કરી તેની સાથે નિકાહ પઢાવી દેવાની છૂટ માંગે છે. બીજા શબ્દોમાં તે ઓફર મૂકે છે અને સ્ત્રી તેનો સ્વીકાર કરે છે. (અહીં પણ તેને અસ્વીકારનો અધિકાર છે જ.) જ્યારે સ્ત્રી ઈજાઝત આપી દે છે, તો તે વ્યક્તિ સ્ત્રીનો વકીલ બની લગ્ન મંડપમાં હાજરી આપે છે.

નિકાહ પઢાવવા માટે જે શ્રીમાન હાજર હોય છે તેમને 'કાઝી' કહેવામાં આવે છે. એવું તો નથી જ કે માત્ર કાઝી જ નિકાહ પઢાવી શકે. કોઈપણ મૌલવી, હાફિઝ કે સામાન્ય મુસ્લિમ પણ નિકાહ પઢાવી શકે છે. એ પણ વળી ઈસ્લામની એક વિશેષતા-ખુસૂસિયત કહેવાય. ખેર, ત્યાર પછી કાઝી સાહબ ખાત્રી કરે છે કે, વકીલ "ઈજાઝત" લઈને આવ્યા છે કે નહીં. યાદ રહે કે જ્યારે 'વકીલ' કન્યા પાસે તેની સંમતિ જાણવા કે માંગવા જાય છે, ત્યારે પણ તેની સાથે બે સાક્ષી હોવા અનિવાર્ય છે. વકીલની ઈજાઝતથી નિકાહની પ્રક્રિયા શરૂ થાય છે. સર્વપ્રથમ કાઝી સાહબ ખુત્બો (અરબીમાં આપવામાં આવતું પ્રવચન) પઢે છે. તે ખુત્બો અત્યંત અર્થસભર હોય છે. તે ખુત્બામાં લગ્નના હેતુઓ વર્ણવવામાં આવ્યા છે કે તેનો આશય માનવ

જાતનો વંશવેલો વધારવાનો છે. તેમજ લગ્ન પછી વ્યક્તિ ઉપર અનેક જીમ્મેદારીઓ આવી પડે છે. તેના દબાણ હેઠળ માણસ સત્ય માર્ગથી વિચલિત થઈ જાય છે. એટલે તેમાં ખુદાના ખૌફ ઉપર ભાર મૂકવામાં આવ્યો છે. તેમજ એમ પણ કહેવામાં આવ્યું છે કે, સાચી ભદ્રતાનો આધાર ખુદાના ખૌફના આધારે જ નક્કી થાય છે. ખુત્બામાં હદીષોનું પણ પઠન થાય છે. એક હદીષમાં કહેવામાં આવ્યું છે કે, નિકાહ અડધું ઈમાન છે. મતલબ કે નિકાહ કર્યા પછી જે સંજોગો ઉભા થાય છે, તેમાં જ અડધા ઈમાનની કસોટી થાય છે. જ્યાં સુધી માણસ નિકાહ નહીં કરે, ત્યાં સુધી એ સંજોગો જ ઉભા નહીં થશે. પરિણામતઃ તેનું ઈમાન અપરિપૂર્ણ રહી જાય છે. નિકાહ એટલે પ્રભુતામાં પગલાં નહીં, બલ્કે જીવન સંગ્રામમાં પગલાં. અલ્લાહપાક પર શ્રધ્ધાની પૂર્ણતા તરફ એક ડગ.

ખુત્બો પુરો થઈ ગયા પછી કાઝી સાહબ વકીલને અંકે કરે છે કે તમારી અસીલા (કન્યા)ના નિકાહ હું ફલાણા પુરૂષ સાથે કરી રહયો છું, તેનો આપ સ્વીકાર કરો છો ? વકીલના સ્વીકારથી નિકાહનો પૂર્વાર્ધ પૂરો થાય છે. ત્યાર પછી કાઝી સાહબ વરથી પૂછે છે કે ફલાણી સ્ત્રી આપના નિકાહમાં આપવામાં આવે છે, તેને આપ સ્વીકારો છો ? તેના હકારથી નિકાહ સંપન્ન થાય છે. ત્યાર પછી પતિ-પત્નીનું દામ્પત્ય જીવન પ્રેમપૂર્ણ રહે, એવી દુઆ અને ખારેક વહેંચણી દ્વારા નિકાહની મજલિસ સંપન્ન થાય છે.

ઈસ્લામ એકેશ્વરવાદમાં માને છે. એટલે તેણે નિકાહ સમાન માનવીય વ્યવહાર માટે બે માનવોની સાક્ષી અનિવાર્ય ઠરાવી. ઈસ્લામે અગ્નિ જેવી નિર્જીવ વસ્તુની સાક્ષીને માન્ય રાખી નથી. આ પણ ઈસ્લામી નિકાહની એક ખાસિયત છે. સાક્ષીનો આશય એ હોય છે કે (ખુદા ન કરે) નિકાહ બાબત કોઈ શંકા સેવે તો સાક્ષીઓની મદદ લઈ તે શંકાને નિર્મૂળ કરી શકાય. આમ, નિકાહ પ્રવચન દ્વારા સફળ દામ્પત્ય જીવનની રૂપરેખા દોરાય જાય છે. તેમજ માનવીને જે આશય ખાતર સર્જવામાં આવ્યો તેનું પણ રિમાઈન્ડીંગ થઈ જાય છે.

ઈસ્લામી દંડસંહિતા અનુસાર જો કોઈ પુરૂષ સ્ત્રીની હત્યા કરી નાંખે તો બદલારૂપે તે પુરૂષને પણ મારી નાંખવાની ગુંજાઈશ છે. મતલબ કે ઈસ્લામે સ્ત્રીના વ્યકિતત્વને સંપૂર્ણ સમજ્યો છે. ઈસ્લામ સ્ત્રીની વ્યકિતત્વતા (Persohood)નો ઈન્કારી નથી. એક પૂર્ણ વ્યકિતને આપવામાં આવતો આદર તેને આપવામાં આવે છે. માનવ સમાજનો પ્રત્યેક સભ્ય અમૂલ્ય છે. તેથી સ્ત્રી પણ અમૂલ્ય છે. છતાં નિકાહ દ્વારા સ્ત્રી પોતાના અસ્તિત્વને પુરૂષના તાબા હેઠળ રાખવા પોતાની સંમતિ દર્શાવે છે. તેની કોઈ કિંમત ચૂકવી શકાય એમ નથી. તો પણ પ્રતિકાત્મકરૂપે પોતાની હેસિયત પ્રમાણે માલ-જાયદાદ સ્ત્રીને આપવી અનિવાર્ય છે. તેને ઈસ્લામી પરિભાષામાં 'મહર' કહેવામાં આવે છે. આ સ્ત્રીનો હક છે. તેનાથી સ્ત્રીની આર્થિક સલામતી ઉભી કરવા માટે ઘણી સહાયતા મળી શકે એમ છે.

ઈસ્લામમાં નિકાહ બે પાસાં ધરાવે છે. નિકાહનું એક પાસુ ખુદા સાથે જોડાયેલું છે, તો એક પાસુ બંદા સાથે. આ હિસાબે નિકાહને ખુદાની ઈબાદત તથા બંદા સાથે વ્યવહાર બંને રીતે મુલવવામાં આવે છે. અને તે હિસાબથી જ તેનું મહત્વ પણ આંકવામાં આવે છે.

ઈસ્લામી નિકાહ એક કરાર છે. એટલે તેને જોડી પણ શકાય છે, અને તોડી પણ શકાય છે. આ કરારની હેસિયત આપવાના લીધે ઈસ્લામે વ્યભિચારના દરવાજા બંધ કરી દીધા છે. કારણ કે તેમાં જીવનભર સાથ નિભાવવાનો કોઈ 'કરાર' નથી હોતો. બીજી બાજુ તેણે અન્ય ધર્મોમાં જોવા મળતો જીવનભરનો 'બંધન' નથી રાખ્યો. અન્ય ધર્મોએ નિકાહ પછી વાજબી કારણોસર પણ તલાકના દરવાજા બંધ કરી દીધા છે. તેના કારણે એક માણસનું જીવન અત્યંત યાતનાપૂર્ણ થઈ જાય છે અથવા તે વહુઓના અપમૃત્યુમાં પરિણમે છે. આધુનિક કાનૂનશાસ્ત્રમાં પણ નિકાહને યેનકેન પ્રકારે યથાવત્ રાખવાનો ઝોક જોવા મળે છે. આધુનિક કાનૂન મુજબ તલાક મેળવવી એટલી મુશ્કેલ થઈ પડે છે કે, માણસ ટૂંકો માર્ગ અપનાવી વહુને ટૂંપો દઈ મારી નાંખે છે. કહેવાનો અર્થ એ જ કે ઈસ્લામે તલાકની પ્રક્રિયાને સરળ બનાવી દીધી. જેથી નિકાહ કરવાનુ અત્યંત સરળ થઈ પડે.

ઈસ્લામે નિકાહ તથા તલાકને જેટલા સરળ રાખ્યા છે, તેનાથી પ્રથમ નજરે તે વાંધાજનક લાગે છે, પરંતુ તેનો આશય એ છે કે વ્યભિચારને મુશ્કેલ બનાવી દેવામાં આવે. નિકાહ કરી સંસાર માંડવાને સરળ બનાવો. પરસ્ત્રીગમન, લગ્નેતર સબંધો આપોઆપ અંકુશમાં આવી જશે. આધુનિક વિચારકો તથા અન્ય ધર્મના વિદ્વાનોના ધ્યાનમાં આ વાત આવતી નથી, એટલે ઈસ્લામની આ સાહજિકતા તેમને ખૂંચે છે.

આધુનિક કાનૂન તથા ધર્મોમાં નિકાહ તથા તલાકની પ્રક્રિયાને જટિલ બનાવવાના કારણે આજનો સમાજ વ્યભિચાર, લગ્નેતર સબંધોથી ખદબદે છે. તો આવો, આપણે નિકાહ માટે જે આડશો ઉભી કરી છે તેને દૂર કરીએ અને સહજના માર્ગે ચાલી સફળતા સાંપડીએ.

## નિકાહના ખુત્બાનો પયગામ

આપણામાંથી કોઈ શખ્સ પણ એવો નહીં હશે, જેણે કયારેય કોઈ નિકાહની મજલિસમાં હાજરી ન આપી હોય. શાદીના પ્રસંગો તથા નિકાહની મહેફિલો અવારનવાર યોજાતી રહી છે. અને દરેક મહેફિલમાં લગભગ હજારો લોકો શામેલ થતા હોય છે. નિકાહની મજલિસમાં તમે જોયુ હશે, કે "ઈજાબો કુબૂલ" (પ્રસ્તાવ તથા સંમતિ) પહેલા નિકાહ પઢાવનાર એક ખુત્બો પઢે છે. ત્યાર પછી નિકાહની પ્રક્રિયા આગળ વધે છે. જો કે નિકાહ કરવા માટે ખુત્બો કોઈ અનિવાર્ય શરત નથી. તેના વગર પણ બે ગવાહોની હાજરીમાં "ઈજાબો કુબૂલ" કરી લેવાથી નિકાહ સંપન્ન થઈ જતો હોય છે. પરંતુ આપ (સલ.)ની સુન્નત છે, કે નિકાહથી પહેલા આપ ટૂંકો ખુત્બો (પ્રવચન) આપતા હતા. અને તેના પ્રારંભિક શબ્દો આપ (સલ.)એ ખુદ હઝ. અબ્દુલ્લાહ બિન મસ્ઉદ (રદી.)ને શીખવ્યા હતા. આ તે જ શબ્દો છે, જે આપણે લગભગ દરેક નિકાહની મહેફિલમાં નિકાહ પઢાવનારના મુખેથી સાંભળીએ છીએ. સામાન્યરીતે ખુત્બા (પ્રવચન) ના આ શબ્દો, તેમનો હેતુ તથા અર્થસભરતા શાદીના હર્ષોલ્લાસભર્યા હંગામાઓમાં ખોવાઈ જતા હોય છે. ખુત્બો બેધ્યાનીથી સાંભળવામાં આવે છે. અને જો નિકાહમાં વિશાળ

મેદની જમા થઈ હોય અને લાઉડસ્પીકરની વ્યવસ્થા ન હોય, તો ઘણા બધા લોકો ખુત્બો સાંભળી પણ શકતા નથી. અને બરાબર ખુત્બાના સમયે પણ લોકો વાતોએ વળગેલા રહે છે. આ અવ્યવસ્થા પણ વ્યવસ્થાપકોની બેદરકારીનો જ એક અંશ છે, કે જે લોકો શાદીના પ્રસંગે હજારો બલ્કે લાખો રૂપીયાનું આંધણ કરે છે, તેઓ કેટલીક વખત એટલુ પર નથી વિચારતા કે, થોડોક ખર્ચો કરીને લાઉડસ્પીકરની વ્યવસ્થા કરે, જેથી ખુત્બો અને ઈજાબોકુબૂલ, જે સમગ્ર પ્રસંગની ''આત્મા'' સમાન છે, તે શાંતિભર્યા તથા સમજદારીભર્યા માહોલમાં સંપન્ન થઈ શકે. અને હાજરજનો પેલા બરકતવંત શબ્દોને હુહાના બદલે પવિત્ર વાતાવરણમાં સાંભળી શકે. અને જો ખુત્બો સાંભળવામાં પણ આવે તો તેને માત્ર બરકત મેળવવા ખાતર સાંભળવામાં આવે છે. તેનાથી વિશેષ કાંઈ નહીં. એટલે કદાચ જ કોઈ મિત્ર એવો હશે, જેણે એ જાણવા સમજવાની તસ્દી લીધી હોય કે આ શબ્દોના અર્થ શું છે? શાદીના શુભ પ્રસંગે તેને કેમ પઢવામાં આવે છે ? નિકાહ સાથે તેનો શું સબંધ છે ?

ખુત્બાના આ શબ્દો ખુદ અલ્લાહપાકના રસૂલ (સલ.)થી સાબિત છે. બલકે આપ (સલ.)એ પધ્ધતિસર તેને શીખવ્યા છે. એટલે આપણે તેનો ભાવાર્થ, હેતુ તથા પશ્ચાદભૂમી જરૂર સમજવી જોઈએ, જેથી આપણે આ બરકતવંત સુન્નતની અર્થસભરતાથી સાચા અર્થમાં વાકેફ થઈ શકીએ.

ખુત્બાના પ્રારંભમાં અલ્લાહપાકની હમ્દોષના (સ્તુતિ તથા ગુણગાન) ના શબ્દો છે. એક મુસ્લિમની હેસિયતથી આપણને એવો આદેશ પાઠવવામાં આવ્યો છે, કે પોતાના દરેક મહત્વપૂર્ણ કામની શરૂઆત અલ્લાહપાકની હમ્દ (તા'રીફ)થી કરવામાં આવે, કારણ કે આ જગતમાં કોઈ પણ કામ તેની મદદ વગર આટોપી શકાય એમ નથી. નિકાહ, બે વ્યકિતઓ (લગ્નોત્સુક સ્ત્રી-પુરુષ)ના જીવનમાં ઘટતી એક મહત્વપૂર્ણ ઘટના છે. આ ઘટનાથી જ તેઓ જીવનનો એક નવો અધ્યાય શરૂ કરે છે. એટલે આ વખતે આપણને ખાસ સૂચના આપવામાં આવી છે, કે તેને અલ્લાહપાકની હમ્દ (પ્રસંશા) અને તેનાથી દુઆ (પ્રાર્થના) વડે શરૂ કરવામાં આવે. હમ્દોષના

તેમજ દુઆના જે શબ્દો આ ટાંકણે અલ્લાહપાકના રસૂલ (સલ.)એ શીખવ્યા છે, તે કેટલા સુંદર તથા કેટલા સર્વસમાવેશી (જામિઅ) છે. તેનો ખ્યાલ તેના ભાષાંતરથી થઈ શકશે. મૂળ અરબી શબ્દો છોડી અમે માત્ર ભાવાર્થ કરી રહ્યા છીએ :

"બધી જ પ્રસંશાઓ (સ્તુતિઓ) અલ્લાહપાક માટે જ છે. અમે તેનાજ ગુણગાન ગાઈએ છીએ. અને તેનાથી જ મદદ માંગીએ છીએ. અને તેનાથી માફી માંગીએ છીએ. તેનામાં જ આસ્થા ધરાવીએ છીએ. અને તેના પર જ વિશ્વાસ કરીએ છીએ. અને અમારા મન, (વચન) તથા કર્મની બુરાઈથી બચવા તેનો જ આશ્રય શોધીએ છીએ. જેને તે માર્ગ દેખાડે તેને કોઈ ભમાવી શકતો નથી. અને જેને તે ભટકાવે તેને કોઈ સીધો માર્ગ દેખાડી શકતો નથી. અમે સાક્ષી આપીએ છીએ કે, તેના સિવાય કોઈ ઈબાદતને લાયક નથી. તે એક છે. તેનો કોઈ સહભાગી નથી. અને અમે ગવાહી આપીએ છીએ કે હઝ. મુહમ્મદ (સલ.) તેના બંદા તથા પયગમ્બર છે. અલ્લાહ તઆલા તેમની ઉપર તથા તેમના આખા વંશ ઉપર તેમજ તેમના તમામ સાથીદારો ઉપર રહમત તથા સલામતી વરસાવે." આમીન.

નિકાહના પ્રસંગે માત્ર દુલ્હા દુલ્હન (વર તથા કન્યા) જ નહીં બલકે તે બન્નેના કુટૂંબો પણ પોતાના જીવનકાળના અત્યંત નાજુક મોડ પર હોય છે. જો દિલ જોડાય જાય તો જીવન સ્વર્ગસમુ બની જાય. અને ખુદા ન કરે દિલોનો મેળાપ ન થઈ શકે, તો બન્ને કુટૂંબોમાં આ શાદી શિરદર્દ સમાન બની જાય છે. એટલે જ અલ્લાહપાકની તઅ્રીફ પછી તેનાથી મદદ માંગવાની સૂચના આપવામાં આવી છે. અને પારિવારીક જીવનના ફિત્નાઓ (ઝઘડાઓ) ઘણી વખત ખુદ આપણી બુરી નિય્યત તથા આ'માલના કારણે જન્મે છે. એટલે અલ્લાહ તઆલા પર ભરોસો રાખીને ખુદ પોતાના કુકર્મોની ખરાબ અસરોથી અલ્લાહપાકનો આશ્રય માંગવામાં આવ્યો છે. અને તેનાથી જ સીધા માર્ગ પર ચાલવાની તથા ગુમરાહીથી બચવાની તૌફીક માંગવામાં આવી છે. અને આ બધા વખાણ તથા પ્રશંસાઓ (સ્તુતિઓ) તૌહીદ તથા રિસાલત પર મજબૂત આસ્થા વગર અર્થહીન છે, એટલે તૌહીદ તથા

રિસાલત સબંધી અકીદાઓની ફરી સાક્ષી પૂરવામાં આવી છે. અને અંતે આપ (સલ.) પર દુરૂદ તથા સલામ મોકલવામાં આવ્યુ છે, કારણ કે આપ (સલ.)એ જ આપણને સત્યમાર્ગ દેખાડયો છે.

આ હતા નિકાહના ખુત્બાની પૂર્વભૂમિકાના શબ્દો. ત્યાર પછી સામાન્ય પણે ખુત્બામાં કુર્આને કરીમની ત્રણ આયતોની તિલાવત કરવામાં આવે છે.

(૧) પહેલી આયત સૂરએ નિસાઅની પહેલી આયત છે. જેનો તરજમો થાય છે, હે માનવો! તમારા એ પાલનહારથી ડરો જેણે તમને એક જીવ (અર્થાત આદમ અલૈ.)થી પેદા કર્યા. અને તેમાંથી જ તેમની પત્નીને (પણ) પેદા કર્યા. અને (પછી) બન્ને (પતિ-પત્ની)થી ઘણા બધા સ્ત્રી-પુરૂષો (સર્જી) ફેલાવી દીધા. અને તે અલ્લાહપાકથી ડરો જેનો વાસ્તો આપી તમે એક બીજાથી પોત પોતાના અધિકારો માંગો છો. અને સબંધોથી ડરો (અર્થાત સબંધવિચ્છેદથી ડરો. તેની જાણવણી બાબતે સાવચેતી રાખો) સાચે જ અલ્લાહપાક તમારી ઉપર નજર રાખી રહ્યા છે.

(૨) બીજી આયત સૂરએ આલે ઈમ્રાનની આયત નં. ૧૦૨ છે. જેનો તરજમો આ મુજબ છે : "હે ઈમાનવાળાઓ ! અલ્લાહપાકથી ડરો, જેવી રીતે તેનાથી ડરવાનો હક છે. અને તમે મોત સુધી મુસ્લિમ (આજ્ઞાકારી) બનીને રહેજો."

(૩) ત્રીજી આયત સૂરએ અહઝાબની આયત નં. ૭૦/૭૧ છે. જેનો તર્જુમો આ મુજબ છે, કે હે ઈમાનવાળાઓ! અલ્લાહપાકથી ડરો. અને સીધીસટ વાત કરો. (આડીઅવળી નહીં) આમ કરવાથી અલ્લાહ તઆલા તમારા કામો સુધારી આપશે. અને ગુનાહો માફ કરી દેશે. અને જેણે અલ્લાહ તઆલા તથા તેના રસૂલની વાત માની લીધી, તેણે ઘણી મોટી સફળતા મેળવી લીધી.

ત્રણેવ આયતોનો જો સાર કહેવો હોય, તો તે ખુદાનો ખૌફ-તકવો છે. ત્રણેવ આયતોમાં આ શબ્દ પ્રયોજાયો છે. કારણ કે તકવા જેવી રીતે હુકૂકુલ્લાહ (અલ્લાહ તઆલાના હકકો) અદા કરવામાં સહાયક નીવડે છે.

હુકૂકુલઈબાદ (બંદાના હકકો) અદા કરવા પાછળ પણ આ ભાવના જ મુખ્ય પ્રેરક બની શકે છે, એટલે નિકાહના ખૂત્બા (પ્રવચન) દ્વારા મુસ્લિમોને ''તકવા''નો પયગામ ફરી યાદ કરાવવામાં આવે છે.

## સ્ત્રી-પુરૂષ

ઈસ્લામ મુજબ સ્ત્રી અને પુરૂષ સરખા ધોરણે સન્માનના અધિકારી છે. કુર્આન શરીફમાં છે : ''હું તમારામાંથી કોઈ અમલ કરનારના અમલને વેડફી નહીં નાખીશ. ભલે તે પુરૂષ હોય કે સ્ત્રી. તમે એકબીજાના અંશ છો.''

*(સૂરએ આલિ ઈમરાન : ૧૯૫)*

હદીષ શરીફમાં છે કે, અલ્લાહપાકના રસૂલ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમથી પુરૂષની શારિરિક પાકી (તહારત) વિશે પૂછવામાં આવ્યું. આપ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમે તે મસ્અલો બયાન કર્યો, તો એક સ્ત્રીએ પૂછયું કે, સ્ત્રી સાથે પણ આવું બને તો શું તેના માટે પણ ગુસલ જરૂરી છે ? આપ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમે જવાબ આપ્યો કે, હા. સ્ત્રીઓ પુરૂષોનો અડધો ભાગ છે. *(અબૂ દાવૂદ : પેજ-૬૦)*

ઉપરોક્ત હદીષમાં શકાઈકનો શબ્દ છે. જે શકીકહ્નું બહુવચન છે. શકીકહનો અર્થ છે : બે સરખા ભાગે વહેંચાયેલી/ફાટેલી વસ્તુનો અડધો ભાગ. એટલે જ ભાઈને ''શકીક'' કહે છે, અને બહેનને ''શકીકહ્'' કહેવામાં આવે છે. આ હદીષ શરીફનું સાચુ ભાષાંતર એ જ છે કે, સ્ત્રીઓ પુરૂષોનો અડધો ભાગ છે. આને જ બીજા શબ્દોમાં એમ પણ કહી શકાય છે કે, સ્ત્રી પુરૂષની જીવનસંગિની છે. અને એવી જ રીતે પુરૂષ સ્ત્રીનો જીવનસાથી-સંગાથી છે.

કોઈ એક સભ્યની અંદર જોઈએ તે બધા ગુણો સંભવી નથી શકતા. એટલે અલ્લાહપાકે માનવીય ગુણોને બે હસ્તીઓમાં વહેંચી દીધા છે. સ્ત્રીની અંદર કોમળ ગુણો મૂક્યા, જેથી તે પુરૂષ માટે સુખચેનનું કારણ બને. *(સૂરએ રૂમ : ૨૧)* અને બીજી તરફ પુરૂષની અંદર ખડતલ ગુણો રાખ્યા, જેથી સ્ત્રી તેના પર ભરોસો કરી શકે. *(સૂરએ નિસાઅ : ૩૪)*

ગુણો તથા વિશેષતાઓ વચ્ચે આ તફાવતના પરિણામે ઘણી વખત બન્નેના કાર્યક્ષેત્ર જુદા જુદા થઈ જાય છે. આ કાર્ય વહેંચણીનો વધારાનો ફાયદો એ છે કે, બન્ને એકબીજા માટે શ્રેષ્ઠ સલાહકાર બની જતા હોય છે. પોતાના કાર્યક્ષેત્રના હિસાબથી તે બન્નેમાંથી એક, જે બાબતો વચ્ચે ઘેરાયેલો હોય છે, બીજો તેનાથી અલગ રહીને તટસ્થતાપૂર્વક વિચારવા માટે શક્તિમાન હોય છે. આમ, બન્ને માટે એ શક્ય બની જાય છે કે, જ્યારે તે બન્નેમાંથી એક પૂર્વગ્રહનો ભોગ બની વિચારે, તો તે બન્નેમાંથી બીજો પૂર્વગ્રહથી મુક્ત રહી વિચારીને પહેલાને માર્ગદર્શન પુરૂ પાડી શકે.

## પતિ-પત્નીના અધિકારો

કુરૂઆને કરીમમાં પતિ-પત્નીના અધિકારો વિશે ઘણા ટૂંકા શબ્દોમાં પરંતુ સર્વગ્રાહી શૈલીમાં આમ કહેવામાં આવ્યું છે : ‘‘અને (પુરૂષો પર) સ્ત્રીઓના અધિકારો છે, જેવી રીતે પુરૂષોના સ્ત્રીઓ પર હક્ક છે, પ્રચલિત ધોરણ મુજબ. અને પુરૂષો સ્ત્રીઓથી એક દરજ્જે ઉંચા છે. અને અલ્લાહ તઆલા શક્તિશાળી, જ્ઞાની છે.’’ *(૨:૨૨૮)*

ઉપરોક્ત આયતના આ ભાગમાં પતિ-પત્નીના સબંધોનું એવું સર્વગ્રાહી બંધારણ રજૂ કરવામાં આવ્યું છે કે, જેનાથી શ્રેષ્ઠ કોઈ બંધારણ નહીં હોય શકે. જો આ સર્વગ્રાહી સુચનાના પ્રકાશમાં દાંપત્ય જીવન પસાર કરવામાં આવે, તો આ સબંધમાં ક્યારેય કડવાશ ઉત્પન્ન નહીં થશે. સાચે જ એ કુરૂઆનનો ચમત્કાર છે કે, અત્યંત ટૂંકા શબ્દોમાં ઘણી જ અર્થસભર વાત કહી છે. જાણે કે ગાગરમાં સાગર.

આ આયત દર્શાવી રહી છે કે, પત્નીને માત્ર નોકરાણી (સેવિકા) ન સમજતા, બલ્કે એ યાદ રાખજો કે તેના પણ કેટલાક અધિકારો છે. જેનું ધ્યાન રાખવું શરીઅત મુજબ જરૂરી છે. તે અધિકારોમાં રોટી, કપડા અને મકાનની સાથોસાથ તેની રાહત-આરામનું પણ ધ્યાન રાખવું જરૂરી છે. એટલે જ અલ્લાહપાકના રસૂલ (સલ.)એ ઈર્શાદ ફરમાવ્યો કે, ‘‘તમારા-માંથી સૌથી સારો માણસ તે છે, જે પોતાના ઘરવાળાઓ માટે સારો હોય.’’

ઘરવાળાઓ માટે અર્થાત્ ઘરવાળાઓની નજરમાં. અને દેખીતી વાત છે કે, ઘરવાળાઓની નજરમાં સારો પતિ કે પિતા તે જ હશે, જે તેમના હક્કોની અદાયગી કરવાવાળો હશે.

બીજી બાજુ આયતમાં પત્નીને પણ સાવધાન કરવામાં આવી છે કે, તેની ઉપર પણ અધિકારો અદા કરવા જરૂરી છે. કોઈ પત્ની ત્યાં સુધી સારી પત્ની નથી બની શકતી, જ્યાં સુધી તે પતિના હક્કો અદા કરીને તેને ખુશ નહીં કરે. એ કારણે જ હદીષ શરીફમાં એવી પત્નીઓની પ્રસંશા કરવામાં આવી છે, જે પોતાના પતિઓની આજ્ઞાકારી, તેમની સેવા કરનારી, તેની સાથે ગાઢ પ્રેમ કરનારી હોય. અને એવી સ્ત્રીઓની નિંદા કરવામાં આવી છે, જે પતિની નાફરમાની કરનારી હોય.

અંતે ઘરના સુંદર સંચાલન માટે એક સિધ્ધાંત દર્શાવ્યો કે, પુરૂષો સ્ત્રીઓથી એક દરજ્જે ચઢિયાતા છે. જો મતભેદ થાય અથવા અન્ય વ્યવસ્થા સબંધી મામલો હોય, તો પતિના અભિપ્રાય અને નિર્ણયને અગ્રિમતા આપવામાં આવશે. એટલે જ તલાક આપવાનો કે પાછી લેવાનો (રજઅત) અધિકાર પુરૂષ (પતિ)ને છે, સ્ત્રીને નહીં. અહીં સૈધ્ધાંતિક સ્તરે ત્રણ સ્થિતિઓ સંભવી શકે છે :

- અધિકારોમાં સમાનતા. તો આવી સ્થિતિમાં સુવ્યવસ્થા સ્થપાય જ નહીં શકશે. કારણ કે સમાન અધિકારો ધરાવતી બે સમાંતર વ્યક્તિઓ કોઈ વ્યવસ્થાને સારી ઢબે ચલાવી નથી શકતી.
- સ્ત્રીના અધિકારો વધારે હોય, તો સ્ત્રી તરફથી અધિકારોના દુરૂપયોગની શક્યતા વધારે રહે છે. જે બિલ્કુલ વાસ્તવિક છે. તેના માટે કોઈ જુદી દલીલની આવશ્યકતા નથી.
- પુરૂષોને સ્ત્રીઓ પર શ્રેષ્ઠતા આપવામાં આવે. વિચાર કરવામાં આવે તો આ છેલ્લી સ્થિતિ જ વ્યવહારૂ અને બહેતર છે. એટલા માટે કે પુરૂષો સામાન્યતઃ સ્ત્રીની તુલનામાં વધારે સમજબૂઝ ધરાવે છે અને સમજી-વિચારીને નિર્ણય લે છે. જો કે અમુક પુરૂષોના ખોટા નિર્ણયોના

કારણે આ નિયમ તૂટી નહીં શકે. એટલા માટે કે બહુમતી ગણનાપાત્ર હોય છે. પુરૂષ જાતિમાં દિર્ઘદષ્ટિ તથા ધૈર્ય સ્ત્રી જાતિ કરતાં વધારે હોય છે. અને આ સાહજીક વિવિધતામાં પણ અલ્લાહ તબારક વ તઆલાની કુદરતની કારીગરી દેખાય છે. એટલે જ ''અલ્લાહપાક પ્રભાવી તથા હિકમતવાળા છે'' એમ કહી આયતનો અંત આણ્યો છે. અને સાચે જ તે સુંદર અંત છે.

## ઈસ્લામમાં પત્નીનું સ્થાન

હિજરત પછીનો સમય છે. આપ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ મદીનામાં ઉપસ્થિત છે. એક વખત ૧૪મી શાબાનની રાત્રીએ પોતાના બિસ્તર (સુવાની જગ્યા) પરથી ઉઠે છે. આનું વર્ણન કરનાર હઝરત આયશા સિદ્દીકા (રદી.) છે. તે પણ ત્યાંજ આરામ કરી રહેલ હતા. આપ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ ધીરેથી ચાદર મુબારક ખસેડે છે. ઓરડાનો દરવાજો ધીરેથી ખોલે છે અને કોઈ ન જાણે એ રીતે જન્નતુલ બકીઅના કબ્રસ્તાનમાં મુસ્લિમોની મગફીરતની દુઆ માટે પધારે છે. હઝરત આયશા સિદ્દીકા (રદી.) વર્ણન કરતા જણાવે છે કે, આપ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ ઘણા જ ધીમા અવાજે દરવાજો ખોલી બહાર નીકળે છે કે આ સમયે આટલી આહિસ્તગી અને ધીમેથી કેમ બહાર નિકળે છે ? પતિને સંપૂર્ણ અધિકાર પ્રાપ્ત અને પત્નિને બાંદી સમજવાવાળી દુનિયા સાંભળશે. આ નરમી અને ધીરજનો ખ્યાલ ફકત એટલા માટે હતો કે પાસે આરામ કરી રહેલ આયશા સિદ્દીકા (રદી.)ના આરામમાં કોઈ ભંગ ન પડે. અલ્લાહુ અકબર ! શું આજે નરમથી નરમ સ્વભાવના પતિઓમાં પણ આ ગુણો છે કે તે પોતાની પત્નિનો આરામનો આ પ્રમાણે ખ્યાલ રાખતો હોય ?

જે નબીની દામ્પત્ય જીવનશૈલી આ પ્રમાણે હોય તે નબીને સંપુર્ણ અધિકાર છે કે તે ખુલ્લા શબ્દોમાં એલાન કરે કે તમારામાં શ્રેષ્ઠ માનવી તે છે જે પોતાના ઘરવાળાઓ માટે શ્રેષ્ઠ હોય અને હું (નબી સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ) મારા ઘરવાળાઓ માટે શ્રેષ્ઠ છું.

નેકી અને મહાનતાનું માપદંડ આપણે જોઈ લીધું ! એમ નહીં કે ઓફીસો, કચેરીઓમાં દોસ્તો અને મેહફીલોમાં કોન કેવું છે ? બલ્કે આજે પત્નિ સાથે કોનો વર્તાવ નરમ છે. ઘરમાં સબ્ર અને ધીરજથી કોણ કામ લઈ રહેલ છે અને જાહેર જીવન નહીં, બલ્કે એકાંતમાં કોણ કેવું છે ?

સાસરીયું જેલખાનું નથી અને ન તો સ્ત્રી વિવાહ પછી દાસી બની જાય છે. આસાન તો એ હતું કે નિકાહનો ખુત્બો પઢયા વિના ફકત આટલું કહી ઔરતનો હાથ પકડાવી આપત કે, આ તમને ખિદમત અને સેવા માટે દાસી આપી રહયા છે, પરંતુ આનાથી હકીકત સામે ન આવતી હતી. ઈસ્લામમાં પત્નિ દાસી નથી બની જતી, પરંતુ પત્નિ જ રહે છે. તો શું પોતાના અધિકારો પર જમાનાના સૌથી મોટા હકીમ અને સૌથી મોટા હાકિમનો આ આદેશ કોઈ મુસલમાન સુધી નથી પહોંચ્યો ? પત્નિ સાથે સદવર્તાવ કરો, જવાનીમાં પણ અને ઘડપણમા પણ, માલ લઈને આવે તો પણ, અને વિના માલે આવે તો પણ, તે સુંદર અને ખુબસુરત હોય તો પણ અને ન હોય તો પણ, પતિની આવક પર તે બરાબર અધિકાર તથા સ્વમાન ધરાવે છે. એ વાતની જરૂરત છે કે તેણીની ઈઝઝત અને દરજાનો લિહાઝ કરવામાં આવે. જે રીતે પુરૂષના હક્કો ઓરત પર છે, એવી રીતે સ્ત્રીના હક્કો પુરૂષ પર છે. અને કેમ ના હોય ? બન્નેવની બનાવત એક છે અને બન્નેવની બનાવતના એક હોવાનો ગવાહ પોતે જગત સર્જનહાર છે. અલ્લાહપાકે તમારા અંદરથી જ તમારી પત્નિઓ પેદા કરી, તેણીનો સ્વભાવ તમારા સ્વભાવની જેમ, તેણીની પ્રકૃતિ તમારી પ્રકૃતિની જેમ છે. જો તમો (પતિ)ને માલો દોલતની તલબ અને લાલચ છે, તો તે પણ માલો દોલતથી બેનિયાઝ નથી. તેણીને પણ જરૂરત છે. જો તમો પોતાની રાહત અને આરામના ભુખ્યા છો, તો તેણીનું બદન પર એવું બનાવવામાં આવેલ છે કે જેને થાક લાગે છે. જો તમોને ગુસ્સો આવે છે, તો તેણી પણ (બેહિસ) નથી. જો તમોને ઈઝઝત અને માન મેળવવાની તલબ છે, તો તેણી પણ પોતાની બેઈઝઝતી, અપમાન અને તિરસ્કારથી ખુશ નથી થતી. જો તમો હુકૂમત ચાહો છો, તો તેણીને પણ ગુલામી માટે પૈદા નથી કરી.

કુર્આની કથનનો ભાવાર્થ એ છે કે, અય માનવસમાજ ! તમે તમારા તે પાલનહારથી ડરો, જેણે તમોને એક જાનથી પૈદા કર્યા અને તેનાથી તેનું જોડુ (પત્નિ) પૈદા કર્યુ અને પછી તે બન્નેવથી પુરૂષો અને સ્ત્રીઓ ફેલાવી. અને ડરો તે અલ્લાહપાકથી જેના નામથી તમો એકબીજાથી પોતાના અધિકારો માંગો છો. અલ્લાહપાકથી ડરો, હક્કો અને રિશ્તેદારીઓ (તોડવા)થી, નિઃસંદેહ અલ્લાહપાક તમારી દેખરેખ રાખે છે.

આ શબ્દો પર વિચાર કરવાથી સ્પસ્ટ થાય છે કે, દરેક માનવી પુરૂષ હોય કે સ્ત્રી, તેમની નસલ એક જ છે. એક જોડાથી પુરૂષો અને સ્ત્રીઓની નસલ ચાલુ થઈ છે. ભાવનાની સમાનતાનો આનાથી સારો તરીકો કયો હોય શકે છે ? રિશ્તેદારી અને સગાઈ હક્કો પ્રત્યેનો એટલો એહતેમામ અને પ્રબંધ કર્યો છે કે, એક આયતમાં અલ્લાહ તઆલાએ ફરમાવ્યું કે તમારામાંથી, તમારી જાતિમાંથી જ જોડા પૈદા કર્યા. તેણીને પૈદા કરવાનો મકસદ એ નથી કે તેને દાસી બનાવીને રાખો, બલ્કે તે તો એટલા માટે છે કે તમો તેનાથી રાહત મેળવો અને બન્નેવના દરમિયાનનો રિશ્તો પ્યાર અને મહોબ્બતનો બનાવ્યો.

વડીલ હોવાનો અધિકાર સાચે જ પુરૂષોનો છે. પુરૂષની શ્રેષ્ઠતા અને જવાબદારી માન્ય છે, પરંતુ તે પોતાની વડીલતા, ઉત્તમતા અને જવાબ-દારીનો ઉપયોગ કઈ રીતે કરે ? તેનો જવાબ પણ આપ (સલ.)ની ઝુબાન મુબારકથી સાંભળીએ. હઝરત અબૂ હુરયરહ (રદી.) આપનો ઈરશાદ નકલ કરે છે કે, આપ (સલ.)એ ફરમાવ્યું : “હે લોકો ! નસીહત માનો ! સ્ત્રીઓ પ્રત્યે નરમી રાખો. એટલા માટે કે તેણીનો જન્મ પાંસળીથી થયેલ છે. જો તમો તેણીને બરાબર કરવામાં લાગી રહયા, તો તેને તોડી બેસશો અને જો તેને તેની હાલત પર રહેવા દીધી, તો તે વાંકી જ રહેશે. તો સ્ત્રીઓ પ્રત્યે નરમી દાખવવાની નસીહત માની લો.”

સોચો કે સ્ત્રી સાથે સદવર્તાવ અને નરમી કરવાની કેટલી મહત્વતા છે કે આપ (સલ.)એ વાતની શરૂઆત પણ એનાથી કરી અને અંતમાં પણ

તેનો ઉલ્લેખ કર્યો. વચ્ચેના ભાગમાં આ હુકમની હિકમતનો ઉલ્લેખ છે. આ શબ્દોમાં કે વાંકી પાંસળીને જો કોઈ સીધી કરવાની કોશીષ કરે, તો શું તે થઈ શકે છે ? તો તુટી જશે, પરંતુ જો તેના વાંકા હોવા તરફ ધ્યાન કેન્દ્રીત કરવામાં ન આવે તો તે ખરાબી સુધરશે નહીં. એટલા માટે જ હુકમ આપ્યો કે, ઈસ્લાહ અને સુધારણાનો પ્રયત્નો કરતા રહો, પરંતુ નરમી, સહુલત અને પ્યારથી.

આજના યુગમાં ગેરમુસ્લિમ સંસ્કૃતિથી અંજાઈને એ વાત પર ફખ્ર કરવામાં આવે છે કે, અમે પત્નિથી દબાતા નથી. પરંતુ આપ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમને આ વાત પર ફખ્ર ન હતો. પત્નિનું પદ લોંડી કે દાસી બનીને ખિદમત કરવાનું નથી, બલ્કે અલ્લાહ તઆલાની અર્પણ કરેલ શ્રેષ્ઠ નેઅમતનું પદ છે.

''હઝરત અબુ ઉમામા રદી. આપ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમનો ઈરશાદ વર્ણન કરે છે કે, મુઅમિન માટે અલ્લાહપાકનો ડર (તકવા) પછી નેક પત્નિથી શ્રેષ્ઠ કોઈ નેઅમત નથી.'' *(ઈબ્ને માજહ)*

આપ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમના મુબારક જીવનમાં પેશ આવેલ આ બે બનાવો આપણને ઘણો બોધપાઠ આપે છે. જ્યારે હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ પર સર્વપ્રથમ વહી ઉતરી, તો દિલ મુબારક પર સ્વભાવિક રીતે બેચેની હતી. તે સમયે આપને દિલાસો આપવાવાળી અને આપ પર સર્વપ્રથમ ઈમાન લાવવાવાળી હસ્તી કોઈ મિત્ર કે રિશ્તેદાર નહી, પરંતુ માનનિય હઝરત ખદીજા (રદી.) હતા. એવી જ રીતે જયારે આપના પવિત્ર જીસ્મથી પવિત્ર રૂહ જુદી થઈ રહી હતી, ત્યારે આપનું મસ્તક (સર) મુબારક કોના ખોળામાં હતું ? શું મિત્રો કે રિશ્તેદારોમાંથી કોઈ પુરૂષના ખોડામાં ? ના, પરંતુ ઉમ્મુલ મુઅમિનીન હઝરત આયશા સિદ્દીકા (રદી.)ના ખોળામાં હતું. આ છે ઈસ્લામ ધર્મમાં પત્નિનું સ્થાન અને પદ !

સાસરીમાં પત્નિ જે કાંઈ ખાય છે, તે પોતાના હકનું ખાય છે. તે કોઈ

ભિખારણ નથી કે ખૈરાત સમજીને બે-ચાર પૈસા તેની આગળ નાંખી આપીએ અથવા રાતની સુકી રોટલીના ટુકડા તેની થેલીમાં નાંખી આપીએ.

એક નબવી કથન છે કે, "એક વ્યકિતએ આપ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ સમક્ષ આવીને અર્જ કરી કે, પતિ ઉપર પત્નિના શું હક્કો છે ? આપ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમે ફરમાવ્યું કે, પતિ પોતે જે ખાય તે તેણીને પણ ખવડાવે અને પોતે (કપડા) પહેરે, તે તેણીને પણ પહેરાવે. અને ત્યાર પછી આપે આ શબ્દો ફરમાવ્યા કે, તેણીમાં કોઈ ઐબ ન શોધે અને ન તેણીને છોડીને કોઈ બીજી જગ્યાએ ચાલ્યો જાય, બલ્કે તેણીને (પોતાના) મકાનમાં જ રાખે."

એક કથનમાં આથી વધુ તાકીદ છે કે, "ખબરદાર ! પત્નિઓનો હક આ છે કે, તેઓને ખવડાવવામાં અને (કપડાં) પહેરાવવામાં ઉચ્ચ અને સારી રીત અપનાવો."

પત્નિ પોતાના પતિના ઘરમાં હાકેમ અને મુખ્તિયાર હોય છે. ઈમામ બુખારીએ તો બુખારી શરીફમાં એક શિર્ષક અને હેડીંગ લગાડયું છે : "સ્ત્રી પોતાના શોહરના ઘરમાં હાકેમ અને જવાબદાર છે."

આ કોઈ શાયરી, કાલ્પનિક કથા અને સાહિત્યિક વાત નથી, બલ્કે અલ્લાહપાક અને તેના રસૂલ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમના આદેશો તથા વાસ્તવિકતા અને સત્ય હકીકત છે.

## સ્ત્રીઓએ વિચારવા લાયક બાબતો

રેડીયો, ટી.વી. વિડીયો, ડિશએન્ટીના અને ઈન્ટરનેટના ગલત વપરાશને કારણે આપણી સમાજ વ્યવસ્થા છિન્ન ભિન્ન થઈ ગઈ છે. અને બીજી પણ ઘણી ખરાબીઓ પેદા થઈ રહી છે. જેમાંથી મોટી ખરાબી પત્ની તરફથી પતિનો અનાદર કરવો, બદતમીઝીથી વર્તવું, તેના હક્કો સારી રીતે અદા ન કરવા, તેની નારાઝગી અને અપ્રસન્નતાની દિલ ઉપર કોઈ અસર ન લેવી, દિવસે દિવસે નવી નવી માંગણીઓનો ઉમેરો કરવો, ધણી પાસે પોતાની

મરજી મુજબના કામો કરાવવા, મરજી પ્રમાણે ન કરે તો વિવિધ પ્રકારે તકલીફો આપી તંગ કરવા, તેના ખાવા પીવાની વ્યવસ્થા અને સાર સંભાળ ન રાખવી, બાળકોના કપડાં તથા વસ્તુઓ માટે શોહર સાથે લડાઈ ઝઘડો કરવો, શોહર કાંઈ કરે તો તેના ઉપર ઘરના કામકાજ તથા બાળકોની દેખરેખ અને રાત્રીના ઉજાગરાના ઉપકારો જતલાવવા.

આ પ્રમાણેની વાતો સામાન્ય રીતે સ્ત્રીઓ પોતાના શોહરથી કહેતી હોય છે. જેને લઈ પતિનો જીવ ઘરમાં લાગતો નથી અને તે પોતાના માટે ઘરની બહાર બેઠક શોધી લે છે, જેમાં બીજા દૂષણોનો પણ સમાવેશ થઈ શકે છે. આ પ્રકારના વ્યવહારોને લઈ દાંપત્ય જીવન ઉપર પણ અસર પડે છે, પરિણામે બાળકો ઉપર પણ તેની વિપરીત અસરો પડવી સ્વભાવિક છે. તેમના દિલમાં પણ બાપની કદર રહેતી નથી અથવા માનસિક રીતે ભાંગી પડે છે, જેને લઈ સ્કુલ-મદ્રસામાં ધ્યાન અને ખંતથી શિક્ષણ લઈ શકતા નથી. સવાર સાંજ માં-બાપની લડાઈ ઝઘડાનું ભૂત તેમના માનસ ઉપર છવાયેલું રહે છે.

વધુ સમજુ બાળકોના દિલોમાંથી માંની કદર અને સન્માન ઓછું થઈ જાય છે. દરેક બાબતમાં બાપ સાથે માંને ઝઘડો કરતા જોઈ માં પ્રત્યે નફરત કરતા થઈ જાય છે.

આ પ્રમાણે ઘરનું વાતાવરણ જહન્નમનો નમુનો (નર્કસમુ) બની જાય છે. અને પતિપત્ની બન્નેવ માનસિક સમતુલા ગુમાવી બેસે છે. લોકો સાથેનો તેમનો વ્યવહાર પણ નિરાશાજનક હોય છે.

આવા સંજોગો ઉપસ્થિત ન થાય તે માટે ઈસ્લામે દર્શાવેલ પતિના હક્કોનું વર્ણન કરવું આવશ્યક બને છે. જેમાં પતિના હક્કો ન અદા કરવાને લઈ પત્નીને દુન્યા તથા આખિરતમાં કેટલુ નુકસાન વેઠવુ પડશે, તેને સવિસ્તાર દર્શાવવામાં આવ્યુ છે.

આપ (સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ) ફરમાવે છે કે તમે એ વિચાર કરો કે શોહર સાથે તમારો વ્યવહાર કેવો છે ? કારણ કે એ જ તમારી

જન્નત અથવા જહન્નમ છે. મતલબ કે શોહરની રઝામંદી જન્નતમાં પ્રવેશ માટે જરૂરી છે.

એક રિવાયતમાં છે કે જે સ્ત્રીનું મરણ એવી હાલતમાં થયુ કે તેનો શોહર તેનાથી રાઝી હતો તો તે જન્નતમાં જશે. એક હદીષ શરીફમાં છે કે બે પ્રકારના માણસોની નમાઝ તેમના માથાથી ઉપર જતી નથી(કબુલ થતી નથી) એક માલિક પાસેથી નાસી છુટેલ નોકર, અને બીજી તે ઔરત છે જે શોહરની નાફરમાની કરતી હોય, જયાં સુધી કે તે શોહરની આજ્ઞાંકિત નહી બને.

એક હદીષ શરીફમાં છે કે તે ઝાતની કસમ જેના કબ્ઝામાં મારી જાન છે ઔરત પોતાના રબ (અલ્લાહપાક)નો હક્ક તે વખત સુધી અદા કરી શકતી નથી જયાં સુધી કે તે પોતાના શોહરનો હક્ક પૂરો અદા ન કરે.

ઈસ્લામે શોહરના હક્કની કાળજી અને પ્રાથમિકતા એટલી હદે દર્શાવી છે કે ઔરતને જન્નતમાં દાખલ થવા માટેની ચાર શર્તોમાં બે શર્તોનો સંબંધ અલ્લાહપાક સાથે છે અને બે શર્તોનો સંબંધ શોહર સાથે છે. ઈરશાદે નબવી (સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ) છે કે જે ઔરત નમાઝ પઢે, રોઝા રાખે, પોતાની શર્મગાહની હિફાઝત કરે અને શોહરની આજ્ઞાનું પાલન કરે, તો તે જન્નતમાં દાખલ થશે. શોહરના હકને લઈ નફલી રોઝો પણ ત્યારે રાખવાની ઈજાઝત છે, જયારે શોહર ખુશીથી પરવાનગી આપે.

ઈસ્લામે ઔરતને માંના કદમો નીચે જન્નત હોવાનું સૌભાગ્ય અને સૌથી શ્રેષ્ઠ જે સન્માન આપ્યુ છે તે શોહરના પ્રતાપે જ (માં બની) પ્રાપ્ત કરી શકે છે.

શોહરની નાફરમાની (અવજ્ઞા) નાશુક્રી તથા તેનુ મનદુઃખ કરવાને લઈ ઘણી ઔરતો જહન્નમમાં જશે. આપ (સલ.) ફરમાવે છે કે, અય સ્ત્રીવર્ગ ! તમો નાની મોટી વસ્તુઓનો સદકો કરતી રહો. કારણ કે મને જહન્નમમાં પુરૂષોની તુલનામાં સ્ત્રીઓનું પ્રમાણ વધારે દેખાડવામાં આવ્યુ છે. ઔરતોએ એનું કારણ પુછયું તો આપ (સલ.)એ ફરમાવ્યું કે, ઓરતો

શોહરની નાફરમાની અને નાશુક્રી કરતી રહે છે. જો શોહર તરફથી કોઈ તકલીફ પહોંચે છે, તો કહેવા માંડે છે કે, તારા ઘેર આવી મેં કોઈ પણ જાતનું સુખ અને ભલાઈ જોઈ નથી.

અંતમાં એક સારી બીવીની ઓળખ આપતાં આપ (સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ)એ ફરમાવ્યું કે, જ્યારે શોહર જુએ, તો તેના આવકારદાયક વાણીવર્તનથી ખુશ થઈ જાય, અને જ્યારે કોઈ હુકમ કરે તો તેનું પાલન કરે, અને શોહરની ગેરહાજરીમાં તેની માલમિલ્કત તથા પોતાની શર્મગાહ(આબરૂ)ની હિફાઝત કરે.

## કઈ સ્ત્રીઓ સાથે નિકાહ હરામ છે ?

ઈસ્લામ પ્રાકૃતિક ધર્મ છે. તે નિકાહની પરવાનગી તો આપે છે, પરંતુ તેમાં પણ પ્રાકૃતિક સીમાઓ રાખી છે. એવું નહીં કે કૂતરા-બિલાડાઓની માફક જ્યાં મન ફાવે ત્યાં ઈચ્છા સંતોષતા ફરે. બલ્કે ઈસ્લામે પવિત્ર માનવીય સબંધોને ઘણી મહાનતા આપી છે. ઈસ્લામમાં છૂટછાટની હરગિજ છૂટ નથી. કારણ કે મુક્ત જાતિય વ્યવહારનો સ્પષ્ટ અર્થ જ એ છે કે, માનવી, માનવી ન રહ્યો, બલ્કે પ્રાણીઓની હરોળમાં બેસાડી દેવામાં આવ્યો. ઈસ્લામ આ સ્થિતિને હરગિજ સ્વીકારી નથી શકતો. કારણ કે ઈસ્લામ માનવકલ્યાણ તરફ દોરી જતો એકમાત્ર માર્ગ છે. તે જ માર્ગ પર ચાલીને માનવી માનવતાની ઉંચાઈએ પહોંચી શકે છે. ઈસ્લામ વગર માનવતાની વિભાવના બેકાર છે.

અલ્લાહ તઆલાએ દુનિયાની વસ્તી અને માનવીય જરૂરિયાતોને ધ્યાનમાં રાખીને માનવીઓના લોહીના તથા સાસરીના સબંધો બનાવ્યા. જે માનવીને બીજા પ્રાણીઓથી જુદો પાડે છે. કારણ કે જાનવરોમાં સબંધોની કોઈ જ વિભાવના નથી. પ્રાણીનું બચ્ચું જ્યાં સુધી મોહતાજ રહે છે, ત્યાં સુધી તેની માતા તેની જરૂરિયાત પૂરી કરે છે. અને જ્યારે જરૂરિયાત પૂરી થઈ જાય છે, તો સબંધની સુવાસ પણ ખતમ થઈ જાય છે. તેનાથી વિપરિત માનવ અસ્તિત્વને ટકાવવા માટે આ સબંધો ટકવા જરૂરી છે. આ જ વાત

કુર્આને કરીમે એમ વર્ણવી છે : "અને અલ્લાહપાક તે છે, જેણે માનવીને પાણીથી સર્જયો તો તેનો વંશવેલો તેમજ તેની સાસરવેલ બનાવી. અને તારો પાલનહાર શક્તિમાન છે." *(અલ ફુર્કાન : ૮૪)* એક હિસાબથી જોવામાં આવે તો આ આયત માનવી અને પ્રાણીઓ વચ્ચે ભેદરેખા દોરવનારી છે.

અલ્લાહપાકની નજરમાં આ વિષય એટલો મહત્વપૂર્ણ છે કે, આ સબંધે પાયાની વાતો વિગતવાર કુર્આનમાં દર્શાવી દેવામાં આવી. જેથી કોઈ વાતની શંકા ન રહે. બધા ઈસ્લામી કાયદાશાસ્ત્રી (ફુકહા)ઓએ આ જ આયતોને લક્ષમાં રાખી મસ્અલાઓ બતાવ્યા છે. અને આ જ આયતોના આધારે નિયમો ઘડીને તેના પેટા નિયમો ઉમ્મતની સામે રજૂ કર્યા છે. તે આયતો નીચે મુજબ છે :

"અને તે સ્ત્રીઓ સાથે નિકાહ ન કરો, જેમની સાથે તમારા બાપ (દાદા)એ નિકાહ કર્યો હોય. સિવાય કે જે પહેલાં થઈ ગયું. સાચે જ આ નિર્લજ્જતા અને ખુદાની નારાજગીનું કારણ છે અને બૂરો માર્ગ છે. તમારા માટે તમારી માં, તમારી બેટીઓ, તમારી બહેનો, તમારી ફોઈઓ, તમારી માસીઓ અને તમારી ભત્રીજીઓ અને તમારી ભાણકીઓ અને તમારી દૂધમાતા અને તમારી દૂધ બહેનો અને તમારી સાસુઓ હરામ ઠરાવવામાં આવી છે. તેમજ જેની સાથે તમે સંભોગ કર્યો છે, તે પત્નીની એ બાળકીઓ જે તમારા ઉછેરમાં રહી હોય, તે પણ હરામ ઠરાવવામાં આવી છે. જો તમે તેણીઓ (પત્ની) સાથે સંભોગ નહીં કર્યો હશે, તો કોઈ વાંધો નથી. અને તમારા સગા પુત્રોની પત્નીઓ. અને તમારા માટે એ પણ હરામ ઠરાવવામાં આવ્યું છે કે, તમે બે બહેનો સાથે એકી સમયે નિકાહ કરો, સિવાય કે જે કાંઈ પહેલાં થઈ ગયું. સાચે જ અલ્લાહપાક માફી આપનાર, રહેમ કરનાર છે. અને હરામ કરવામાં આવી છે, તે સ્ત્રીઓ જે વિવાહિત છે. સિવાય કે તમારી બાંદી હોય. આ અલ્લાહ તઆલાનું તમારા પર લખાણ (ફર્ઝ) છે. અને તમારા માટે એ સિવાયની સ્ત્રીઓ હલાલ છે. એવી રીતે કે તમે તેણીઓને તમારો માલ (મહેર પેટે આપી) પ્રાપ્ત કરો. એ સ્થિતિમાં કે તમે નિકાહ કરનાર હોય, વ્યભિચાર કરનારા ન હોય. *(અન્નિસા : ૨૨-૨૪)*

મજકૂર આયત દર્શાવી રહી છે કે, અલ્લાહ તઆલાના મતે નિકાહ માત્ર ખેલતમાશો અને મોજ-મસ્તી નથી. બલ્કે આની પાછળ માનવજાતના વિકાસની ભાવના હોવી જોઈએ. અને એ ત્યારે જ થઈ શકે છે, જ્યારે પવિત્ર સબંધોને પગ તળે રગદોળવામાં નહીં આવે.

હઝ. મૌલાના શાહ વલિયુલ્લાહ મુહદ્દિષ દહેલ્વી (રહ.)એ મહરમ સાથે નિકાહ હરામ છે, તેનું કારણ દર્શાવતાં જે લખ્યું છે એને હઝ. મૂફતી સઈદ અહમદ સાહબ પાલનપૂરી (દા.બ.)એ આ શબ્દોમાં રજૂ કર્યું છે :

મજકૂર સબંધીઓનું હરામ હોવું બે કારણે છે : દૂષણોને ડામવાનો હેતુ છે. નજીકના સબંધીઓ હંમેશ સાથે રહે છે. જેના કારણે પરદો કરવાની શક્યતા નથી રહેતી અને સામે પક્ષે પ્રાકૃતિક જરૂરિયાતો છે, તેમાં કૃત્રિમતા (બનાવટ) નથી. તો આવા નજીકના સબંધી સ્ત્રી-પુરૂષો વચ્ચે નિકાહનો છેદ ઉડાડવામાં આવશે નહીં તો દૂષણોના ઘોડાપૂર આવી જશે. શું તમે નથી જોયું કે એક માણસ એક પારકી સ્ત્રીના સૌંદર્યને જોઈ તેની પર આશિક થઈ જાય છે ? તો જેમની સાથે એકાંત અવસ્થા સર્જાય છે અને તેઓ એકબીજાની ખૂબીઓ રાત-દિવસ જુએ છે, તો શું ત્યાં દૂષણો જન્મ નહીં લેશે ? આ દૂષણને જ ડામવા માટે નજીકના સબંધીઓ વચ્ચે નિકાહ હરામ કરવામાં આવ્યો છે.

જો પતિ સ્ત્રીના અધિકારો અદા ન કરતો હોય, તો સ્ત્રી તરફથી તેનો વાલી દાંપત્ય સબંધી હક્કોની માંગણી કરે છે. કારણ કે સ્ત્રી અબળા છે. તે પોતાના હક્ક માટે લડી નથી શકતી. જો વાલી પોતે જ પતિ બની જશે અને સ્ત્રીના અધિકારો ઝૂંટવી લેશે, તો સ્ત્રી તરફથી તેના અધિકારોની માંગણી કરનારો કોઈ નહીં હશે. આમ, સ્ત્રીને બહુ મોટું નુકસાન થશે.

અને તેનું ઉદાહરણ અનાથ બાળકીઓથી નિકાહની મનાઈ છે. બુખારી શરીફ (હદીષ-૪૫૭૩)માં હઝરત આઈશા સિદ્દીકા (રદી.)થી રિવાયત છે કે, એક માણસ એક અનાથ બાળકીનો વાલી હતો. તેનો એક બગીચો હતો. જેમાં આ અનાથ બાળકી પણ ભાગીદાર હતી. તે માણસે પોતે જ તે સ્ત્રી સાથે

નિકાહ પઢી લીધા અને તેણીના ભાગનો બાગ હડપ કરી લીધો. આની પ્રતિક્રિયારૂપે સૂરએ નિસાઅની ત્રણ આયતો નાઝિલ થઈ કે, જો તમને અંદેશો (સંદેહ) હોય કે તમે અનાથ બાળકીઓ સાથે નિકાહ કરી તેમની સાથે ન્યાય નહીં કરી શકશો, તો તમારા માટે બીજી ઘણી બધી સ્ત્રીઓ છે. તેમાંથી તમને જે પસંદ પડે એની સાથે નિકાહ કરી લો. અર્થાત્ અનાથ છોકરીઓ સાથે નિકાહ ન કરો. આ મનાઈ એટલા માટે છે કે, તે છોકરી-ઓને નુકસાનથી બચાવવામાં આવે.

આ પૂર્વ ભૂમિકા પછી અત્રે આ સંદર્ભે જરૂરી મસ્અલાઓ લખવામાં આવી રહ્યા છે.

**નિકાહ હરામ હોવાના કારણો :**

- લોહીનો સબંધ.
- નિકાહ કરવાના લીધે અસ્તિત્વમાં આવતા (સાસરિયાના) સબંધ.
- દૂધ પીવડાવવાના કારણે જન્મ લેતો સબંધ.
- એક નિકાહમાં બે એવી સ્ત્રીઓ એકત્ર કરવી, જેમાંથી કોઈ એકને પુરૂષ કલ્પી લેવામાં આવે, તો બીજી સાથે તેનો નિકાહ શક્ય ન હોય. દા.ત. બે બહેનો કે ફોઈ અને ભત્રીજી સાથે એકી સમયે નિકાહ નહીં થઈ શકે તેમજ એકી સાથે ચારથી વધારે સ્ત્રીઓ પણ નિકાહમાં હોય તો તે હરામ છે.
- માલિકી અર્થાત્ સ્ત્રી કોઈની બાંદી હોય.
- સ્ત્રી કે પુરૂષ મુશ્રિક-ગેરમુસ્લિમ હોય.
- સ્વતંત્ર સ્ત્રી નિકાહમાં હોય એ સ્થિતિમાં બાંદીથી નિકાહ કરવો હરામ છે.
- ત્રણ તલાક આપેલી પત્ની સાથે ફરી નિકાહ હરામ છે.
- સ્ત્રી કોઈ બીજાના નિકાહમાં હોય અથવા બીજાએ આપેલી તલાકની કે વફાતની ઈદ્દતમાં હોય. *(શામી ઝકરિય્યા : ૪/૨૮)*

ઉપરોક્ત કારણોમાંથી પહેલા ત્રણ (લોહીના સબંધ, સાસરિયાના કેટલાક સબંધ અને દૂધના સબંધ)માં નિકાહ હરામ હોવું શાશ્વત (હંમેશ માટે) છે.

અર્થાત્ આવી સ્ત્રી ક્યારેય હલાલ નથી થતી. જ્યારે બીજા કારણો કાયમી નથી. દા.ત. મહરમ સ્ત્રીઓને જો જુદા જુદા સમયે નિકાહમાં રાખે કે પહેલાં એક બહેન સાથે શાદી કરી, પછી તેની વફાત પછી બીજી બહેન સાથે શાદી કરી લીધી, તો તે હરામ નથી.

જેની પુરૂષ કે સ્ત્રી જાતિ નક્કી કરવી મુશ્કેલ (ખુન્ષા મુશકિલ) હોય તેની સાથે પણ નિકાહ જાઈઝ નથી. જિન્નાતો સાથે પણ લગ્ન સબંધ સ્થાપવા જાઈઝ નથી. *(શામી ઝકરિય્યા : ૪/૧૦૦)*

લોહીના સબંધોના આધારે નીચે લખેલ સ્ત્રીઓ હરામ ઠરે છે.

- માતા, દાદી, નાની (ઉપર સુધી) *(આલમગીરી : ૧/૨૭૩)*
- પુત્રી, પૌત્રી, દોહિત્રી (નીચે સુધી) *(આલમગીરી : ૧/૨૭૩)*
- બહેનો, બાપ એક હોય કે માં એક હોય. *(આલમગીરી : ૧/૨૭૩)*
- ભત્રીજીઓ, ભાણકીઓ (નીચે સુધી) *(શામી ઝકરિય્યા : ૪/૯૯)*
- ફોઈ, માસી અને પોતાના માતા-પિતાની ફોઈ અને માસી. એવી જ રીતે દાદા, દાદીઓના સંતાનો (ઉપર સુધી) *(આલમગીરી : ૧/૨૭૩)*

**નોંધ** : ફોઈ અને માસીની દિકરીઓ સાથે નિકાહ હલાલ છે. ફોઈ અને માસી સાથે નિકાહની હુર્મત (હરામ હોવું) નીચે નથી ઉતરતી.

*(શામી ઝકરિય્યા : ૪/૯૯)*

જેવી રીતે મજકૂર સ્ત્રીઓ મર્દ પર હરામ છે, તેવી જ રીતે સ્ત્રી પર મજકૂર સબંધ ધરાવતા પુરૂષો પણ હરામ છે. દા.ત. સ્ત્રી માટે પોતાના પિતા, પુત્ર, ભાઈ, ભત્રીજા, કાકા કે મામા સાથે નિકાહ તદ્દન હરામ છે.

*(શામી ઝકરિય્યા : ૪/૧૦૦)*

દત્તક (પાળેલો) પુત્ર કે પાળેલી પુત્રી હરામ નથી. *(અલ અહઝાબ : ૩)*

જો કોઈ મર્દ કોઈ સ્ત્રીને પોતાની બહેન બનાવી લે અથવા કોઈ સ્ત્રી કોઈ પુરૂષને ભાઈ બનાવી લે, તો તેનાથી હુરમત નથી આવતી બલ્કે નિકાહની બાબતમાં આ સબંધોની કોઈ હેસિયત નથી.

# બિન ઈસ્લામી અને ધિક્કારપાત્ર દહેજ

શાદીમાં દહેજ આપવાનો રિવાજ ભારતીય મુસ્લિમોમાં ઘણો વધી ગયો છે. પરંતુ તેનો સંબંધ ઈસ્લામ સાથે કોઈ પણ રીતે નથી. આ રિવાજ ભારત, પાકિસ્તાન સિવાય બીજા મુસ્લિમ દેશોમાં નથી. એશિયામાં આ રિવાજ નિઃસંદેહ બિન મુસ્લિમોમાંથી આવ્યો છે. બિન મુસ્લિમોમાં આ રિવાજ પડી ગયો હતો કે શાદી સમયે છોકરીને વધુમાં વધુ ધન-દૌલત આપવામાં આવે. માટે તેઓ દહેજના નામ પર પોતાની પુત્રીને પોતાની દૌલતનો એક ભાગ આપવા લાગ્યા.

આ બિનમુસ્લિમ તરીકાનું અનુકરણ ભારતીય મુસ્લિમો કરી રહયા છે. ઈસ્લામ ધર્મએ પુત્રીને વારસામાં વ્યવસ્થિત એક હિસ્સો આપ્યો છે. પરંતુ મુસ્લિમોએ તેણીને આ ધાર્મિક હકથી વંચિત કરી આપી છે. તેના બદલામાં મુસ્લિમોએ પણ આ રીત અપનાવી લીધી છે કે તેણીને ખુશ કરવા માટે શાદીના સમયે ધન-દૌલતનો એક હિસ્સો આપી દેવામાં આવે.

દહેજ વાસ્તવમાં ઈસ્લામી વિરાસત પ્રબંધ (કાનૂન)થી છુટકારો અને દૂર રહેવાનો એક રસ્તો છે. જેને પોતાની પડોશમાં રહેતી કૌમથી અપનાવવામાં આવ્યો છે.

અમુક મુસ્લિમો એમ કહે છે કે, દહેજ આપણા નબી સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમની સુન્નત છે, કેમકે નબી સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ એ જયારે પોતાની સુપુત્રી હઝરત ફાતિમા (રદી.)ની શાદી હઝરત અલી (રદી.) સાથે કરી તો હઝરત ફાતિમા (રદી.)ને પોતાની પાસેથી દહેજ પણ આપ્યું. આ રીતની વાતો સાચે જ પોતાની ભૂલ પર ઘમંડ સમાન છે. (ચોરી અને સીના ચોરી) કેમકે આપ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમે જે કંઈ પણ આપ્યું તેને દહેજ કહી ના શકાય. અને જો તેને દહેજ કહેવામાં પણ આવે તો આખી દુન્યામાં કોઈ એક પણ એવી વ્યકિત નથી જે પોતાની દીકરીને આપ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમનું અર્પણ કરેલ દહેજ આપવા તૈયાર થાય.

**હઝ. ફાતિમા (રદી.)નું દહેજ :** આપ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમે પોતાની સુપુત્રીને જે દહેજ આપ્યું હતું તે કેટલું હતું ? તેની વિગત રિવાયતોમાં જોવા મળે છે, જેનાથી સ્પષ્ટ થાય છે કે તે આ પ્રમાણેનું દહેજ ન હતું, બલ્કે અમુક  જરૂરતનો સામાન હતો, આના અનુસંધાનમાં અમુક રિવાયતોનું વર્ણન કરવામાં આવે છે. જેથી સ્પષ્ટ થઈ જશે.

હઝરત અલી (રદી.) વર્ણન કરે છે કે આપ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ એ હઝરત ફાતિમા (રદી.)ને દહેજમાં એક ચાદર, એક (પાણી ભરવા માટેનું) મશક અને એક ચામડાનું ઓશીકું આપ્યું હતું. જેમાં ઈજખર નામનું ઘાસ ભરેલું હતું.

હઝરત અબ્દુલ્લાહ ઈબ્ને ઉમર (રદી.) વર્ણન કરે છે કે જયારે આપ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમે ફાતિમા (રદી.)ની શાદી પછી આપ (રદી.)ને હઝરત અલી (રદી.)ના ત્યાં રવાના કર્યા હતાં, તો આપ (રદી.) સાથે એક ચાદર હતી. અને આપ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમે તેઓને એક ચામડાનું ઓશીકું અર્પણ કર્યું, જે ખજૂરની છાલ અને ઈજખર ઘાસથી ભરેલું હતું. અને એક (પાણી ભરવા માટે) મશક. બન્નેવ (હઝરત અલી રદી. અને હઝરત ફાતિમા રદી.) તે ચાદરનો અડધો ભાગ પાથરતા અને અડધો ભાગ ઓઢી લેતા.

હઝરત અસ્મા બિન્તે ઉવૈસ કહે છે કે જયારે ફાતિમા (રદી.)ને હઝરત અલી (રદી.)ના ઘેર રવાના કરવામાં આવ્યા ત્યારે અમે તેમના ઘરમા જે જોયું તે આ હતું કે તેઓના ઘરમાં રેતી પાથરેલી હતી અને ખજૂરની છાલથી ભરેલ એક તકિયો હતા અને એક ઘડો તથા પાણી પીવા માટેનો એક પ્યાલો હતો.

રિવાયતમાં દહેજ શબ્દનો જે ઉપયોગ કરવામાં આવ્યો છે તેનો અર્થ આજકાલ જે દહેજ આપવામાં આવે તે નથી, બલ્કે અરબી ભાષામાં એનો અર્થ ‘‘સામાન તૈયાર કરવો’’ થાય છે. અને હદીષોમાં જે દહેજ શબ્દનો ઉપયોગ થાય છે. તેનો મતલબ એ છે કે હઝરત ફાતિમાના નિકાહ પછી

જયારે રસૂલ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમે આપ (રદી.)ને રૂખ્સત કર્યા તો અમુક જરૂરી વસ્તુઓનો બંદોબસ્ત કર્યો અને તેઓ સાથે મોકલી આપી. અને આ જરૂરી વસ્તુઓ કઈ હતી તેનું વર્ણન ઉપર થઈ ચૂકેલ છે.

લોકોનો સામાન્ય વિચાર એ હોય છે કે છોકરીને અસાધારણ માલ-સામાન શાદી સમયે આપવો જોઈએ. જેથી તેમને સહુલતથી પોતાનું ઘર વસાવી શકે. પરંતુ આ તદ્દન જહાલતવાળી સોચ છે. ઈસ્લામની શાદી પ્રત્યેની સોચથી તેને કોઈ સબંધ નથી. કારણ કે તેની બધી જ જરૂરતની વસ્તુઓની વ્યવસ્થા કરવી તો શોહરની ઝિમ્મેદારી છે. જો દહેજ કોઈ ઈસ્લામી રિવાજ હોત તો નિઃસંદેહ આપ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમના જીવનમાં જોવા મળત. કેમકે અલ્લાહપાકના રસૂલ (સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ) આ દુનિયામાં એટલા માટે પધારેલા કે દુન્યા અને આખિરતના દરેક કામમાં અલ્લાહ તઆલાની પસંદવાળી જીંદગીનો એક એક નમૂનો પેશ કરી આપે.

ઘણા લોકો એવું પણ કહે છે કે તેઓ એકદમ સાદગીવાળી શાદી કરે છે. તેઓ શાદી સમયે પોતાની છોકરીને વધુ સામાન આપતા નથી. પરંતુ બીજા દિવસોમાં ઘણું બધુ વધારીને તેને આપવામાં આવે છે જેવી રીતે કે એક દુન્યાદાર માણસ શાદી સમયે લોકોને દેખાડવા માટે પોતાની છોકરીને આપે છે.

પરંતુ આ પણ આપ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમની સુન્નત પ્રમાણે નથી. હઝરત ફાતિમા (રદી.) નબી સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમની લાડલી બેટી હતાં. છતાં પણ આપ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમે શાદી સમયે ન તો તેમને મકાન બનાવવા માટે માલસામાન આપ્યો, ન એમ કર્યું કે પહેલા એકદમ સાદગીથી રૂખ્સત કર્યા. પછી ચૂપચાપ કોઈ ન જાણે એ પ્રમાણે બધી જ ચીજો પહોંચાડી દીધી.

હઝરત ફાતિમા (રદી.)ના સંદર્ભમાં એક રિવાયત છે જેનો ખુલાસો આ પ્રમાણે છે કે હઝરત ફાતિમા (રદી.)ને બધું જ ઘરકામ પોતે કરવું

પડતું. જેના લઈ આપ (રદી.)ને ઘણી જ તકલીફ પડતી. એ સમયમાં જ આપ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ પાસે અમુક (ગુલામો) ખાદિમો આવ્યા. હઝરત અલી (રદી.)એ પોતાની પત્નિ હઝરત ફાતિમા (રદી.)ને કહયું કે આપના વાલિદ સાહબ (એટલે કે નબી સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ) પાસે અમુક ગુલામો આવેલ છે. ત્યાં જઈ પોતાના માટે એક ગુલામ માંગી લો. હઝરત ફાતિમા (રદી.) આપ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ પાસે આવ્યા, તો આપ (સલ.)એ કહયું કે, લાડલી બેટી ! શા કામ માટે આવવું પડયું ? આપ (રદી.)એ કહયું કે, આપને સલામ કરવા માટે. હઝરત ફાતિમા (રદી.) શરમના લઈ આપ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમથી સવાલ ન કરી શકયા, તો સલામ કરી પરત થઈ ગયા. ત્યાર પછી આપ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ પોતે તેમના ઘરે ગયા, ત્યાર પછી જે વાતચીત થઈ તેના શબ્દો આ પ્રમાણે છે :

હઝરત ફાતિમા (રદી.)એ કહયું કે, એ અલ્લાહના રસૂલ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ ! મારા હાથ પર છાલા પડી ગયા છે. કદી ઘંટી ચલાવું છું અને કદી આટો ગુંદુ છું. આપ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમે ફરમાવ્યું કે, તમારા માટે જે રોજી મુકદ્દરમાં છે, તે તમને મળીને જ રહેશે. અને હું તમને એનાથી પણ સારી વસ્તુ બતલાવું છું કે, તમે જયારે સુવા માટે જાવો ત્યારે ૩૩ વખત **સુબ્હાનલ્લાહ** ૩૪ વખત તકબીર **અલ્લાહુ અકબર** અને ૩૩ વખત અલ્લાહની હમ્દ **અલ્હમ્દુલિલ્લાહ** પઢો. આ કામ તમારા માટે ગુલામ (ખાદિમ)થી ઉત્તમ છે. આ તે જ તસ્બીહ છે, જેને આપણે તસ્બીહે ફાતિમા (રદી.) કહીએ છીએ.

જે લોકો પોતાની દીકરીઓને અસાધારણ દહેજ આપવા માટે હઝરત ફાતિમા (રદી.)ના શાદીનો દાખલો પેશ કરે છે, શું તેઓમાં કોઈ એવો છે જે આ રીતે કરી શકે કે તેની દીકરી તેના હાથમાં પડી ગયેલા છાલા બતાવે અને તે બાપ પોતાની દીકરીને આ રીતે ઝિક્ર અને તસ્બીહ પઢવાની વાત કરે. બેટી પોતાની તકલીફો બતાવે અને બાપ કહે છે કે, અલ્લાહ તઆલાથી દુઆ કર્યા કર.

આપ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમને ત્યાં હઝરત ફાતિમા (રદી.)ને છોડીને બીજી ત્રણ દીકરીઓ હતી. જેઓની મોટી થયા પછી શાદી કરવામાં આવી, પરંતુ ઉપરોકત દહેજ ફકત હઝરત ફાતિમા (રદી.)ને જ આપ્યું. બીજી દીકરીઓને આ રીતનું કોઈ પણ દહેજ નથી આપ્યું. જો દહેજ વાસ્તવમાં આપ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમની સુન્નત હોત, તો પોતાની બીજી દીકરીઓને પણ જરૂર આપત. પરંતુ ઈતિહાસમાં કોઈ પણ જગ્યાએ ઉલ્લેખ નથી કે આપ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમે પોતાની બીજી દીકરીઓને દહેજ આપ્યું હોય.

આથી સ્પષ્ટ થાય છે કે, હઝરત ફાતિમા (રદી.)ને આપેલું દહેજ (જો તેને દહેજ સમજવામાં પણ આવે તો) તે એક જરૂરત હતી, એ કોઈ રિવાજ ન હતો, અને તેની પાછળનું મુખ્ય કારણ એ હતું કે, હઝરત અલી (રદી.) જ્યારે નાની વયના હતા, ત્યારથી જ આપ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમે તેમને તેમના વાલિદ અબુ તાલિબની ઈજાઝત લઈ પોતાની દેખરેખમાં લઈ લીધા હતા. તો હઝરત અલી (રદી.) નાનપણથી જ આપ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમની કફાલત (દેખરેખ)માં હતા, હઝરત અલી (રદી.) પોતાના કાકા અબૂ તાલિબના સુપુત્ર હોવાને લઈ ભાઈ હતા. નાનપણથી જ બધા ખર્ચની ઝિમ્મેદારી આપ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ પર હતી, માટે એકદમ સત્ય વાત હતી કે, શાદી પછી પણ ઘર વસાવવા માટે દેખરેખના કારણે જરૂરી સામાન પણ આપે.

સારાંશ એ છે કે, મુસ્લિમોએ દહેજ સંદર્ભમાં એક બિન મુસ્લિમ તરીકો અપનાવેલ છે. ઈસ્લામે પત્નીની બધી જ જવાબદારીઓ તેના પતિના ઝિમ્મે કરી છે, માટે સ્ત્રી પાસે પૈસાની કે દહેજની માંગણી કરવી અને ન આપવા ઉપર સાસરિયા તરફથી અત્યાચાર કરવો ઈસ્લામી દ્રષ્ટિએ હરામ છે. ઈસ્લામે પુરૂષને કમાવાની જવાબદારી સોંપી છે, જે તેણે નિભાવવી જરૂરી છે. પત્નીના પિયરવાળાથી આશાઓ રાખવી ઘણી બેગયરતી અને શરમની વાત છે.



# દહેજ

આજકાલ દહેજ પ્રથા અત્યંત ખતરનાક સ્વરૂપ ધારણ કરતી જાય છે. લખનારાઓ તથા બોલનારાઓ સતત તેની વિરૂદ્ધ અવાજ ઉઠાવતા રહ્યા છે. પરંતુ પરિણામ શુન્ય ! બલ્કે આ અનિષ્ટમાં ઉત્તરોત્તર વધારો જ થતો જાય છે.

અલ્લાહપાકના રસૂલ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમના આગમન પહેલાં જયારે માનવજાત વિચિત્ર પ્રકારના દ્વિમાર્ગ પર ઉભી હતી, પુત્રીઓનો જન્મ ખૂશીના બદલે ગમી (શોક)નું કારણ બનતો. તેઓને જીવતેજીવ દાટી દેવામાં આવતી. ટૂંકમાં કહો તો સ્ત્રીની કોઈ ઈજ્જત ન હતી. અને તેણીઓ પર દરેક પ્રકારના અત્યાચારો થતા હતા. બલ્કે સમાજમાં તેનું કોઈ સ્થાન ન હતુ, તો આજે પણ આવી જ પરિસ્થિતિ છે. બલ્કે ઝિણવટપૂર્વક અભ્યાસ કરવાથી જણાય આવે છે કે, પહેલાથી પણ વધારે આજે આપણા સમાજમાં ખરાબીઓ મોજૂદ છે. આજે ઔરતના સન્માનને કલંકિત કરવામાં આવી રહ્યું છે. અને આ નમણી જાતિને ઘરની ચાર દિવાલોમાંથી કાઢીને ભરબજારમાં પ્રગતિના નામે, નોકરીના નામે, સૌંદર્યના નામે અને દહેજના નામે બેઆબરૂ કરવામાં આવી રહી છે.

આજે દહેજના કારણે હજારો બહેનો કુંવારી બેઠી છે. કારણ કે તેઆના માં-બાપ પાસે આપવા માટે કશું જ નથી. કેટલી યુવતી પોતાની આંખોમાં સુંદર સપનાઓ સજાવી બેઠી છે. કેટલી છોકરીઓના માત્ર દહેજ ન હોવાના કારણે શિયળભંગ થઈ ગયા છે. થોડુંક વિચારો તો ખરા, આખર આ કઈ મુસીબત છે ? કયાં સુધી આવી નાપાક હરકતો થતી રહેશે ? કાશ, લાખો દિકરીઓના દિલની વાત સમાજ સાંભળી લેતો.

કાશ, આજના સ્વાર્થી, લાલચુ માણસને તેની જાણ થઈ જતી અને તે માં-બાપની પીડાને અનુભવી લેતો. શું ઈસ્લામના ચાહકો તથા મારા યુવાન ભાઈઓમાં તે હિંમત નથી, જે આની વિરૂદ્ધ અવાજ ઉઠાવે ? શું તેઓની અંદર રબઈ બિન આમિર (રદી.) અને ખાલિદ બિન વલીદ (રદી.) જેવી

હિમ્મત તથા જવાંમર્દી નથી ? શું તેઓની અંદર ઉબૈદહ્ બિન જર્રાહ (રદી.) તથા અમ્ર બિન આસ (રદી.) જેવી હમદર્દી તેમજ બલિદાનની ભાવના નથી ? જે આ સતત વધી રહેલ જુલમને રોકે, ખતમ કરે.

આ કેટલી શરમની વાત છે કે, તમે તમારા પગ પર ઉભા રહેવાના બદલે છોકરીના માંબાપ સામે ભિક્ષાપાત્ર લઈને ભીખારીઓની જેમ ઉભા થઈ ગયા. બીજા શબ્દોમાં કહીએ તો "માંગનાર ભીખારી છે; દાન (સદકહ) માંગે કે દહેજ !" આજે દહેજના દૂષણે કાંઈ કેટલી કળીઓને ખીલતા પહેલાં જ મસળી નાંખી. જરા વિચાર તો કરો, ખુદ તમારા ઘરની માંગણીઓ તમારી દુલ્હનને દુલ્હન બનવા નથી દેતી.

ખુદાના વાસ્તે હવે જાગી જાઓ. અને તે બધા ખોટા બંધનો ફગાવી દો જેના કારણે સમગ્ર સમાજમાં બગાડ ફેલાયો છે. તમે તમારી તે જવાંમર્દી (પુરૂષત્વ)દેખાડો જેનાથી અલ્લાહપાકે આપને નવાજયા છે. નિર્ભિક યોધ્ધા બની આ ધગધગતા અંગારાઓને બુઝાવવાનો પાકો ઈરાદો કરી લો. સાધનો ટાંચા છે કે, પહોંચ તથા તાકાત મર્યાદિત છે. તેની શિકાયત નહીં કરો. ખુદાનું નામ લઈને ઉઠો અને કોમની બેટીઓને મોતના પંજામાંથી છોડાવો. મને આશા છે કે, આ સારા કાર્યમાં ડગલે ને પગલે નેકીઓ મળશે. એક પવિત્ર તથા આહ્લાદક સામાજીક વાતાવરણ સર્જાશે. જ્યાં ચારે બાજુ સુખ, શાંતિ, ચેન, સુકૂન પથરાયેલાં હશે.

## શાદી-વિવાહની રસમો

હઝરત અબ્દુર્રહમાન બિન અવફ (રદી.) તે દસ ખુશનસીબ સહાબા-માંથી એક છે, જેમને હુઝૂર (સલ.)એ દુન્યામાં જ જન્નતની ખુશખબરી આપી હતી. હદીષમાં છે કે, એક વખત રસૂલે અકરમ (સલ.)ની તેમના ઉપર નજર પડી તો તેમના કપડાંઓ પર પીળો રંગ લાગેલો હતો. રસૂલે અકરમ (સલ.)એ પૂછયું કે, આ રંગ કેવો છે ? હઝ. અબ્દુર્રહમાન બિન અવફે જવાબ આપ્યો : "મેં શાદી કરી છે." (અર્થાત્ નિકાહ વેળા બીવીના કપડાંઓ પર રંગ લાગ્યો હતો, જેનું નિશાન રહી ગયું છે.) આપ (સલ.)એ

તેમને બરકતની દુઆ આપી અને ફરમાવ્યું કે, વલીમા કરો, ચાહે એક બકરી વડે જ હોય.

અંદાજો લગાવો કે હઝરત અબ્દુર્રહમાન બિન અવફ (રદી.) રસૂલે અકરમ (સલ.)ના કેટલા નિકટતમ્ સાથી છે કે, દસ સર્વોચ્ચ સાથીઓમાં આપની ગણના થાય છે, પરંતુ તેમણે નિકાહ કર્યા તો નિકાહની મજલિસમાં રસૂલુલ્લાહ (સલ.)ને આમંત્રણ પાઠવવાનું જરૂરી ન સમજ્યું. રસૂલે અકરમ (સલ.)એ કપડા પર રંગ જોયો ત્યારે ખબર પડી. આ ટાંકણે રસૂલે અકરમ (સલ.)એ પણ કોઈ શિકાયત ન કરી કે, તમે તો એકલા એકલા નિકાહ પઢી આવ્યા, અમને બોલાવ્યા પણ નહીં ! બલ્કે શિકાયતના બદલે આપે તેમને દુઆ આપી. સાથોસાથ વલીમાનો આદેશ આપ્યો.

વાસ્તવમાં ઈસ્લામે નિકાહને એટલો સરળ તથા એટલો સાદો રાખ્યો છે કે, જ્યારે બન્ને પક્ષો રાજી હોય ત્યારે તેઓ કોઈપણ રૂકાવટ વગર આ સબંધ બાંધી શકે. શરીઅતે એવી શર્ત પણ નથી રાખી કે કોઈ કાઝી અથવા આલિમ (મૌલાના) નિકાહ પઢાવે. શરીઅત તરફથી માત્ર એટલી શર્ત છે કે, નિકાહની મજલિસમાં બે ગવાહ મૌજુદ હોય તથા દુલ્હા-દુલ્હન પુખ્ત વયના, સમજદાર (આકિલ-બાલિગ) હોય તો બન્નેમાંથી કોઈપણ એકબીજાને કહી દે કે, 'હું તમારાથી નિકાહ કરૂં છું' અને બીજો જવાબ આપી દે કે, 'મેં કબૂલ કર્યો.' તો બસ, નિકાહ સંપન્ન થઈ ગયો. તે માટે અદાલતમાં જવાની જરૂર નથી કે કોઈ પ્રસંગ યોજવાની આવશ્યકતા નથી કે દઅવતની જરૂર નથી કે દહેજ અનિવાર્ય નથી. હા, દુલ્હનના સન્માન માટે મહેર જરૂરી છે. અને સાચી રીત એ છે કે મહેર કેટલી રાખવી તે પણ નિકાહ વખતે જ નક્કી કરી લેવી જોઈએ. પરંતુ માની લો કે નિકાહ વખતે મહેર વિશે કોઈ વાત ન થાય તો પણ નિકાહ તો થઈ જ જાય છે. આ સ્થિતિમાં 'મેહરે મિષ્લ' આપવું ફરજીયાત થઈ જાય છે. નિકાહ વખતે ખુત્બો (અરબીમાં અપાતુ પ્રવચન) પણ સુન્નત છે. અને શકય હોય ત્યાં સુધી આ સુન્નતની બરકત મેળવવાની જરૂર કોશિશ કરવી જોઈએ. પરંતુ નિકાહ માટે તે પણ આવશ્યક તો નથી જ. તે નિકાહનો અંગ નથી કે તેના

વગર નિકાહ ન થાય. આ કારણે જ જો ખુત્બા વગર પણ ઈજાબો કુબૂલરૂપી વાતચીત થઈ જાય તો પણ નિકાહ સંપન્ન થઈ જાય છે. નિકાહમાં કોઈ કમી નથી રહેતી.

વલીમા, જેના માટે ઉપરની હદીષમાં રસૂલુલ્લાહ (સલ.)એ પ્રોત્સાહન આપ્યું તે પણ સુન્નત છે, ફર્ઝ કે વાજિબ નથી કે તેના વગર નિકાહ ન થાય. બીજું કે તેની કોઈ માત્રા શરીઅતે નક્કી નથી કરી કે, કેટલું રાંધવાનું અને કેટલા લોકોને ખવડાવવાનું. દરેક માણસ પોતપોતાની આર્થિક સ્થિતિ મુજબ નિર્ણય કરી શકે છે. તેના માટે દેવુ કરવાની જરૂર તો જરા પણ નથી. બલ્કે આમ કરવું શરીઅતની દ્રષ્ટિએ બરાબર નથી. જે માણસ જેટલા પ્રમાણમાં વલીમો કરી શકતો હોય તેટલા જ પ્રમાણમાં વલીમો કરી લે. જો ન કરી શકતો હોય તો ન કરે. તેનાથી નિકાહ અપૂર્ણ નથી રહેતો.

ઈસ્લામે નિકાહને આટલો સરળ એટલા માટે રાખ્યો કે નિકાહ માનવિય પ્રકૃતિના એક અનિવાર્ય તકાદાને યોગ્ય (જાઈઝ) રીતે પરિપૂર્ણ કરવાનું સરસ સાધન છે. જો આ જાઈઝ (વૈધ) સાધન આડે રોળા નાખવામાં આવે, અથવા તેને મુશ્કેલ બનાવી નાંખવામાં આવે તો તેનું પરિણામ ચોક્કસ જ એ આવશે કે લોકો ખોટો માર્ગ પસંદ કરશે. જ્યારે કોઈ માણસને પોતાની સાહજિક જરૂરીયાતો સંતોષવા માટે કાનૂની માર્ગો બંધ દેખાશે તો, તેના મનમાં ગેરકાનૂની રીતે તેને પૂર્ણ કરવાની ઈચ્છા જાગશે. અને આમ આખો સમાજ બગડી જશે.

પરંતુ ઈસ્લામે નિકાહને જેટલો સરળ બતાવ્યો હતો, આપણાં સામાજિક માળખાએ તેને એટલો જ મુશ્કેલ બનાવી દીધો છે. નિકાહ નામી બરકતવંત કરાર ઉપર આપણે અનેક રસમો, પ્રસંગો તથા ફુઝૂલ ખર્ચાઓનો એવો બોજ લાદી દીધો છે કે, એક ગરીબ બલ્કે મધ્યમ આવક ધરાવતા શખ્સની પણ પહોંચ બહાર થઈ ગયો છે. જ્યાં સુધી લાખ બે લાખ રૂપિયા ન હોય ત્યાં સુધી શાદીની કલ્પના પણ થઈ શકતી નથી. આ આંકડો નિકાહની કોઈ વાસ્તવિક જીમ્મેદારી પૂરી કરવા માટે નથી, બલ્કે બેકારના રીત-રિવાજોના

ખાડા પૂરવા માટે છે. જેના કારણે નવપરિણિતોના જીવનની વાસ્તવિક જરૂરિયાતો પૂર્ણ કરવામાં કોઈ સહાય નથી મળતી.

શરીઅત તરફથી નિકાહના પ્રસંગે બહુ તો માત્ર એક દઅવતે વલીમાને સુન્નત તરીકે રજૂ કરવામાં આવી હતી. અને તે પણ દરેક માણસની સ્થિતિ અનુસાર. પરંતુ હવે તો જમવાની દઅવતોનો સિલસિલો દિન-પ્રતિદિન વધતો જ જઈ રહયો છે. મંગણીનો પ્રોગ્રામ પણ હવે તો શાદીની તોલે આવી જાય એવો હોય છે. અને બરાબર નિકાહ વખતે પીઠીથી લઈ ચોથી સુધી લગભગ દરરોજ કોઈને કોઈ પ્રોગ્રામના આયોજનને જરૂરી સમજી લેવામાં આવ્યું છે. જેના વગર શાદીની કલ્પના પણ થઈ શકતી નથી. વિવિધ પ્રસંગોમાં પણ જમાનાની પ્રગતિના કારણે નવા નવા ખર્ચાઓ વધતા રહયા છે તથા નવી નવી માંગણીઓ સામે આવી રહી છે. બલ્કે નવી નવી રસમો જન્મ લઈ રહી છે. સારાંશ કે, વાહિયાતપણાંનો એક લાંબો સિલસિલો છે. જેના કારણે એવું થઈ ગયુ છે કે ગરીબ તથા મધ્યમ વર્ગ માટે શાદી એક એવી જીમ્મેદારી છે, જેને હલાલ આવક વડે પુરી કરી શકાય એમ નથી. એટલે તેને પુરી કરવા માટે કયાંકને કયાંક હરામ સાધનોનો આશરો લેવો પડે છે. અને આમ નિકાહનું આ ભલુ કાર્ય કોણ જાણે કેટલા ભ્રષ્ટાચારનો ખિચડો બનીને રહી જાય છે. હવે જે નિકાહની શરૂઆત જ 'ગુનાહ'થી થતી હોય, તેમાં ખૈર (ભલાઈ) તથા બરકત કયાંથી આવશે ?

ખુશીના પ્રસંગે હદમાં રહી ખુશી મનાવવા પર શરીઅતે કોઈ પાબંદી લગાવી નથી, પરંતુ ખુશી મનાવવાના નામે આપણે આપણી જાતને જે અસંખ્ય રસમોમાં જકડી લીધા છે, તેનું પરિણામ એ આવ્યું છે કે, ખુશી જે અંતરના આનંદનું નામ હતું, તે તો ઘણી દૂર સરી પડી છે. અને રસ્મો-રિવાજના સૂકા ક્રિયાકાંડો આગળ આવી ગયા છે. જેમાં જરા સરખું આગળ -પાછળ થઈ જાય તો શિકવા-શિકાયતો તથા મ્હેણાં-ટોણાંની વર્ષા શરૂ થઈ જાય છે. એટલે શાદીના વિવિધ પ્રસંગો રસ્મો-રિવાજની ખાલી જગ્યા ભરવામાં જ પૂરા થઈ જાય છે. જેમાં પૈસા તો પાણીની જેમ વહે જ છે, સાથોસાથ દિલદિમાગ દરેક ક્ષણે રસમ સબંધી પાબંદીઓના બોજ તળે

કચડાતા રહે છે. શાદીની વ્યવસ્થા ગોઠવનારાઓ થાકીને લોથપોથ થઈ જાય છે, તે છતાં પણ કયાંકને કયાંક લોકોને ફરિયાદનો મોકો મળી જ જાય છે. જેના કારણે કેટલીક વખત લડાઈ-ઝઘડાની પણ નોબત આવી જાય છે.

મોઢેથી આ પરિસ્થિતિને આપણે બધા સુધારપાત્ર (કાબિલે ઈસ્લાહ) કહીએ છીએ, પરંતુ જ્યારે અમલ કરવાની વાત આવે છે ત્યારે બધુ જ પડી ભાંગે છે. અને એક એક કરી આપણે બધી જ રસમો સામે હથિયાર ફેંકતા જઈએ છીએ.

આ પરિસ્થિતિનો ઉકેલ માત્ર એ છે કે, સર્વપ્રથમ પ્રભાવ ધરાવતા તથા માલદાર કુટુંબો પણ પોતાની શાદીઓમાં જેટલી બની શકે તેટલી સાદગી અપનાવે. અને હિંમત કરીને તે રસમોને તોડી નાખે, જેના કારણે શાદી એક ત્રાસ બની ચૂકી છે. જો આવું ન થાય તો ઓછામાં ઓછુ મધ્યમ-વર્ગીય ખાનદાનો એવું નક્કી કરી રાખે કે તેઓ માલદારોની દેખાદેખીમાં પોતાની સંપત્તિ તથા શકિતનો દુર્વ્યય કરવાના બદલે જેટલી ચાદર હોય તેટલા જ પગ ફેલાવે અને પોતાની સ્થિતિથી બહાર જવાની કોશિશ ન કરે.

આ સંદર્ભે જો આપણે નીચે લખેલ વાતોનું ધ્યાન રાખીશું તો આશા છે કે ઉપરોકત બદીઓને ઈન્શાઅલ્લાહ ડામી શકાશે :

- નિકાહ અને વલીમાના પ્રસંગો સિવાય જે રસમો જેવી કે મંગણી, મહેંદી, હલદી અને ચોથી વિગેરેના નામથી પ્રચલિત થઈ ગઈ છે તેને બિલકુલ બંધ કરી દેવામાં આવે. નક્કી કરી લેવામાં આવે કે આપણી શાદીઓમાં આ પ્રોગ્રામો થશે નહીં. બન્ને પક્ષોમાંથી જે કોઈ સાચા અર્થમાં મુહબ્બત તથા ખુશદિલીથી કંઈક તોહફો આપવા કે મોકલવા ઈચ્છે તો તે કોઈપણ વિધિસરના પ્રોગ્રામ અને લાવલશ્કર વગર સાદગીથી આપી દેશે.
- ખુશી વ્યકત કરવા માટે પણ કોઈ ખાસ રીતને જરૂરી સમજવામાં ન આવે, બલ્કે જે શખ્સ પોતાની સ્થિતિ મુજબ અનાયાસે જે રીત અપનાવવા ચાહે તે રીત અપનાવી લે. તે કોઈ લાલચમાં ન ફસાય તથા કોઈ રસ્મ-રિવાજમાં ન બંધાય. અને આમ કરવા પર કોઈ તેને

મ્હેણાં-ટોણાં ન મારે.

- નિકાહ તથા વલીમાના પ્રસંગો પણ જેમ બને તેમ સાદગીથી પોતાની હદમાં રહી યોજવામાં આવે. અને જેને ત્યાં શાદી હોય તેને એટલો અધિકાર મળવો જોઈએ કે તે પોતાની આર્થિક કે સામાજિક પરિસ્થિતિ મુજબ જેને ચાહે દઅવત આપે, અને જેને ચાહે દઅવત ન આપે. આ મામલામાં પણ કોઈએ શાદી કરનારાઓથી શિકાયત ન કરવી જોઈએ.
- રસૂલે અકરમ (સલ.)નો આ ઈર્શાદ હંમેશા નજર સમક્ષ રહેવો જોઈએ કે, 'સૌથી બરકતવંત નિકાહ તે છે જે સૌથી ઓછો બોજ ધરાવતો હોય.' અર્થાત્ એવો નિકાહ જેમાં માણસ આર્થિક રીતે દબાણમાં ન આવે, તથા અયોગ્ય મહેનતના લીધે તેના પર કોઈ બોજો ન પડે.

## નારી સ્વતંત્રતાની હકીકત અને વર્તમાન સ્ત્રીની દશા તથા દિશા

**હુવા હે મુદ્દઈકા ફૈંસલા અચ્છા મેરે હકમેં**
**ઝુલૈખાંને કીયા ખુદ પાક દામન માહે કન્આ (યુસુફ અલ.)કા**

ઈસ્લામે ઔરતને જે સ્થાન આપ્યું છે, એવું ન તો કોઈ ચળવળ કે ઝુંબેશે આપ્યું છે, ન તો કોઈ બીજા ધર્મે આપ્યું છે. બલ્કે ઈસ્લામના આગમન પૂર્વે તો ઔરતો ઉપર હદ બહારના ઝુલ્મ અને અત્યાચાર કરવામાં આવતા હતા. ઔરતોને કેટલી બુરી અને અયોગ્ય ગણવામાં આવતી હતી તેનો અંદાજ ઈસ્લામથી પહેલાં ઔરતો સાથે અત્યાચારી વર્તાવ ઉપર એક નાનકડો દ્રષ્ટિપાત કરી લગાવી શકાય એમ છે.

ઈસ્લામ પહેલાં ઔરતોને મનહૂસ સમજવામાં આવતી હતી. એક ઈસાઈ પાદરીએ ઔરતના વિષયમાં એવું મંતવ્ય જાહેર કર્યુ છે કે, ''એ (ઔરત) શયતાનના પ્રવેશનું દ્વાર છે. એ મના ફરમાવવામાં આવેલ વૃક્ષ તરફ લઈ જનાર, મર્દને ગારત કરનાર અભાગણી છે.'' કેટલાક સમાજોમાં ઔરતોના સબંધથી એવો ખ્યાલ પ્રગટ કરવામાં આવે છે કે, ''તકદીર

(ભાગ્ય), તોફાન, મૃત્યુ, ઝેર, ઝેરીલા સર્પ, આમાંથી કોઈ એટલું ખરાબ નથી જેટલી કે ઔરત.'' *(અરબ સભ્યતા)*

ઔરતો વિશે ઈટાલીઓ માનતા હતા કે, ''બુરી ઔરતથી બચવું જોઈએ. ઘોડો સારો હોય કે ખરાબ, તેને સાદની જરૂર છે. એ જ પ્રમાણે ઔરત સારી હોય કે નઠારી, તેને મારની જરૂરત છે.''

સ્પેની ભાષામાં એક ઉક્તિ અત્યંત પ્રચલિત છે : બુરી ઔરતથી બચવું જોઈએ, પણ સુંદર ચહેરાવાળી ઔરત ઉપર ભરોસો ન કરવો જોઈએ. ક્રાઈસ્ સસ્ટમ જેની ગણના એક મોટા ખ્રિસ્તી પાદરીમાં થાય છે, એ સ્ત્રીના વિષયમાં કહે છે કે, ''એ (ઔરત) અનિવાર્ય બુરાઈ, એક જન્મજાત શંકા, એક આકર્ષક આફત, એક ખાનગી ખતરો, એક દિલરૂબા, દિલ લૂંટનારી મુસીબત છે.''

એક પ્રખ્યાત ફિલોસોફરના વિશે આવે છે કે, તે ઔરતોના વિષયમાં કહયા કરતો હતો કે, ''ઔરતની મુહબ્બત તેની નફરતથી અધિક ખતરનાક છે. જો તેણીએ તમારા ઉપર મુહબ્બતભરી દ્રષ્ટિ નાંખી તો સમજો કે તબાહ થઈ જ ગયા.'' ઔરતના વિશે એક એવી માન્યતા પણ હતી કે, ''ઔરત એક ફરેબ છે, ધોકો છે. જો તમો તમારા આત્માની શાંતિ ચાહતા હોય તો ઔરતથી દૂર ભાગો.''

ઈસ્લામ પહેલાં છોકરીઓને જીવતી દાટી દેવાની પ્રથા પ્રચલિત હતી. અને સમાજમાં જેણે ઘણી બધી છોકરીઓને જીવતી દફનાવી દીધી હોય તેને પ્રતિષ્ઠિત ગણવામાં આવતો હતો. અરબસ્તાનમાં ઈસ્લામ પહેલાં ઔરતોને ઘેટાં-બકરાંની જેમ બજારોમાં વેચવામાં આવતી હતી. ત્યાં સુધી કે એક સમાજમાં શૌહર (પતિ)ના મૃત્યુ પછી ઔરતના જીવતા રહેવાને સારૂ સમજવામાં આવતું નહોતું. અને ઔરતોને શૌહરના મૃત્યુ પછી ચિતાઓમાં બળવુ પડતું હતું.

ઈસ્લામ પહેલાં ઔરતોને કેટલી બૂરી અને લા'નતપાત્ર સમજવામાં આવતી હતી. જ્યારે ઈસ્લામનું આગમન થયું, તો આ અબળાઓના વિશે

જર્જરીત વિચારોને રદ કરી દેવામાં આવ્યા. અને તેણીને સન્માનિત દરજ્જો આપવામાં આવ્યો અને તેણીને શિક્ષણ પ્રાપ્તિનો અધિકાર મળ્યો.

ઈસ્લામ એ વાતને કોઈપણ સંજોગોમાં બરદાશ્ત કરતો નથી કે, કોઈ ઔરતો ઉપર ઝુલ્મ-અત્યાચાર કરે. આ કારણે રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ)એ ઔરતો સાથે સદ્વર્તન કરવાનો આદેશ આપ્યો.

હુઝૂર (સલ.)એ ફરમાવ્યું કે, ઔરત પોતાના ઘરબારની દેખરેખ રાખનાર છે. *[બુખારી શરીફ]* આપ (સલ.)એ ફરમાવ્યું કે, નિઃશંક તારી બીવીનો તારા ઉપર હક છે. *[બુખારી શરીફ]* પયગમ્બર (સલ.)એ આ પણ ફરમાવ્યું : જે શૌહર પોતાની બીવીની બદખ્વાહી અને ઈજા ઉપર સબ્ર અને ધૈર્યથી કામ લેશે, એ જન્નતી છે. *[તિબ્રાની]*

બીવી સાથે સારો વર્તાવ કરવાના સબંધમાં આપ અલયહિસ્સલામે ફરમાવ્યું : ''મોઅમિનોમાં સૌથી સંપૂર્ણ ઈમાન એ શખ્સનું છે, જેના અખ્લાક સૌથી સારા હોય. અને તમારામાં સૌથી સારો શખ્સ એ છે, જે પોતાની બીવી સાથે સૌથી સારો હોય. *[તિરમિઝી શરીફ]*

હુઝૂર (સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ)એ છોકરીઓની પરવરિશ ઉપર પણ ખાસ ધ્યાન આપ્યું. આપે ફરમાવ્યું : જે બંદો બે દીકરીઓનો ભાર ઉઠાવશે અને તેમનો ઉછેર કરશે, ત્યાં સુધી કે એ છોકરીઓ પુખ્તવયની થઈ જાય. તો એ બંદો અને હું કિયામતના દિવસે આ રીતે હોઈશું. અને આપે પોતાના હાથની આંગળીઓને બિલ્કુલ મેળવીને દેખાડયું. અર્થાત્ જે રીતે આ આંગળીઓ એકબીજાથી મળેલી છે. *[બુખારી શરીફ]*

રસૂલ (સલ.)ની આ હદીષો ઉપરથી અંદાજો લગાવી શકાય છે કે, ઈસ્લામ ઔરતોને કેટલો બુલંદ મુકામ અને ઉચ્ચ સ્થાન આપે છે. અને તેમની સાથે કેટલો શરાફત અને સન્માનનીય વર્તાવનો હુકમ આપે છે.

ગુજરાત સહિત ભારત તથા યુરોપ-અમેરિકા જ્યાં સો ટકા સાક્ષરતા છે અને જ્યાંની સ્ત્રીઓ બાબતે બહારની દુનિયાને ઉંધા ચશ્મા દેખાડ-વામાં આવે છે. ત્યાંથી શિક્ષિત અને રોજગાર પ્રાપ્ત મહિલાઓ સાથેનો

વ્યવહાર યુરોપ-અમેરિકાના જ રિપોર્ટો દ્વારા વર્ણન કરેલ અહેવાલને આધારે રજૂ કરૂં છું.

**નોકરી કરતી સ્ત્રીઓની વ્યથા-કથા :**

ગુજરાત યુનિવર્સિટીના હ્યુમન સાયકોલોજી ડિપાર્ટમેન્ટના એમ.એ. સાયકોલોજીના વિદ્યાર્થીઓના એક વર્ષના સંશોધનના પરિણામો વિશે જાણકારી આપતા ડો. જોન સોરીએ જણાવ્યું કે, આ સંશોધન દરમ્યાન બેંકમાં કામ કરતી સ્ત્રીઓ, ટીચરો, નર્સો અને સરકારી વિવિધ ઓફિસોમાં ટાઈપિસ્ટ તરીકે સેવા બજાવતી ૨૧ થી ૫૬ વર્ષ સુધીની સ્ત્રીઓના અનુભવને સામે રાખવામાં આવ્યા છે. કુલ ૩૦૬ સ્ત્રીઓમાંથી ૨૧૫ વિવાહિત હતી, અને ૮૧ ગેરવિવાહિત હતી. જેમણે દસમા ધોરણથી લઈ એમ.ફીલ. અથવા પી.એચ.ડી. સુધી વિદ્યા પ્રાપ્ત કરેલ હતી. ઉંમરના હિસાબે એમને બે ઝોનમાં વહેંચી હતી. ૨૧ થી ૩૦ વર્ષ સુધીનો પ્રથમ ઝોન અને ૩૧ થી ૫૬ વર્ષ સુધીનો બીજો ઝોન હતો.

ધંધાકિય પ્રવૃત્તિઓવાળી સ્ત્રીઓના પ્રશ્નો અને તેના નિરાકરણના વિષયે માંગેલા લેખિત સવાલો-જવાબોના સંશોધનથી આ પરિણામ પ્રાપ્ત થયુ કે ૬૬% સ્ત્રીઓ પોતાના ઉપલા અધિકારી-ઓફિસરના શોષણનો ભોગ બની ચૂકી છે. જેમાં ૨૧ થી ૩૦ વર્ષની ઉંમરની ૧૮૮ સ્ત્રીઓમાંથી ૮૦%એ સ્વીકાર્યુ કે, તેમની ઉપલા અધિકારીઓ તેમની સ્ત્રી હોવાનો દુરૂપયોગ કરી યેનકેન પ્રકારે સતામણી કરે છે. ૩૧ થી ૪૦ વર્ષની ઉંમરની સ્ત્રીઓમાંથી ૪૫%નું કહેવુ છે કે, તેમનું શારીરિક શોષણ અને છેડછાડ (છેડતી) થાય છે. પ્રાયવેટ કંપનીઓમાં કામ કરતી ૨૧ થી ૩૦ વર્ષની ૪૩% સ્ત્રીઓને પુરૂષની તુલનામાં ઓછો પગાર મળે છે. જ્યારે કે હોદ્દો અને કામ પુરૂષો જેટલુ જ કરવાનું હોય છે.

સૌથી વધુ અફસોસજનક વાત એ છે કે, ૫૧% નોકરી કરતી સ્ત્રીઓ માનસિક બીમારીઓમાં સપડાયેલ છે. ઘર અને ઓફિસ બન્નેવ તરફથી પૂરતો સહકાર ન મળવાને લઈ તે આ બીમારીઓનો શિકાર બની છે. વધુ

તારણ કાઢવામાં આવે તો ૨૧ થી ૩૦ વર્ષની ઉંમરની સ્ત્રીઓ ૬૩% અને ૩૧ થી ૫૬ વર્ષની સ્ત્રીઓમાં ૪૦% માનસિક રોગી માલૂમ પડી.

*(www.patrika.com/news)*

યુરોપિય યુનિયન કમીશનની ૨૦૦૬ની રિપોર્ટ પ્રમાણે સમગ્ર યુરોપમાં દર વર્ષે ૧૦% વિવાહિત યુગલો છૂટાછેડા લઈ પોતાના સબંધો તોડી નાંખે છે. સ્ત્રીઓની એક મોટી સંખ્યા પોતાની સ્વતંત્રતા બલ્કે સ્વછંદતા જાળવી રાખવા શાદી અને ત્યાર બાદ છોકરાઓની જંજતમાં પડવા માટે તૈયાર નથી. રિપોર્ટ પ્રમાણે શાદી-વિવાહના દરમાં દર વર્ષે ૭ થી ૯ ટકાનો ઘટાડો થઈ રહ્યો છે. સ્ત્રીઓને પુરૂષોની તુલનામાં કલાકના દરે ૧૫% પગાર ઓછો મળે છે. દરેક પાંચ સ્ત્રીમાંથી એકને પુરૂષોની મારપીટ વેઠવી પડે છે. યુરોપિય કમીશનના જણાવ્યા પ્રમાણે ૪૦ થી ૫૦ ટકા સ્ત્રીઓને કામકાજ-નોકરી દરમ્યાન પોતાની ઓફિસોમાં જાતિય સતામણી વેઠવી પડે છે.

વિશ્વ સંસ્થાના બાળ વિભાગના રિપોર્ટ પ્રમાણે યુરોપમાં દર વર્ષે દસ લાખ બાળકોને (જેમાં વધુ સંખ્યા બાળકીઓની હોય છે) જાતિય શોષણ માટે વેચી દેવામાં આવે છે. એ જ પ્રમાણે ૩૦% સ્ત્રીઓને પોતાના જીવનમાં ઓછામાં ઓછા એક વખતે જાતિય શોષણનો શિકાર બનાવવામાં આવે છે.

અમેરિકી ન્યાય મંત્રાલય પ્રમાણે દર બે મિનીટે એક અમેરિકી સ્ત્રી સાથે જાતિય સતામણી થાય છે. વર્ષે ચાર લાખથી પાંચ લાખ જાતિય શોષણના કેસો દાખલ કરવામાં આવે છે. એનાથી બે ઘણી સંખ્યા તે સ્ત્રીઓની છે, જે પોલિસ કેસ કરવાથી સંકોચ અનુભવે છે. એટલે કે અમેરિકામાં વાર્ષિક ૧૨ થી ૧૫ લાખ સ્ત્રીઓની ઈઝઝત લૂંટાઈ છે. અફસોસ એ વાતનો છે કે, આ સ્ત્રીઓમાં દર ૬ માંથી એક છોકરીની ઉંમર ૧૨ વર્ષ અથવા તેનાથી પણ ઓછી હોય છે.

કેનેડામાં સ્ત્રીઓની જાતિય શોષણનો કાયદેસર રેકોર્ડ તો મૌજૂદ નથી, પરંતુ વિવિધ સંસ્થાઓનું કહેવું છે કે, કેનેડામાં સ્ત્રીઓની જાતિય

શોષણનો દર અમેરિકાથી અઢી ટકા વધારે છે. એટલે કે અમેરિકામાં વાર્ષિક દસ લાખ શોષણ થાય છે, તો કેનેડામાં તેનો દર સાડા બાર લાખ સુધી પહોંચે છે.

એમનેસ્ટી ઈન્ટરનેશનલના રિપોર્ટ પ્રમાણે અમેરિકામાં તલાકનો દર પ્રતિવર્ષ દસ ટકા વધારા સાથે નોંધાયો છે.

અમેરિકન ફૌજના મેડીકલ સેન્ટર ૨૦૦૩ ઈ.સ.ની એક ઈન્કવાયરીથી માલૂમ પડે છે કે, ૫૫૮ સ્ત્રી ફૌજીઓમાંથી ૨૮ ટકા સ્ત્રીઓએ બતાવ્યું કે, ફૌજી નોકરી દરમ્યાન તેમની ઈઝ્ઝત લૂંટાઈ ગઈ અથવા તેની કોશિશો કરવામાં આવી. આ તો તે સ્ત્રીઓની ટકાવારી છે, જેમણે જાતિય સતામણી વિરૂદ્ધ મોઢું ખોલ્યું. પેન્ટાગોનનો ઈ.સ. ૧૯૮૮નો સર્વે દર્શાવે છે કે ફૌજમાં પુરૂષોની સતામણીનો ભોગ બનેલ નેવું ટકા સ્ત્રીઓ અમુક કારણોસર અધિકારીઓને પોતાની મઝલૂમીની દાસ્તાનનું વર્ણન કરી શકતી નથી.

અમેરિકાની સરકારી ઓફિસોમાં કામ કરતી મહિલાઓ વિશેના ૧૯૮૧ થી ૧૯૮૫ સુધીના સરવેમાં જણાવ્યું છે કે, ત્યાંની કેન્દ્ર સરકારના વિવિધ ડિપાર્ટમેન્ટમાં કામ કરતી ૪૨ ટકા મહિલાઓને સતાવવામાં આવી. અને સ્ટેટ ગવર્મેન્ટની વિવિધ શાખાઓમાં નોકરી કરતી ૭૦ ટકા મહિલાઓની શારીરિક સતામણી એમના માટે રોજીંદો અનુભવ થઈ ચૂકયો છે. *(ઈન્ડિયન એક્ષપ્રેસ, ૩ ઓગષ્ટ ૧૯૮૬)*

એક અમેરિકી કમીશને અમેરિકામાં વધતી જતી શારીરિક સતામણી અને બળાત્કારનું કારણ ત્યાં સ્ત્રીઓના અંગોનું નગ્ન પ્રદર્શન બતાવી તેની ઉપર પાબંદીની માંગણી કરી છે. *(ટાઈમ્સ ઓફ ઈન્ડિયા, ૧૧ જુલાઈ ૧૯૮૬)*

યુરોપમાં તલાકો (છૂટાછેડા)નું પ્રમાણ વધી રહ્યું છે. ફ્રાન્સમાં તલાકનું પ્રમાણ ૫૦%, કેનેડામાં ૪૦% અને અમેરિકામાં ૫૦% છે. અમેરિકાની ૧૦ મહિલાઓમાંથી છ મહિલાઓ છૂટાછેડાનો અનુભવ કરી ચૂકી છે.

*(The Plain Truth, May 1987)*

ઈન્સાયકલોપિડિયા ઓફ બ્રિટાનિકામાં લખ્યું છે કે, જગતના વધુ ઉદ્યોગો

ધરાવતા દેશોમાં છૂટાછેડાનું પ્રમાણ ઘણુ વધ્યું છે. તેનું કારણ સ્ત્રીઓનું આર્થિક રીતે પગભર અને સ્વાવલંબી હોવું છે. *(Vol. III P.586)* એક અંદાજ પ્રમાણે અમેરિકામાં દર અઢાર સેકન્ડે એક સ્ત્રીની તેના ધણી અથવા બોયફ્રેન્ડના હાથે મારપીટ થાય છે. તેમાંથી એક લાખથી વધુ સ્ત્રીઓને ડોકટરી મદદની જરૂરત પડે છે. એક દિવસમાં અંદાજે ચાર સ્ત્રીઓ મરણ પામે છે. *(રીડર ડાયજેસ્ટ, માર્ચ ૧૯૮૭)*

જે પરિબળોએ સ્ત્રીઓની પ્રગતિના નામે તેઓને ચોવીસ કલાક કામે લગાડી દીધી છે, તેઓ જ વાસ્તવમાં સૌથી મોટા અત્યાચારી છે. નહીંતર શરીઅતે તો ન્યાયપૂર્વક બન્નેના કાર્યક્ષેત્રો જુદા જુદા જ રાખ્યા છે. અને તેને ધ્યાનમાં રાખીને જ ઈસ્લામે પારિવારિક તથા સામાજિક કાનૂનો ઘડયા છે. તેમજ સ્ત્રી સાથે સદ્‌વર્તાવને પ્રોત્સાહન આપવામાં આવ્યું છે. આનાથી મોટી વાત કઈ હશે કે, પયગમ્બર સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમે પોતાના વિદાય પ્રવચનમાં તથા પોતાની અંતિમ વસિયતમાં સ્ત્રીઓ સાથે સદ્‌વર્તાવ પર વિશેષ ભાર મૂક્યો. જે કોઈએ  પ્રાચીન તથા અર્વાચિન સભ્યતાઓ વિષયક સ્ત્રી પુરૂષ વચ્ચે આ જુદા જુદા કાર્યક્ષેત્રની અવગણના કરી છે, તેમણે સ્ત્રી પુરૂષો, બન્ને ઉપર જુલ્મ કર્યો છે. વિજ્ઞાન જેટલી પ્રગતિ કરશે, અને હકીકતોથી પડદાઓ ઉંચકશે, તેટલી જ ઈસ્લામ પ્રત્યે ગલતફહ્‌મી દૂર થશે, અને અસત્યતાનો દુષ્પ્રચાર અર્થહીન થઈ જશે, ઈન્શાઅલ્લાહ.

## વિવિધ પ્રકારે સ્ત્રીઓનું શોષણ :

સ્ત્રીઓના શોષણ વિશે નેશનલ વુમન કમિશનની એક રિપોર્ટમાં દર્શાવવામાં આવ્યું છે કે, ભારતના ૬૧૨ જીલ્લાઓમાંથી ૩૭૮ જીલ્લા-ઓમાં ૧૧૭૯૪ જગ્યાઓ એવી છે, જ્યાં લોહીનો વ્યાપાર (વેશ્યાવૃત્તિ) થાય છે. ૧૦૧૬ જગ્યાઓ એવી છે, જ્યાં વેશ્યાવૃત્તિ રીતસર એક ધંધા તરીકે કરવામાં આવે છે.

રિપોર્ટમાં દર્શાવવામાં આવ્યું છે કે, કેરળ, આંધ્રપ્રદેશ અને પશ્ચિમ બંગાળ એવા રાજ્યો છે, જ્યાં લગભગ બધા જ જીલ્લાઓમાં શરીર વેચવાનું

આ કાર્ય થાય છે. આશ્ચર્યજનક વાત એ છે કે, કેરળ જ્યાં શિક્ષણનો દર સૌથી વધારે છે, ત્યાં પણ શિક્ષિત યુવતીઓ બહુ ખરાબ રીતે વેશ્યાવૃત્તિની ગંદકીમાં સપડાયેલી છે. જરા વિચાર કરો ! ક્યાં પહોંચી ચૂક્યો છે આપણો ભારતીય સમાજ ?

અલ્લાહ તઆલાએ સ્ત્રીને ઘરની જવાબદાર બનાવી હતી, જેથી ફેમિલી સિસ્ટમ સારી રીતે જાળવી રાખે, પરંતુ જ્યારે તે ઘરથી બહાર આવી ગઈ તો પરિણામ એ આવ્યું કે, પિતા પણ બહાર અને માતા પર બહાર અને બાળકો શાળામાં કે નર્સરીમાં અને (ઘરે) તાળુ લાગી ગયું અને હવે ફેમિલી સિસ્ટમ વેરવિખેર થઈ ગઈ. સ્ત્રીનું સર્જન એટલા માટે કરવામાં આવ્યું છે કે, જ્યારે તે ઘરમાં રહેશે, તો ઘરની વ્યવસ્થા પણ કરશે અને સંતાનો તેના ખોળામાં કેળવણી પામશે. માતાનો ખોળો બાળકનું પ્રથમ કેળવણી કેન્દ્ર હોય છે, ત્યાંથી જ તેઓ સંસ્કારો શીખે છે, ત્યાંથી જ તેઓ ચારિત્ર્ય શીખે છે, ત્યાંથી જ જીવન પસાર કરવાની ખરી પદ્ધતિ શીખે છે. આજે પશ્ચિમી સમાજમાં સંતાનોને માતા અને પિતાની હૂંફ પ્રાપ્ત નથી. ફેમિલી સિસ્ટમ બરબાદ થઈને રહી ગઈ છે. સ્ત્રી અન્ય ઠેકાણે કામ કરી રહી છે, તો પુરૂષ બીજી જગ્યાએ કામ કરી રહ્યો છે. બન્ને વચ્ચે દિવસ દરમ્યાન કોઈ સંપર્ક થતો નથી. બન્ને સ્થળે આઝાદ સમાજનું વાતાવરણ છે, તો ઘણી વખતે એ બન્નેનો પરસ્પરનો સબંધ કમજોર પડી જાય છે. અને તૂટવા લાગે છે. તેના સ્થાને નાજાઈઝ સબંધો બંધાવવાના શરૂ થઈ જાય છે. અને તેના કારણે તલાક સુધી નોબત પહોંચે છે, ઘર બરબાદ થઈ જાય છે.

સ્ત્રી બિચારી સ્વતંત્રતાના ભ્રામક નારાઓથી પ્રભાવિત થઈને ઘરની બહાર આવી ગઈ. અને પ્રોપેગન્ડાના તમામ માધ્યમો વડે હોબાળો કરી કરીને તેને વિશ્વાસ કરાવી દેવામાં આવ્યો. તેમને સદીઓની ગુલામી પછી આજે આઝાદી મળી છે. અને તેમના દુ:ખ અને મુસીબતોનો અંત આવી ગયો છે. આવા ભ્રામક નારાઓની આડમાં સ્ત્રીને ઘસડીને રસ્તાઓ પર લાવવામાં આવી, તેને ઓફિસોમાં કારકુન બનાવવામાં આવી, તેને પારકા પુરૂષોના પ્રાઈવેટ સેક્રેટરીનો હોદ્દો આપવામાં આવ્યો, તેને સ્ટેનો ટાઈપીસ્ટ

બનાવવાનું સન્માન આપવામાં આવ્યું, તેને વેપાર વધારવા માટે ‘‘સેલ્સ ગર્લ’’ અને ‘‘મોડલ ગર્લ’’ બનવાનું સન્માન આપવામાં આવ્યું. તેના દરેક અંગને જાહેરમાં બદનામ કરીને ગ્રાહકોને દાવત આપવામાં આવી કે, આવો અને અમારાથી માલ ખરીદો. એટલે સુધી કે એ સ્ત્રી જેના માથે પ્રાકૃતિક ધર્મ (ઈસ્લામ)એ આદર અને આબરૂનો તાજ મૂક્યો હતો અને જેના ગળે પાકદામની અને પવિત્રતાનો હાર પહેરાવ્યો હતો, તે વેપારી સંસ્થાઓ માટે એક શો પીસ અને પુરૂષનો થાક દૂર કરવા માટે એક મનોરંજનનું સાધન બનીને રહી ગઈ.

પ્રોપેગન્ડાની શક્તિઓએ આ વિચિત્ર ફિલોસોફી માનસો પર ઠોકી બેસાડી છે કે, જો સ્ત્રી પોતાના ઘરમાં પોતાના પતિ, માં-બાપ, બહેન-ભાઈઓ અને સંતાનો માટે ઘરની વ્યવસ્થા કરે, તો આ કેદ અને અપમાન છે. પરંતુ તે જ સ્ત્રી પારકા પુરૂષો માટે જમવાનું રાંધે, તેમના રૂમની સફાઈ કરે, હોટલો અને વિમાનોમાં તેમની મિજબાની કરે, દુકાનો પર ગ્રાહકોને આકર્ષે અને ઓફિસોમાં પોતાના અધિકારીઓના નખરા સહન કરે, તો આ ‘સ્વતંત્રતા’ અને ‘સન્માન’ છે ! *ઈન્ના લિલ્લાહિ વ ઈન્ના ઈલયહિ રાજિઉન !*

અને પછી અત્યાચારની પરાકાષ્ઠા એ છે કે, સ્ત્રી રોજગાર માટે આઠ-આઠ કલાકની સખત અને અપમાનવાળી નોકરી કરવા છતાં પોતાના ઘરના કામકાજથી મુક્ત નથી. ઘરની સમગ્ર સેવાઓ આજે પણ પહેલાંની જેમ તેના જ સિરે છે. યુરોપ અને અમેરિકામાં બહુમતિ એવી મહિલાઓની છે કે, જેમને આઠ કલાકની નોકરી કર્યા પછી પોતાના ઘરે પહોંચીને રાંધવાનું, વાસણ ઘસવાના અને ઘરની સફાઈનું કામ પણ કરવું જ પડે છે.

કાશ ! આપણને નુકસાનનો અહેસાસ થઈ જાય. આ બહુ મોટું નુકસાન છે. આ આપણી સંસ્કૃતિ તથા પરંપરાઓ માટે ઘાતક છે. આ મામલામાં બિનમુસ્લિમ સંસ્થાઓ તથા સંગઠનોને સાથ-સહકાર આપવાની કે મેળવવાની પણ જરૂર છે. દર વર્ષે ‘વેલેન્ટાઈન ડે’ની ઉજવણીથી બે-ચાર દિવસ અગાઉ જ કેટલાક સંગઠનો તેની સામે વિરોધ દર્શાવે છે.

અને ચેતવણી ઉચ્ચારે છે કે, આ દિવસે ઉજવણી કરનારા સામે સખત કાર્યવાહી કરવામાં આવશે. અને ભારતીય સંસ્કૃતિને બરબાદ કરનારાઓને હરગિજ બખ્શવામાં નહીં આવે.

પરંતુ અફસોસની વાત એ છે કે, કોઈ મુસ્લિમ સંગઠન તેની હિમાયતમાં કે ''વેલેન્ટાઈન ડે''ની વિરૂધ્ધમાં અવાજ નથી ઉઠાવતું. શું આપણે સારા કાર્યમાં માત્ર એટલા માટે સહકાર નથી આપતા કે તેને કોઈ બિનમુસ્લિમ સંસ્થાએ ઉપાડયું છે. જો કે આ એકબીજાથી નજીક આવવાની તક પૂરી પાડે છે. અને તેનાથી પરસ્પરની ગેરસમજો દૂર થવાનો મોકો મળે છે.

## યુરોપિયન સ્ત્રીઓ ઈસ્લામ કેમ સ્વીકારી રહી છે ?

આંતકવાદ, અંતિમવાદ અને સ્ત્રીઓના અધિકારો વિગેરેના હવાલાથી સંપૂર્ણ નકારાત્મક અપ-પ્રચાર છતાં પશ્ચિમમાં ઈસ્લામની લોકપ્રિયતા સતત વધી રહી છે. દિલચસ્પ વાત એ છે કે ઈસ્લામને સ્ત્રીઓનો શત્રુધર્મ ઠરાવી દેવાના શોરબકોર છતાં પશ્ચિમની સ્ત્રીઓ, પુરૂષો કરતાં કયાંય વધુ ઈસ્લામ સ્વીકારી રહી છે. વિશ્વ સ્તરના પ્રસાર માધ્યમોમાં અવારનવાર આ સબંધે અહેવાલો તથા વિશ્લેષણો પ્રગટ થતા રહે છે. એવામાં એક સમિક્ષાત્મક રિપોર્ટ થોડાક દિવસો અગાઉ અગ્રણી અમેરિકી પત્ર 'ક્રિશ્ચિયન સાયન્સ મોનિટર'ની એક આવૃત્તિમાં શામેલ કરવામાં આવ્યો, જેનું મથાળુ હતું ''યુરોપિયન સ્ત્રીઓ ઈસ્લામ કેમ સ્વીકારી રહી છે ?'' પીટર ફોડે સંકલિત કરેલી આ રિપોર્ટ મુજબ મુસ્લિમ તથા બિનમુસ્લિમ સંશોધકો કહે છે કે, ૯/૧૧ પછી ઈસ્લામ વિશે ઉભરેલી જિજ્ઞાસાના લીધે ઈસ્લામનો પયગામ વધારેમાં વધારે યુરોપવાસીઓને અપીલ કરવાનું કારણ બની ગયો છે. સચોટ આંકડા પ્રાપ્ય નથી, પરંતુ યુરોપમાં મુસ્લિમોની વસ્તી પર નજર રાખનારા વિશ્લેષકોનો અંદાજો છે કે દર વર્ષે હજ્જારો પુરૂષો તથા સ્ત્રીઓ ઈસ્લામ સ્વીકારે છે. આ સંશોધકો એ પણ અંગુલિનિર્દેશ કરે છે કે આ મુસ્લિમ બનનારાઓમાં જવલ્લે જ ગણ્યાગાંઠયા લોકો હિંસાનો માર્ગ અપનાવે છે. ઉક્ત પ્રતિષ્ઠિત અમેરિકી પત્રે તારવેલા આ તારણો એ વાતનું

ખુલ્લુ એલાન તથા સ્વીકાર છે કે, ઈસ્લામને આંતકવાદનું સ્ત્રોત સમજવું ચોક્કસ જ પૂર્વગ્રહ પ્રેરિત છે, વાસ્તવિકતા સાથે તેનો કોઈ સબંધ નથી. પત્રના જણાવ્યાનુસાર પુરૂષોની તુલનામાં જો કે ઈસ્લામ સ્વીકારનો ઝોક સ્ત્રીઓમાં વધારે છે, પરંતુ વિશેષજ્ઞોનું કહેવું છે કે, સામાન્ય માન્યતા વિરુદ્ધ તેનું કારણ મુસ્લિમ પુરૂષો સાથે શાદી નથી. બહુ ઓછી સ્ત્રીઓ આ કારણોસર ઈસ્લામ સ્વીકારે છે.

મુસ્લિમ બનનારી હજારો યુરોપિયન સન્નારીઓમાંથી એક ફ્રાંસની મિસ મેરી ફલ્યુટ પણ છે. તેણીએ એક વર્ષ પહેલાં ઈસ્લામ ધર્મ અંગીકાર કર્યો હતો. જ્યારે તેનાથી પૂછવામાં આવ્યું કે, ‘‘શું તેનું કોઈ પ્રેમ પ્રકરણ તેના આ નિર્ણય માટે પ્રેરક બન્યું છે ?’’ તો તેણીએ હસતાં હસતાં કહયું : ‘‘જ્યારે મેં મારી ઓફિસના સાથીઓને બતાવ્યું કે, હું મુસ્લિમ થઈ ગઈ છું. તો તેઓનો પહેલો પ્રશ્ન એ જ હતો કે, શું તારો કોઈ મુસ્લિમ બોયફ્રેન્ડ છે ? તેઓને વિશ્વાસ બેસતો ન હતો કે આ નિર્ણય મેં મારી પોતાની મરજીથી કર્યો છે.’’

મિસ ફલ્યુટના કથન મુજબ ઈસ્લામનો માર્ગ તેણીએ એટલા માટે અપનાવ્યો છે કે, ઈસ્લામ અલ્લાહપાકથી માનવીનું સાંનિધ્ય-નજદીકી ઈચ્છે છે. ઈસ્લામ વધારે સાદો તથા સંપૂર્ણ છે. વધારે સ્પષ્ટ તથા સાફ છે, એટલે વધારે સરળ પણ છે. આ ફ્રેન્ચ નવમુસ્લિમાએ પોતાના ઈસ્લામ સ્વીકારના કારણોની વધુ સ્પષ્ટતા કરતાં કહયું કે, ‘‘મને જીવન માટે એક નીતિ-નિયમની તલાશ હતી. દરેક માણસને આવા નીતિ-નિયમની જરૂર હોય છે, જેના મુજબ તે જીવન પસાર કરી શકે. ખ્રિસ્તમત મને એવો રેફરન્સ પોઈન્ટ (સંદર્ભબિંદુઓ) આપી ન શકી.’’ મેરી ફલ્યુટનું કહેવું છે કે, ‘‘ઈસ્લામ મારા માટે પ્રેમ, સહનશીલતા અને શાંતિનો સંદેશ છે.’’

પીટર ફોર્ડ સંશોધકોના હવાલાથી લખે છે કે, ‘‘તે કારણો જે ઈસ્લામ સ્વીકારનારી ઘણી યુરોપિયન સ્ત્રીઓએ જણાવ્યા, તથા જે તેમની વિચાર-શૈલીનું પ્રતિબિંબ પણ પુરૂ પાડે છે, તેના મુજબ સ્ત્રીઓની એક મોટી સંખ્યા

પશ્ચિમી સમાજના બેજવાબદારીભર્યા વર્તન વિરૂદ્ધ પ્રતિક્રિયા દર્શાવી રહી છે. પરસ્પરનો સબંધ, એકબીજાની દરકાર તથા એકબીજાના મામલાઓ તથા મુશ્કેલીઓમાં સાથ આપવાની જે સમજ ઈસ્લામ પૂરી પાડે છે, તે પશ્ચિમી સ્ત્રીઓના દિલ જીતી રહયો છે.

સન્નારીઓના ઈસ્લામ સ્વીકાર પર સંશોધન કરનારી કેરિયન વેન ન્યુવોકર્કના મતે પશ્ચિમી સ્ત્રીઓમાં ઈસ્લામની લોકપ્રિયતાનું મોટું કારણ સ્ત્રીઓ તથા પુરૂષોના જુદા જુદા કાર્યક્ષેત્રો, અધિકારો તથા જવાબદારીઓના તે સ્પષ્ટ વિચારો છે, જે ઈસ્લામી શિક્ષાઓ દ્વારા સમજમાં આવે છે. ઈસ્લામમાં સ્ત્રીની માતૃત્વની ભૂમિકાનું બહુ ઉંચું સ્થાન છે. અહીં સ્ત્રી ''જાતીય રમકડું'' નથી હોતી. આ મત ચોક્કસ બહુ મહત્વપૂર્ણ છે, અને ધ્યાનપાત્ર છે. કારણકે ઈસ્લામ સ્ત્રીઓને માં, બહેન, પત્ની તેમજ પુત્રીની હેસિયતથી જે માન સન્માન આપે છે, પશ્ચિમી સમાજમાં તેની કોઈ વિભાવના નથી. આ જાતિગ્રસ્ત સમાજમાં સ્ત્રીઓના અધિકારો તથા સ્ત્રી સ્વાતંત્ર્યના તમામ દાવાઓ છતાં ઔરત માત્ર પુરૂષોનું રમકડું છે.

ભૌતિકવાદી સમાજમાં આમ થવું બિલ્કુલ સાહજીક છે. જ્યારે આધ્યાત્મિક (રૂહાની) જીવન તથા પારલૌકિક વિશ્વ (આખિરત)ની સફળ -તાનો ઉચ્ચતમ ધ્યેય માનવીની નજર સમક્ષ ન હોય, અને તેની સમગ્ર દોડધામનો હેતુ માત્ર મજા માણવાનો (ભોગવાદનો) હોય, તો તેનું પરિણામ આના સિવાય બીજુ કશું આવી જ ન શકે.

મુસ્લિમ અને બિનમુસ્લિમ સમાજના વર્તન સબંધી તફાવતને સ્પષ્ટ કરતાં ન્યુજર્સીમાં રહેતી લેટિન અમેરિકી નવમુસ્લિમા જેસ્મીન પાઈનેટ કહે છે કે, મુસ્લિમ પુરૂષો તમને 'હાય મેમ ! કેમ છો ?' ના શબ્દોથી સંબોધન નથી કરતા, બલ્કે સામાન્ય રીતે 'હેલો સિસ્ટર' કહે છે. તેઓ તમને 'જાતીય રમકડું' સમજી એકીટસે જોયા નથી કરતા.

'ક્રિશ્ચિયન સાયન્સ મોનિટર'નો એક બીજો રિપોર્ટ જે ૨૭, ડિસેમ્બર ૨૦૦૪ના દિને ''લેટિન અમેરિકનો ઈસ્લામમાં પોતાના પ્રશ્નોના ઉત્તરો

શોધે છે''ના શિર્ષકથી પ્રગટ થયો હતો, તે આ જ વિષયમાં છે. ક્રિસ્ટાઈન આરમેરયુએ તૈયાર કરેલી આ રિપોર્ટનો મુખ્ય વિષય જ એ છે કે, ''પશ્ચિમમાં ઈસ્લામ સ્વીકારના દિન-પ્રતિદિન વધતા વલણનું એક કારણ તે સન્માન છે, જે ઈસ્લામ સ્ત્રીને અર્પે છે.'' રિપોર્ટ મુજબ અમેરિકામાં લગભગ ચાલીસ હજાર લેટિન અમેરિકન નવમુસ્લિમો છે. દર વર્ષે લગભગ વીસ હજાર અમેરિકી સ્ત્રી-પુરૂષો ઈસ્લામ સ્વીકારે છે. જેમાં ઓછાવત્તા ૬% લેટિન અમેરિકન હોય છે. આ નવમુસ્લિમોમાંથી એક મોટી સંખ્યાનું કહેવું છે કે, ''તેમના ઈસ્લામ સ્વીકાર પાછળ એ વિશ્વાસે મહત્વપૂર્ણ ભૂમિકા ભજવી છે કે, ઈસ્લામમાં સ્ત્રીઓ સાથે સારો વ્યવહાર કરવામાં આવે છે.'' ટીકાકારો કહી શકે છે કે, નકાબ (ઘૂંઘટ)ની પાબંદી સ્ત્રીઓની ગુલામીનું પ્રતીક લાગે છે, પરંતુ લેટિન અમેરિકન સન્નારીઓનું કહેવું છે કે, ''તેમના માટે આ એક આહ્લાદક હકીકત છે કે, જ્યારે તે બહાર માર્ગો પર નીકળે છે, ત્યારે તેમને જોઈને કોઈ સીટી નથી વગાડતું.''

જેની યાનીઝ જે હજારો લેટિન નવમુસ્લિમ સન્નારીઓમાં શામેલ છે. કહે છે કે, ''ઈસ્લામી લિબાસ ધારણ કરવાના પરિણામે લોકો સ્વભાવિક રીતે મને એક ધાર્મિક વ્યક્તિનું માન-સન્માન આપે છે. તે સાથે પશ્ચિમી સંસ્કૃતિ તથા સમાજ સામે વિદ્રોહનું આ કાર્ય મુશ્કેલીઓને પણ નોંતરે છે. ઈસ્લામ સ્વીકાર કરનારી સન્નારીઓને પોતાના માં-બાપ તેમજ મિત્રો તરફથી વિરોધનો પણ સામનો કરવો પડે છે.'' નવમુસ્લિમ સન્નારીઓના મતે તેનું કારણ ઈસ્લામમાં સ્ત્રીઓના સ્થાન વિશે ફેલાવવામાં આવેલ ગેરસમજો છે.

ઉક્ત રિપોર્ટ મુજબ મુસ્લિમ થઈ ગયેલી કેટલીય લેટિન અમેરિકન સન્નારીઓએ કહયું કે, ''પહેલાં તેઓ ઈસ્લામમાં સ્ત્રીઓના સ્થાનના હવાલાથી તે જ ઘસાયેલી, પીટાયેલી વાતોથી વાકેફ હતી, જે પશ્ચિમમાં સર્વસામાન્ય છે. પરંતુ જ્યારે મુસ્લિમો સાથે તેમની મુલાકાતો થવા માંડી તો તેમને જાણવા મળ્યું કે, ઈસ્લામી સમાજમાં સ્ત્રીનું સ્થાન કેટલું ઊંચું છે.'' મિસ પાઈનેટના શબ્દોમાં ''ઈસ્લામી સમાજમાં સ્ત્રીનો આદર એટલા

માટે કરવામાં આવે છે કે, તે (આવનાર બાળકની) માતા છે. જે બાળકોની સારસંભાળ રાખે છે અને નીતિ-નિયમો પર અમલ કરે છે.''

પશ્ચિમી આધુનિક સમાજની સ્ત્રીઓ જે કારણોસર ઈસ્લામને પોતાના માટે એક નેઅમત તથા રહમત સમજી રહી છે, કેટલી મૂર્ખતા છે કે, મુસ્લિમ દેશોમાં પશ્ચિમના માનસિક ગુલામો આ જ શિક્ષાઓને સ્ત્રીઓના પછાતપણાંનું કારણ ઠરાવે છે, અને પશ્ચિમની બેવકૂફીભરી નકલ કરે છે. અને આવી મૂર્ખતાપૂર્ણ નકલખોરી કરીને સ્ત્રીઓને ઘરમાંથી કાઢી રસ્તાઓ પર લઈ આવવાને, તેઓને અર્ધનગ્ન વસ્ત્રો પહેરાવવાને, તેમના ફેશન શો આયોજીત કરવાને અને તેઓને ગલીઓની શોભા બનાવી દેવાને જ પ્રગતિના સર્વોચ્ચ સોપાન સમજે છે.

## સમાન નાગરિક ધારાની સચ્ચાઈ-હકીકત

જ્યારે પણ સમાનધારો લાગુ પાડવાની ઝુંબેશ ઉઠે છે, ત્યારે મુસ્લિમ પર્સનલ લૉને જ તેનું નિશાન બનાવવામાં આવે છે અને આ પ્રમાણે કહેવામાં આવે છે કે, હિન્દુઓના ફેમિલી કાનૂનમાં ફેરફાર કરીને નવા યુગને લગતો કરી આપવામાં આવ્યો છે. **ફક્ત લઘુમતી ( મુસ્લિમો)ના ફેમિલી કાનૂનમાં સુધારો-વધારો કરી તેને કોમન સિવિલ કોડથી મેળવવાનું કામ બાકી છે.**

આ દાવાની વાસ્તવિક્તા ઉપર વિચાર કરીએ તો સ્પષ્ટ થઈ જશે કે, એકવીસમી સદીમાં પણ હિન્દુ લૉને સુરક્ષિત રાખવા અને તેને ધર્મ પ્રમાણે કરવા માટે ભારતીય બંધારણની કોલમોમાં કેવી રીતે અપવાદી કોલમો વધારવામાં આવે છે. ઉદાહરણરૂપે બંધારણના આર્ટિકલ ૪૪ના અમલીકરણ બાદ પાર્લામેન્ટે મેરેજ અને તલાકને લગતો એક કાનૂન મેરેજ એક્ટ (૧૯૫૪) ઘડ્યો. તેની સાથે બીજો સેક્યુલર કાનૂન ઈન્ડિયન સક્સેશન એક્ટ (૧૯૨૫ જેનો સબંધ વારસાઈ હક્કોથી હતો) શામેલ કરી નક્કી કર્યું કે, જે લોકો સ્પેશિયલ મેરેજ એક્ટના અનુસંધાનમાં મેરેજ કરશે તેમના ઉપર ૧૯૨૫નો બિનધાર્મિક વારસાઈ કાનૂન લાગુ પડશે.

પરંતુ આ ગેરધાર્મિક કાનૂનને બહુમતી (હિન્દુઓ) ઉપર લાગુ પાડવાની જગ્યાએ એમના માટે બીજા બે કાયદાઓ હિન્દુ મેરેજ એક્ટ (૧૯૫૫) અને હિન્દુ સક્સેશન એક્ટ (૧૯૫૬) ઘડવામાં આવ્યા. તલાક પામેલ સ્ત્રીના ભરણપોષણ માટે ઈન્ડિયન પીનલ કોડનો મુસ્લિમ પર્સનલ લૉથી ઉપરવટ થઈ શાહબાનુ મુકદમામાં અમલ કરી મુસ્લિમો માટે સમસ્યા ઉભી કરી હતી. પરંતુ હિન્દુઓ માટે (૧૯૫૬) ભરણપોષણ અને દત્તકનો અલગ કાનૂન બનાવ્યો.

દીવ-દમણ-ગોવાની ૧૯૬૨માં આઝાદી પછી બહુમતી સિવાય બધા સંપ્રદાયો માટે પોર્ટુગલ કૉડ જારી રાખ્યો. પરંતુ બહુમતીના રિવાજો માટેના એહકામ ૧૯૮૦ને કાનૂની હેસિયત આપવામાં આવી. વારસાઈ કાનૂન (૧૯૨૫)માં ફેરફાર કરી હિન્દુ, જૈન, બૌદ્ધ અને શિખો માટે તેનાથી અપવાદરૂપ હિન્દુ વારસાઈ એક્ટ ૧૯૫૬માં જારી કર્યા. પરંતુ મુસલમાનો અને ખ્રિસ્તીઓને (જો તે સ્પેશિયલ મેરેજ પ્રમાણે મેરેજ કરે તો) પોતાના પર્સનલ લૉ પ્રમાણે જ નહીં બલ્કે ૧૯૨૫ના કાનૂન પ્રમાણે વારસાઈ હક્ક નક્કી કરવામાં આવશે. આ જ પ્રમાણે ટેક્સના ઘણા કાયદાઓમાં સંયુક્ત હિન્દુ કુટુંબોનો વિશેષ ખ્યાલ રાખવામાં આવ્યો છે.

ઉપરોક્ત પુરાવાઓથી સ્પષ્ટ થાય છે કે, બહુમતી હિન્દુ સમાજના કાયદાઓને સેક્યુલર અને મોર્ડન કાનૂનના અનુસંધાનમાં નહીં બલ્કે એમની મરજી અને ઈચ્છાનુસાર જ રાખવામાં આવ્યા છે.

**અમુક લોકો કોમી ભાઈચારો તથા એકતા માટે સમાન કોડને જરૂરી સમજે છે.** તેમણે વિચારવું જોઈએ કે પહેલું અને બીજું વિશ્વયુધ્ધ જે દેશો વચ્ચે થયું તો બધા જ ખ્રિસ્તી (પ્રોટેસ્ટન્ટ વર્ગના) હતા. તેમના ફેમિલી કાનૂન પણ સમાન જ હતા. અમેરિકાના દરેક રાજ્યનો ધારો અલગ છે. એક રાજયમાં ગુનો કરી લોકો બીજા રાજ્યમાં આશરો લે છે છતાં ત્યાં સમાનધારાની વાત કોઈ જ કરતું નથી.

શ્રી તેજબહાદુરસિંહ ''મુસ્લિમ પર્સનલ લૉ''ના શિર્ષક હેઠળ લેખમાં

જણાવે છે કે, આપણે ભારતીયો એક કૌમ છીએ. પરંતુ હિન્દુ-મુસ્લિમ સમાજો પોતાની અલગ વિશિષ્ઠતાઓ સાથે સેંકડો વર્ષોથી કાયમ છે. આ વિશાળ દેશમાં એવા પ્રદેશો પણ છે કે જ્યાં એકની રહેણી-કરણી બીજાને પસંદ નથી. ઉત્તરની ભાષા દક્ષિણને સ્વિકારવા પાત્ર નથી. માટે કરોડોની જનતાને એક જ સમાજવ્યવસ્થા ગ્રહણ કરવા લાચાર કરવી બુદ્ધિમત્તાની દલીલ નથી.

ઘણાં જ આશ્ચર્યની વાત છે કે એક જ ધર્મને માનનારા દેશના એંસી ટકા નાગરિકો પોતાનો સમાનધારો નથી ઘડી શકતા તો પછી સમગ્ર દેશના વિભિન્ન સંપ્રદાયોથી એક ધારાની આશા કેવી રીતે રાખે છે ?

ડૉ. આંબેડકરે આર્ટિકલ ૪૪ ઉપર આક્ષેપનો જવાબ આપતાં કહ્યું હતું કે, મુસ્લિમોની ઈચ્છા વિરૂદ્ધ કોઈ પાગલ સરકાર જ સમાનધારો લાગુ પાડવાની ચેષ્ઠા કરી શકે છે.

સમાનધારો જગતના ક્યા દેશમાં ચાલે છે ? અમેરિકામાં ખ્રિસ્તીઓ અને યહૂદીઓ પોતાના લૉ પ્રમાણે અમલ કરે છે.

ઈજીપ્ત જેવો મુસ્લિમ બહુમતી ધરાવતો દેશ અને ઈસ્લામ ત્યાંનો રાજકીય ધર્મ હોવા છતાં ત્યાંના ખ્રિસ્તીઓ જે લઘુમતીમાં છે તેમનો ફેમિલી લૉ અલગ છે. એ જ પ્રમાણે સિરિયા, ઈન્ડોનેશિયા, મલેશિયા અને પાકિસ્તાનમાં તેની લઘુમતી અને વિભિન્ન સંપ્રદાયોના કોડ અલગ છે.

મોંઘવારી, બેકારી, આર્થિક પછાતપણું, સ્ત્રી હક્કોનું શોષણ અને સામાજિક અન્યાય દૂર કરવાની જાદુઈ લાકડી કે અલાઉદ્દીની ચિરાગ જો સમાનધારો લાગુ કરવામાં મળી જતો હોત તો જગતના બીજા દેશો આપણાંથી પહેલા તેને અપનાવી ચૂકયા હોત.

અને શું દેશના બધા જ સંપ્રદાયોને એક સિવિલ કોડ માન્ય હશે ? તે ક્યો કોડ છે જે એના દાવેદારોના મનસ્વી દિમાગમાં છે ? મુસ્લિમ પર્સનલ લૉ શું છે ? મુસ્લિમો એમાં ફેરફાર કરવાના કેમ વિરોધી છે ? તે જાણવા

માટે ઈસ્લામની હકીકત અને ઈસ્લામી કાયદાઓનું બારીકી તથા તટસ્થપણે વાંચન કરવું જરૂરી છે.

ઈસ્લામને કોઈ જરૂર નથી કે તે લેનિન, માર્કસ અને બાઈબલના દરવાજે ભીખ માંગે. ઈસ્લામ તો તે સર્વજ્ઞાની અલ્લાહપાકની પરિપૂર્ણ કુદરત અને રહમતનું પ્રદર્શન છે, જે પ્રત્યેક યુગ, કૌમ અને સઘળી સૃષ્ટિનો સર્જક તથા પાલક છે. તે માનવીના વાસ્તવિક રોગો તથા તેની જરૂરતોથી પરિચિત અને જાણકાર છે.

ઈસ્લામ ખુદાપ્રેરિત ધર્મ છે, તેથી તે પોતાના અનુયાયીઓને માનવ-જીવનની પ્રત્યેક દિશાનું માર્ગદર્શન આપે છે. જીવનનો કોઈ વિભાગ એવો નથી કે જેના માટે ઈસ્લામની આશ્ચર્યજનક જીવનવ્યવસ્થામાં આજ્ઞાઓ તથા સૂચનાઓનું પૂરતું પ્રમાણ મૌજૂદ ન હોય.

શરઈ પંચાયતોમાં સામાન્ય રીતે નિકાહ, સ્ત્રી તથા બચ્ચાઓનું પાલણ પોષણ, તલાક, ખુલઅ, ફસ્ખ, ઈદ્દત, બક્ષિસ, વસિય્યત (વિલ), વારસા વહેંચણી અને વકફ વગેરે ગણત્રીની બાબતોનો સમાવેશ થાય છે. જેને ભારતના બંધારણે પણ પર્સનલ લૉ હેઠળ બાકી રાખ્યા છે. પસર્નલ લૉ વિશે લખાયેલ તમામ પુસ્તકો ચાહે તે મુસ્લિમ વિદ્વાનોના હોય કે પ્રખર હિંદુ કાયદાશાસ્ત્રીઓના લખેલા હોય, આ પુસ્તકોના પ્રકરણો વાંચીને ખ્યાલ આવી જશે કે ઉપર જણાવેલ સામાજિક પ્રશ્નો સિવાય કોઈ પણ ફોજદારી કાયદાનો તેમાં ઉલ્લેખ નથી હોતો. કારણ કે આ વિદ્વાન કાયદાશાસ્ત્રીઓ પણ જાણે છે કે, પર્સનલ લૉમાં આ બાબતોને લગતા કાયદાઓની જ ચર્ચા કરવામાં આવે છે.

હવે ચર્ચા કરીએ શરઈ પંચાયતોના બંધારણીય અધિકારોની...

સૌપ્રથમ બંધારણની કલમ નં. (૨૫) જેમાં ભારતના દરેક નાગરિકને પોતાના ધાર્મિક અમલો અને ક્રિયાઓ તથા તેનો પ્રચાર-પ્રસાર કરવાની આઝાદી આપવામાં આવી છે. એજ પ્રમાણે કલમ નં. (૨૯)માં **''કલ્ચર રાઈટસ''** હેઠળ પોતાની સંસ્કૃતિ અને ભાષાની રક્ષા કરવાનો અધિકાર છે.

કલમ નં. (૩૫)ના ફેરફારમાં કહેવામાં આવ્યું છે કે, લોકોના કોઈ સમૂહને (જેમની પાસે પોતાનો પસર્નલ લો હશે) પોતાનો પર્સનલ લો છોડવા માટે મજબૂર કરવામાં નહીં આવે, કલમ નં. (૧૨) તથા કલમ નં. (૧૯)ના ફેરફારોમાં પણ આજ પ્રમાણે જણાવ્યું છે.

*(Constituent Assembly Debates-VII-545-721-830)*

શરીઅત એપ્લીકેશન એકટ (**Shariat Application Act 1937**)ની કલમ નં. (૨)માં જણાવ્યું છે કે, શરીઅત એકટ લાગુ પાડયા બાદ શરીઅત વિરૂધ્ધ જે કાયદો કે રિવાજ અમલમાં હશે તે મુસ્લિમોને લાગુ પડશે નહીં.

કલમ નં. ૧૩-(૨)માં એવા કાયદાઓ ઘડવાને ગલત સાબિત ઠેરવ્યા છે, જેનાથી બુન્યાદી હક્કોનો વિરોધ થતો હોય.

આ જ પ્રમાણેની વાતો બંધારણના અનુચ્છેદ ૩૭૨માં પણ દર્શાવી છે, દિલ્હીની વડી અદાલતે સને ૧૯૮૪માં અવલોકન કર્યુ છે કે, બંધારણીય કાયદાને પતિ-પત્નીના સામાન્ય ઘરેલુ સંબંધોમાં હસ્તક્ષેપ કરવાથી સંબંધો ઉપર ઘાતકી પ્રહાર થશે. *(AIR 1984 Delhi page-66)* ૧૯૮૦માં સુપ્રિમ કોર્ટે પણ સ્પષ્ટપણે જણાવ્યું છે કે બંધારણ વ્યકિતગત કાનૂનને સ્પર્શતુ નથી. *[Statute-Law Relating to Muslims in India by Syed Tahir Mahmood: Principles of Mahomedan Law - D. F. Mulla's]*

**વારંવાર આ આક્ષેપ કરવામાં આવે છે કે મુસ્લિમ પર્સનલ લોમાં સ્ત્રીઓને ન્યાય નથી મળતો, તેમના હક્કોનું શોષણ થાય છે.** આ આક્ષેપો તે લોકો તરફથી છે, જેમણે વાસ્તવિક રીતે ઈસ્લામનો અભ્યાસ જ કર્યો નથી અથવા તે ધર્મનિરપેક્ષતાના દાવા હેઠળ કોમી પરિબળોના હાથા બન્યા છે.

મિસ્ટર **N. L. Coulson** લખે છે કે, સ્ત્રીઓ વિશે કુર્આની કાનૂન શ્રેષ્ઠતાનું અગ્રિમ સ્થાન ધરાવે છે. નિકાહ અને તલાકના કાયદાઓનો સામાન્ય હેતુ જ સ્ત્રીઓના હક્કોનું રક્ષણ કરવું છે.

*(A History of Islamic Law, Edinburg 1971, P.14)*

ફ્રાન્સીસી વૈજ્ઞાનિક લિબોન લખે છે કે, ઈસ્લામ પ્રથમ ધર્મ છે, જેણે સ્ત્રીઓના હક્કો સુરક્ષિણ અને કૌટુંબિક સબંધો પ્રબળ બનાવ્યા.

શ્રી ટોલ્સટોય લખે છે કે, માનવજગતના માર્ગદર્શન માટે કુર્આન શરીફ સર્વશ્રેષ્ઠ માર્ગદર્શક છે. જે સભ્યતા, સમાજવ્યવસ્થા અને નૈતિક સુધારાનું શિક્ષણ છે. દુનિયામાં માત્ર આ કિતાબ જ હોત, તેના સિવાય કોઈ માર્ગદર્શક ન આવત તો પણ તે વિશ્વના માર્ગદર્શન માટે પૂરતું હતું.

દિલ્હી હાઈકોર્ટના રીટાયર્ડ ચીફ જસ્ટીસ મી. રાજેન્દ્ર સચર સ્વીકારે છે કે, ઐતિહાસિક રીતે ઈસ્લામ સ્ત્રીઓને મિલ્કતમાંથી હક્કો અપાવવામાં સૌથી વધુ પ્રગતિશીલ છે. આ હકીકત છે કે, ૧૯૫૬માં હિન્દુ કોડબીલ બનવા પહેલા હિન્દુ સ્ત્રીને મિલ્કતમાં કોઈ હક ન હતો, જ્યારે ઈસ્લામે મુસ્લિમ સ્ત્રીઓને આ હક ચૌદસો વર્ષ પૂર્વે આપ્યો હતો.

શ્રી જે. એમ. રોબર્ટ્સ લખે છે કે, ઈસ્લામ એકમાત્ર એવો ધર્મ છે, જેણે ઈતિહાસમાં પહેલી વખતે કાનૂની રીતે સ્ત્રીઓના વારસાઈ હક્કો નક્કી કર્યા.

સ્ત્રીનો દરજ્જો ઈસ્લામમાં તેટલો જ ઊંચો છે, જેટલો પુરૂષનો. બલ્કે પુરૂષથી પણ વધુ ઉચ્ચ સ્થાને સ્ત્રીને બિરાજમાન કરેલ છે. દુન્યવી હક્કો અને આખિરતના ઈન્આમોમાં પણ બન્નેવ વચ્ચે કોઈ ફર્ક અને ભેદ રાખવામાં આવ્યો નથી. પરંતુ ઈસ્લામિક દ્રષ્ટિએ પુરૂષ પુરૂષ છે, અને સ્ત્રી સ્ત્રી છે. જીવન વ્યવસ્થા ચલાવવામાં બન્નેવ બરાબરના ભાગીદાર છે. પરંતુ ફિતરી (પ્રાકૃતિક)ફર્કનો ખ્યાલ રાખીને ઈસ્લામે બન્નેવનું કાર્યક્ષેત્ર અલગ અલગ રાખ્યું છે. સ્ત્રીઓ વિશે આજ દ્રષ્ટિકોણ સઘળા આકાશી પુસ્તકોમાં રહ્યો છે.

વર્તમાનયુગમાં નારી સ્વતંત્રતાની ચળવળે **(Women's liberaration movement)** આ દ્રષ્ટિકોણ રજુ કર્યો કે શિક્ષણ, ધંધા રોજગાર અને રાજકરણ બધામાં સ્ત્રીઓને તે જ દરજ્જો મળવો જોઈએ, જે પુરૂષોને પ્રાપ્ત છે. સૌપ્રથમ ૧૭૯૨માં **Mary wollstonecraft** નામની બ્રિટિશ

મહિલાએ આ પ્રમાણેનો દ્રષ્ટિકોણ પોતાના પુસ્તક (A vindication of the Rights of women)માં રજૂ કર્યો. ત્યાર બાદ ઘણા જોરશોરથી નારી સ્વતંત્રતાનો મુદ્દો ઉછાળવામાં આવ્યો. અને તે માટે બધા જ દેશોમાં કાયદાઓ ઘડવામાં આવ્યા. અને દરેક ક્ષેત્રમાં પુરૂષોની જેમ સ્ત્રીઓનો પણ સમાવેશ કરવામાં આવ્યો. પરંતુ બસો વર્ષની લગાતાર કોશીષોનું કાંઈ પરિણામ આવ્યું નહીં. અમલી સ્વરૂપે આજે પણ યુરોપ તથા અમેરિકામાં સ્ત્રીઓ પુરૂષોની સમકક્ષતાનો દરજ્જો પ્રાપ્ત કરી શકી નથી.

વિજ્ઞાન નોબલ પ્રાઈઝના કુલ ૨૭૮ વિજેતાઓમાં ૨૭૨ પુરૂષોની તુલનામાં ફકત છ સ્ત્રીઓ જ વિજેતા છે. નેશનલ એકેડમી ઓફ સાયન્સના ૮૦૦ પસંદગી પામેલ સભ્યોમાં સ્ત્રીઓની સંખ્યા ફકત નવ છે. અમેરિકાના પાંત્રીસ હજાર વૈજ્ઞાનિકોમાં સ્ત્રી વૈજ્ઞાનિકોની સંખ્યા ફકત દસ ટકા છે.

આજે પણ બધા જ ક્ષેત્રોમાં સ્ત્રી એ જ પ્રમાણે પાછળ છે, જેમ નારી સ્વતંત્રતાની ચળવળ પહેલાં હતી. આ ચળવળની લગાતાર સંપૂર્ણ નિષ્ફળતાએ યુરોપના લોકોને પરેશાન કરી દીધા. સમગ્ર વિશ્વમાં વૈજ્ઞાનિક દ્રષ્ટિકોણથી અભ્યાસ કરવામાં આવ્યો. છેવટે આ વાત સાબિત થઈ કે, સ્ત્રી અને પુરૂષ દરમ્યાન પયદાઈશી (જન્મજાત) ફર્ક છે. અને તેના કારણે જ સ્ત્રીઓને બધા ક્ષેત્રોમાં  પુરૂષોના સમકક્ષ દરજ્જો ન મળી શકયો. વિજ્ઞાનના બધા જ ક્ષેત્રોના લગાતાર સંશોધનોના પરિણામો પ્રમાણે પુરૂષ તાકતવર જાતિ (Dominant sex) છે. *(ટાઈમ મેગેઝીન : ૨૦ માર્ચ ૧૯૭૨)*

એ જ પ્રમાણે રીડર ડાઈજેસ્ટના સંશોધન પ્રમાણે સ્ત્રી-પુરૂષના મગજ (Brain)માં ઘણો જ મહત્વનો ફર્ક માલુમ પડે છે. અને તેનું કારણ હોર્મોન્સનો ફર્ક છે. એક યુરોપિયન વૈજ્ઞાનિકે આ તારણ કાઢયું કે, સ્ત્રી પુરૂષના અવયવોનો આટલો બારીક ફર્ક સામાજિક જીવનમાં સ્ત્રી પુરૂષના અલગ અલગ કામોની વહેંચણી કરી આપે છે. *(રીડર ડાયજેસ્ટ, ઓકટોબર ૧૯૮૧)*

મેલ હોર્મોન્સ અને ફીમેલ હોર્મોન્સનો ફર્ક સ્ત્રી પુરૂષમાં એમના જૈનિક કોડને લઈને છે, જે જન્મ પહેલાથી જ બન્નેવમાં મૌજુદ હોય છે. એનું

કારણ સામાજિક નથી, બલ્કે જન્મજાત છે.
*(ટાઈમ મેગેઝીન ૨૦ માર્ચ, ૧૯૭૨, ઈન્સાકલોપીડિયા બ્રિટાનિકા : ૧૯૮૪,૧૯/૯૦૭)*

જાન્યુઆરી ૨૦૦૫માં એક ચર્ચા દરમિયાન દુનિયાની સર્વશ્રેષ્ઠ યુનિવર્સિટી હાર્વડના પ્રમુખ લેરી સુમ્મર્સે (Larry summerse) એક પ્રશ્નના ઉત્તરમાં કહ્યુ કે, જીવવિજ્ઞાન અને સમાજશાસ્ત્રની તુલનામાં, ગણિત તથા એન્જીનયરિંગ જેવા વિષયોમાં સ્ત્રીઓની ઓછી સંખ્યાનું કારણ જૈવિક (કહો કે શારીરિક) ભિન્નતા હોય શકે છે. આ પ્રમાણે કહેતા તેમણે વિશ્વના વિવિધ વિક્સિત રાષ્ટ્રોમાં આ બાબતે થયેલા સંશોધનોના હવાલા પણ આપ્યા. અમેરિકાના આંકડાઓ દર્શાવે છે કે, અમેરિકી સ્કૂલોમાં સ્ત્રી શિક્ષકોની સંખ્યા ૩૫% છે. પરંતુ ગણિત, વિજ્ઞાનની ફેકલ્ટીમાં આ સંખ્યા ૨૦% જેટલી રહી જવા પામે છે. *(ટાઈમ્સ ઓફ ઈન્ડીયા, ૨૮/૦૧/૦૫)*

એક સંશોધન મુજબ પુરૂષોનું મગજ સ્ત્રીઓની તુલનામાં ચાર ગણું ઝડપી ચાલે છે. સંશોધન મુજબ પુરૂષોના મગજના કોષોમાં (Cells) સંદેશવહનની ઝડપ સ્ત્રીઓ કરતા ચાર ગણી વધારે હોય છે.

કોઈ વસ્તુને જોયા પછી આંખથી મગજ સુધી જે માહિતી પહોંચે છે, તેમાં જે સમય લાગે છે તે પુરૂષોમાં ઓછો અને સ્ત્રીઓમાં વધારે હોય છે.
*(સન્ડે ટાઈમ્સ ૭/૨/૦૫)*

ઉપરોક્ત બધા જ વૈજ્ઞાનિક તારણો દર્શાવે છે કે, સ્ત્રી-પુરૂષની શારીરિક બાંધણી, માનસિક આવેગો, હોર્મોન્સની વ્યવસ્થા તથા તેના કાર્યો વગેરે અત્યંત ભિન્ન છે. આ કેવી રીતે શકય છે કે, એક જ પ્રકારના કાર્ય માટે આટલા ભિન્ન સર્જનો સર્જવામાં આવે ? જો સ્ત્રી અને પુરૂષ બન્ને એક જેવા કાર્યો કરી શકે છે, અથવા એક પ્રકારની જીમ્મેદારીઓ નિભાવી શકે છે તો, બન્ને વચ્ચે આટલો સ્પષ્ટ શારીરિક તથા માનસિક ભેદ શા માટે ?

**ફસાદકા હે ફિરંગી મુઆશરતમેં ઝુહૂર કે**
**મર્દ સાદા હે બિચારા ઝન શનાસ નહીં**

ઈસ્લામે સ્ત્રી હક્કોનું કેટલું રક્ષણ કર્યુ છે તે જણાવતા શ્રીમતી એની

બિસન્ટ (Mrs. Annie Besant) લખે છે કે, આપણે યાદ રાખવું જોઈએ કે સ્ત્રીઓ વિશે ઈસ્લામી કાનૂન હમણાં સુધી ઈંગ્લેન્ડમાં અપનાવાઈ રહ્યા હતા. જગતમાં અસ્તિત્વમાં આવેલ સઘળા કાનૂનોમાં તે ન્યાયી છે. મિલ્કત, વારસાઈના હક્ક અને તલાક બાબતે યુરોપથી ઘણા જ સારા અને વિશિષ્ટતા ધરાવનાર કાયદાઓ છે. તે સ્ત્રીઓના હક્કોનું સંપૂર્ણ રક્ષણ કરનાર હતા. બહુપત્નીત્વના શબ્દોએ લોકોને ઈસ્લામથી ગેરમાર્ગે દોર્યા. પરંતુ તેમની નજર યુરોપમાં થતાં સ્ત્રી અપમાન તરફ નથી જતી, જેને કહેવાતા સ્ત્રી રક્ષકોએ સડકો ઉપર ફક્ત એટલા માટે તરછોડી મૂકી કે તેમનાથી એમનું દિલ ભરાઈ ગયું છે અને પછી તેમની કોઈ મદદ કરતું નથી.

*(The Life & Teachings of Mohammad, P.3)*

પયગમ્બરે ઈસ્લામ (સલ.)એ નિઃશંક સ્ત્રીનો દરજ્જો એનાથી ઘણો જ ઊંચો કર્યો જે તેને અરબોમાં પ્રાપ્ત હતો. ખાસ કરીને પતિના મરણ બાદ તેને વારસાઈ માલ તરીકે નહિં બલ્કે તેની વારસાઈ પ્રાપ્ત કરવાની હકદાર બનાવી અને આઝાદ વ્યક્તિની જેમ તેને હક્કો મળ્યા.

*(Encyclopedia of religion Ethics, Vol. V.P. 271, Newyork 1912)*

હિંદુ કોડ બિલ (૧૯૫૫)માં ભલે એક હિંદુ માટે માત્ર એક લગ્નની જ છૂટ આપવામાં આવી છે, પરંતુ **૧૯૬૧ની વસ્તી ગણત્રીના સર્વેક્ષણ મુજબ એકથી વધુ સ્ત્રીઓ રાખવાનો અંદાજો બોદ્ધોમાં ૧૫.૨૫ ટકા, જૈનોમાં ૭.૯૭ ટકા, હિંદુઓમાં ૬.૭૨ ટકા, જ્યારે મુસ્લિમોમાં ફક્ત ૫.૮ ટકા એટલે કે બધાથી જ ઓછો હતો.**

**૧૯૮૧ના સર્વેક્ષણ મુજબ પણ મુસ્લિમોમાં બહુપત્નીત્વનો અંદાજ ૪.૩ અને હિંદુઓમાં ૫.૬ ટકા હતો. ઈ.સ.૨૦૧૧માં પણ બહુ-પત્નીત્વનો રિવાજ મુસ્લિમોમાં ઓછો જ છે.**

હિંદુ કોડ બિલ અને સેકયુલર કાનૂનોમાં પણ સ્ત્રીઓના હક્કો પ્રત્યે ન્યાયિક વલણ દાખવવામાં આવ્યુ નથી. જમીનદારી એકટમાં પુત્રની હયાતીમાં માતા, બેવા પત્ની અને છોકરીનો હક્ક છીનવી લેવામાં આવ્યો છે. એ જ પ્રમાણે હિંદુ વારસાઈ એકટમાં બહેનને હિસ્સો મેળવવાની શર્તો

ઘણી જ કઠિન છે, તથા પતિ-પત્નીમાં છૂટા છેડા અને વારસાઈના કાનૂનમાં સ્ત્રીઓના હક્કો છીનવી લેવાયા છે.

ઈસ્લામ પોતાની સમાજરચના તકવા (આત્મનિગ્રહ) દોષરહિત લાઈન ઉપર ઊભી કરવા માંગે છે. જેથી તકવાને નડતરરૂપ સઘળા અવરોધો દૂર કરવા માંગે છે, પરંતુ સાથે માનવ નિર્બળતાઓ અને જરૂરિયાતોને પણ લક્ષ બહાર રાખતો નથી. તે એક પુરુષને પોતાની જાતીય લાગણી સંતોષવા અમુક શરતો, અંકુશો અને મર્યાદાઓ સાથે પત્ની કરવાની છૂટ તો આપે છે, પરંતુ વેશ્યાગૃહમાં જવાની, રખાતો રાખવાની કે વ્યભિચાર કરવાની છૂટ આપતો નથી. જાતીય લાગણીઓને બહેકાવતા ટી.વી. અને ઈન્ટરનેટના પિકચરો, અશ્લીલ દ્રશ્યો, નૃત્યો કે કલબોને પ્રોત્સાહન નથી આપતો, જે મનુષ્યને હવસખોર પ્રાણી બનાવે છે. જેને સમજવા આજના યુરોપ અને અમેરિકાની સ્થિતિ જોઈ લેવી પૂરતી છે. જ્યાં તલાકના ચોંકાવનારા આંકડા પ્રગટ થઈ રહ્યા છે.

પર્સનલ લો કૌટુંબિક ઝઘડાઓ હલ કરવામાં ઘણી મહત્વની ભૂમિકા ભજવે છે. જેમકે "વુમન એકશન ગૃપ" અમદાવાદના એક સર્વે પ્રમાણે અમદાવાદમાં ૧૯૮૯ થી ૧૯૯૩ સુધી હિંદુઓ અને મુસ્લિમોના ૩૫૦૦૦ સિવિલ મુકદ્દમાં અદાલતમાં રજુ થયા. જેમાં મુસ્લિમ પર્સનલ લો પ્રમાણે રજૂ થનાર કેસોની સંખ્યા ફકત ૫૩ હતી.

મૌલાના અબૂલ કલામ આઝાદે (રહ.) ઈન્ડિયન નેશનલ કોંગ્રેસના (રામગઢ, માર્ચ ૧૯૪૦) અધિવેશનમાં પ્રમુખસ્થાનેથી કહ્યું હતું કે, સંયુક્ત અને અતૂટ ભારતના એક નાગરિક હોવાનો મને ગર્વ છે. તેની સાથે ઈસ્લામના કાનૂનથી પણ મને તેટલો પ્રેમ છે. મારૂં કર્તવ્ય છે કે હું તેનું રક્ષણ કરૂં અને હું સહન નથી કરી શકતો કે તેમાં કોઈ હસ્તક્ષેપ કરે. આ શબ્દો છે ભારતીય બંધારણના ઘડવૈયા અને કોંગ્રેસના પ્રાણસમાન નેતાના. એ જ પ્રમાણે વાત ડો. ઝાકીરહુસૈને કાશી વિદ્યાપીઠના શિક્ષણ સમારંભમાં (૧૯૩૫)માં કરી હતી.

"International Confrence on Comparative Law"ની પેરિસ ખાતેની બ્રાંચે યોજેલ કોન્ફરન્સના છેલ્લા દિવસે થયેલ ઠરાવમાં કહયું છે કે, ઈસ્લામી કાયદા કાનૂન વિશે યોજાયેલ આ બેઠક અઠવાડિયા સુધી ચાલેલ વાદવિવાદના અંતે આ નિર્ણય ઉપર પહોંચી છે કે ઈસ્લામી કાનૂન (ઉસૂલો)ના ફાયદાકારક હોવામાં કોઈ સંદેહ નથી. કાનૂનની આ શાખામાં તે બધા જ કાયદા-કાનૂન મૌજુદ છે, જે તેને મોર્ડનયુગની જરૂરિયાત પૂરી કરવાને લાયક બનાવે છે. *(ઈન્ટરનેશનલ કાનૂની સ્પર્ધા રિપોર્ટ, જુલાઈ ૧૯૫૧)*

સમગ્ર ઈસ્લામી કાનૂન પાછળ જે હકીકતો (મુસ્લિમોના મતાનુસાર) મૌજૂદ છે, તે ન જાણવાને કારણે ઘણી બધી ગેરસમજો ઉત્પન્ન થઈ છે. **આધુનિક ભારતનો કટ્ટરવાદી વર્ગ (સેક્યુલર વર્ગ સહિત) આ સમગ્ર મામલાને ભૌતિક (માદ્દી) દષ્ટિકોણથી મૂલવે છે, જ્યારે મુસ્લિમો તેને રૂહાની દષ્ટિબિંદુથી જુએ છે. મુસ્લિમો એમ માને છે કે, સમગ્ર ઇસ્લામી કાનૂનના સાચા ઘડવૈયા** (Legislator) **સ્વયં અલ્લાહ તઆલા છે.** કારણ કે એક માનવી એટલી ક્ષમતા ધરાવતો જ નથી કે તે બીજા માનવી માટે ઈષ્ટ-અનિષ્ટ (સારા-ખરાબ)ની વચ્ચે ભેદરેખા દોરી કાનૂન ઘડી શકે. કાનૂન ઘડવા માટે માનવ અસ્તિત્વ અને જીવનની સર્વ પ્રકારની જાણ હોવી જરૂરી છે. કોઈ માનવી પોતાના ટૂંકા જીવનકાળમાં વિદ્યાની તમામ શાખાઓમાં નિપૂણતા મેળવી નહીં શકવાને કારણે બીજા માનવી માટે કાનૂન ઘડી શકે એમ નથી. જ્યારે એ સિધ્ધ થયું કે માનવી માનવી માટે કાનૂન ઘડી ન શકે, તો તેનાથી આપોઆપ સિધ્ધ થાય છે કે, માનવી ખુદાઈપ્રેરિત કાનૂનમાં મનસ્વીપણે વધારો-ઘટાડો પણ કરી ન શકે.

**મુસ્લિમોના માનસિક વલણને નક્કી કરતી એક બીજી મહત્વપૂર્ણ હકીકત આખિરતના જીવનની હકીકત છે. મુસ્લિમો એમ માને છે કે, આ જીવન પહેલું છે અને છેલ્લું પણ. જન્મ-મરણનો અહીં કોઈ ચકરાવો નથી.** આ એકમાત્ર જીવન પણ અલ્લાહ તઆલાએ મોઝમજા માટે (કે સજા માટે) અર્પણ કર્યું નથી, બલ્કે કસોટી (Test) માટે અર્પણ કર્યું

છે. જે વ્યક્તિ ખુદાઈ પ્રેરિત કાનૂન (જેની છેક છેલ્લી આવૃત્તિ કુર્આન શરીફ છે)ને હૃદયપૂર્વક માનશે, તેને જન્નત (સ્વર્ગ) મળશે અને જે નહીં માને અથવા તેમાં સુધારા-વધારાનો સ્વીકાર કરશે, તેને દોઝખ (નર્ક)નું દુઃખમય જીવન મળશે. આવી સ્થિતિમાં મુસ્લિમો એમ વિચારે છે કે, ઈસ્લામી કાનૂન ઉપર અમલ કરવાથી આ જીવનમાં ભલે થોડી અગવડ પડતી હોય તો ભલે પડે, પરંતુ વધારો-ઘટાડો સ્વીકારીને પોતાનું પારલૌકિક (આખિરતનું) જીવન બગાડવું ન જોઈએ.

અલ્લાહપાકની માન્યતા એક તરફ સદાચાર-દુરાચારની વ્યાખ્યા સ્પષ્ટ કરે છે, તો બીજી બાજુ જન્નત-દોઝખની માન્યતા સદાચારની પ્રેરણા આપે છે અને દુરાચારથી રોકે છે. આજનો આધુનિક કાનૂન હજુ સુધી ઈષ્ટ-અનિષ્ટ (સારા-ખરાબ) વચ્ચે સ્પષ્ટ ભેદરેખા દોરી શક્યો નથી કે કાનૂનભંગ ઉપર કાબૂ મેળવી શક્યો નથી. તેનું કારણ એ જ કે આધુનિક કાનૂન પાસે આવો કોઈ અધિભૌતિક પાયો (Metaphysicalbase) નથી. આધુનિકોએ ઈસ્લામની આ ખૂબી પ્રયોગ ખાતર પણ અપનાવવી જોઈએ.

પ્રત્યેક કાનૂન પાછળ કેટલાક મૂલ્યો હોય છે. સમાન નાગરિકધારાનો જે હોબાળો ઉભો થયો, તેના લીધે **"ઇસ્લામનો પારીવારિક કાનૂન" વિશેષ ધ્યાનપાત્ર, ટીકાપાત્ર બન્યો છે, પરંતુ ઇસ્લામે પોતાના પારીવારિક (કૌટુંબિક) કાનૂન પાછળ જે મૂલ્ય સ્થાપ્યું છે, તેને ન જાણવાને કારણે અનેક ગેરસમજો ઉભી થઈ છે.**

પારીવારિક (કૌટુંબિક) કાનૂન પાછળ ઈસ્લામે જે મૂલ્ય પ્રસ્થાપિત કર્યું છે, તે પુરૂષ પ્રધાનતાનું મૂલ્ય છે. કોઈ પણ જાતના સંકોચ વગર ઈસ્લામે તેનું એ'લાન પણ કર્યું છે. *(૨:૨૨૮)*

પાછલા પચાસ વર્ષોમાં જીવશાસ્ત્ર તથા માનસશાસ્ત્ર ક્ષેત્રે જે અવનવા સંશોધનો થયા છે, તેનાથી એ પુરવાર થઈ ચૂક્યું છે કે, પુરૂષોની પ્રધાનતા એ માનવસર્જિત નહીં, બલ્કે કુદરત સર્જિત છે. એટલે ઈસ્લામે ચૌદસો વર્ષ પૂર્વે સ્ત્રીને જે સ્થાન આપ્યું હતું, તે જ ન્યાયિક હતું.

સ્ત્રી-પુરૂષ સમાનતાની ખોટી વિભાવનાના આધારે જે આધુનિક કાનૂનો ઘડાયા, તેના કારણે પરિવાર વધારે વેરવિખેર બન્યો છે. એવું ઘટનાકીય પુરાવાઓથી સાબિત થાય છે. એટલે થોડાક દિવસો માટે જો આધુનિક સમાજ ઈસ્લામનો પારીવારિક કાનૂન અપનાવે, તો જરૂર તેના ફાયદાઓ માલૂમ પડશે.

## ગુરૂ ગોલવલકરના વિચારો :

આર.એસ.એસ.ના માજી સર સંઘચાલક ગુરૂ ગોલવલકરે ૨૦મી ઓગષ્ટ ૧૯૭૨ના દિવસે દિલ્હીમાં દીનદયાલ રીસર્ચ ઈન્સ્ટીટ્યુટનું ઉદ્‌ઘાટન કર્યું. તે પ્રસંગે પ્રવચન કરતાં તેમણે કહ્યું કે, રાષ્ટ્રીય એકતા માટે સમાન નાગરિક ધારો કોઈ જરૂરી બાબત નથી. તેમનું એ પ્રવચન ‘‘મધરલેન્ડ’’ (૨૧ ઓગષ્ટ ૧૯૭૨)માં છપાયું હતું. તેના પછી સાપ્તાહિક ઓર્ગેનાઈઝર (૨૬ ઓગષ્ટ ૧૯૭૨)માં આ વિષય પર તેમનું એક ઈન્ટરવ્યુ પ્રસિધ્ધ થયું. તેઓએ ઈન્ટરવ્યુમાં જે કાંઈ કહ્યું તેનો સારાંશ આ હતો :

‘‘હું નથી સમજતો કે રાષ્ટ્રપ્રેમ જગવવા માટે આપણને સમાન નાગરિક ધારાની જરૂર છે. આ પ્રકારની ધારાકીય સમાનતાનો રાષ્ટ્રીય એકતા સાથે કોઈ સબંધ નથી. ભારત હંમેશ વિવિધતાનો દેશ રહ્યો છે. તેમ છતાં આપણે લાંબા સમય સુધી એક તાકાતવર અને સંગઠિત પ્રજા બની રહ્યા. એકતા માટે આપણને સંવાદિતા (Harmony)ની જરૂર છે, સામ્યતા (Uniformity)ની નહીં. મારી અનુભૂતિ મુજબ પ્રકૃતિ વધારે પડતી એકવિધતાને પસંદ નથી કરતી. આપણી પાસે જીવનનો લાંબો અનુભવ છે અને આપણો અનુભવ એમ કહે છે કે, વિવિધતા અને એકતા એક સાથે સંભવી શકે છે. વાત બરાબર છે કે, બંધારણમાં એક કલમ ‘સમાન નાગરિક ધારા’ વિશે પણ છે. પરંતુ કોઈ વસ્તુ માત્ર એ કારણે સ્વીકાર્ય નથી બની જતી કે તે કોઈક બંધારણમાં લખાયેલી છે અને વાસ્તવમાં તો આપણું બંધારણ વિદેશી બંધારણોનો ખીચડો (Hotch-Potch) છે. તેને ભારતીય અનુભવોના આધારે ઘડવામાં આવ્યું નથી.’’

એમ કહેવામાં આવે છે કે, મુસ્લિમો સમાન નાગરિક ધારાનો વિરોધ કરે છે. કારણ કે તેઓ પોતાની જુદી ઓળખ સાચવવા માંગે છે. પરંતુ કોઈ પણ વર્ગ કે સંપ્રદાય પોતાની જુદી ઓળખ જાળવવા માંગે છે તેની સામે મને કોઈ વાંધો નથી. જ્યાં સુધી આ ઓળખ રાષ્ટ્રપ્રેમની ભાવનાઓને ઓછી કરનારી ન હોય. મૂળ મુદ્દો એ છે કે, મુસ્લિમો અને હિન્દુઓ વચ્ચે સદ્ભાવના હોવી જોઈએ. મારા મતે મુસ્લિમોને પોતાની જીવનશૈલી મુજબ રહેવાનો પૂરો અધિકાર છે. અલબત્ત, તેઓએ દેશથી અને તેની સંસ્કૃતિથી પ્રેમ કરવો જોઈએ. હિંદુઓ માટે પણ ''સમાનધારો'' ઘડવો નિરર્થક છે. આખરે હજારો વર્ષથી હિંદુઓ આવી ભિન્નતા છતાં હળીમળીને જ રહેતા આવ્યા છે.

કોઈ માણસને આ વાત ફિલસૂફી ભરેલી લાગશે, પરંતુ હું માનું છું કે, સમાનતા પ્રત્યેક કૌમ માટે મૃત્યુઘંટ સમાન છે. પ્રકૃતિ તો વિવિધતા પસંદ કરે છે. મારા મતે દરેક જીવનશૈલીની સુરક્ષા થવી જોઈએ. પરંતુ આ તમામ વિવિધતાઓ રાષ્ટ્રીય એકતા માટે સહાયક નીવડવી જોઈએ.

**સમાનધારો-સેક્યુલર તથા હિન્દુવાદ બન્નેવની વિરોધ છે :**

ભારતમાં પાછલી એક સદીથી બે વિભિન્ન રાજકીય વર્ગો અસ્તિત્વમાં છે અને આજે પણ તેઓ અલગ-અલગ નામો સાથે મૌજૂદ છે. પહેલો વર્ગ એ છે જે ''સેક્યુલર આઈડિયોલોજી''ના આધારે દેશનું નિર્માણ કરવા ચાહે છે, અને બીજો વર્ગ તે છે, જે ''હિન્દુ આઈડિયોલોજી''ના આધારે ભારતીય સમાજનું ઘડતર કરવા માંગે છે. બન્નેની વિચારસરણીઓ એક-બીજાથી તદ્દન જુદી છે, પરંતુ વિચિત્ર વાત છે કે, બન્ને આ મુદ્દા પર સહમત થયા છે કે ભારતમાં સર્વ નાગરિકો માટે સમાનધારો બનાવી નાંખવો જોઈએ.

પરંતુ તટસ્થતાપૂર્વક જો મૂલવવામાં આવે તો સમાન નાગરિક ધારો બન્નેની વિચારસરણી વિરૂદ્ધ છે. જો તેઓ પોતાના દૃષ્ટિબિંદુ પ્રત્યે સંનિષ્ઠ તથા શુદ્ધ છે, તો તેમણે આ પ્રકારની કોઈ પણ વિભાવનાની કદાપિ હિમાયત ન કરવી જોઈએ.

સેક્યુલરિઝમનો અર્થ ધર્મ બાબતે રાજ્યે દખલગીરી નહીં કરવાની નીતિ (Non-Interference) અખત્યાર કરવી થાય છે તેમજ લોકોને પોતાના ધર્મ અને આસ્થાની સ્વતંત્રતા આપીને માત્ર સંયુક્ત લૌકિક બાબતોની વ્યવસ્થા તેમજ આયોજન કરવું. આ જ સેક્યુલરિઝમનું વૈશ્વિક સ્તરે સર્વસ્વીકૃત અર્થઘટન છે અને આ અર્થઘટન મુજબ જ ભારતીય બંધારણની રચના કરવામાં આવી છે.

અમુક લોકો સેક્યુલરિઝમનું અર્થઘટન એવી રીતે કરે છે, જાણે કે તે સ્વયં એક ધર્મ છે અને તમામ પરંપરાગત ધર્મોને નષ્ટ કરીને વ્યક્તિથી લઈ સમષ્ટિ સુધી જીવનના પ્રત્યેક પાસાંને આવરી લેવા માંગે છે. પરંતુ આ અંતિમવાદ છે. આ પ્રકારના અંતિમવાદીઓ દરેક ધર્મ તથા વિચાર-વ્યવસ્થામાં હોય છે. જેમ ખુદ મુસ્લિમોમાં એવા અંતિમવાદીઓ મૌજૂદ છે, જેઓ ઈસ્લામની છણાવટ એવી રીતે કરે છે, જેનાથી ઈસ્લામ ફક્ત રાજકારણ તથા યુદ્ધનો ધર્મ માલૂમ પડે. પરંતુ આ અતિશયોક્તિ તથા હિંસક વિચારસરણી છે. તે ઈસ્લામની સાચી અને સંપૂર્ણ ઓળખ નથી આપતી.

આ એક વાસ્તવિક્તા છે કે, સેક્યુલરિઝમ અને સમાન નાગરિક ધારો એકબીજાના વિરોધાર્થી છે. ભારતનો સેક્યુલર વર્ગ જો સાચા અર્થમાં સેક્યુલર છે, તો તેણે સમાન નાગરિક ધારાની વાત ન કરવી જોઈએ. કારણ કે વ્યક્તિગત સ્તરે ''ધાર્મિક સ્વતંત્રતા'' સેક્યુલરિઝમનો મૂળભૂત સિદ્ધાંત છે.

બીજો વર્ગ તે છે, જે હિન્દુ આઈડિયોલોજીના આધારે ઉભો રહેવા માંગે છે. આ વર્ગે જાણી લેવું જોઈએ કે, જો તેઓ 'હિન્દુ આઈડિયોલોજી'માં આસ્થા ધરાવતા હોય તો એ ખુદ તેમની આસ્થા વિરૂદ્ધ છે કે તેઓ દરેક વર્ગ અને સંપ્રદાયને સમાન નાગરિક ધારા હેઠળ લાવવાનો પ્રયત્ન કરે.

હિન્દુ આઈડિયોલોજીનો બુન્યાદી સિધ્ધાંત ''સર્વધર્મ સમભાવ'' છે. મતલબ કે તમામ ધર્મો સાચા છે. હિંદુઈઝમની મૂળભૂત લાક્ષણિકતા એ છે કે, તે વિવિધતામાં એકતા (Unity in diversity)ને માને છે. તેના મતાનુસાર

સત્યના બાહ્યસ્વરૂપો જુદા જુદા હોય છે, પરંતુ આંતરિક સત્વ સમાન હોય છે. એમ કહી શકાય કે હિંદુઈઝમની શ્રદ્ધા અનેકતામાં એકતા જોવી છે.

સિવિલ કોડ અથવા કોઈ પણ કોડનો સબંધ બાહ્ય બદન સાથે હોય છે, આંતરિક ચેતના સાથે નથી હોતો. આ સ્થિતિમાં આ બાબત હિન્દુ દૃષ્ટિકોણથી વિરૂદ્ધ લેખાશે કે વિભિન્ન વર્ગોના ''પર્સનલ લો''ને ખતમ કરી સર્વ નાગરિકો માટે માત્ર એક ધારો લાગુ કરવાનો પ્રયાસ કરવામાં આવે.

## હિંદુ જ્ઞાતિઓનો રિવાજ :

ખુદ હિંદુઓમાં લગ્ન-વિવાહની કોઈ એક રીત નક્કી નથી. હિંદુઓમાં સેંકડોની સંખ્યામાં વિભિન્ન વર્ગો તથા સંપ્રદાયો છે. દરેક સંપ્રદાય તથા જ્ઞાતિ પોતપોતાના કૌટુંબિક અથવા પ્રાદેશિક રીતરિવાજ મુજબ લગ્ન-વિવાહની વિધિ અદા કરે છે.

આજે પણ લગભગ તમામ હિંદુઓ પોતાના લગ્નો પોતાના ધાર્મિક તથા સાંપ્રદાયિક રિવાજ અનુસાર જ કરે છે. ભલેને સ્પેશ્યલ મેરેજ એક્ટ ૧૯૯૫ના સ્વરૂપે તેઓ માટે એક ''સમાનધારો'' મૌજૂદ છે.

***Almost all Hindus still solemnise their marriages through religious costoms although there is a civil way out through the special Marriages Act of 1954.*** *(The Hindustan Times, May 22, 1995)*

આ કોઈ યોગાનુયોગ (અચાનક) નથી. વાસ્તવિકરૂપે આ જે કાંઈ થઈ રહ્યું છે કે લોકો પોતપોતાની ધાર્મિક પરંપરા મુજબ લગ્નો કરે છે, તે જ બરાબર છે અને આમ જ થવું જોઈએ. લગ્ન-વિવાહનો સબંધ અત્યંત ખાનગી બાબતો સાથે છે. આવી બાબતોમાં દરેક વર્ગ હંમેશ પોતપોતાની કૌટુંબિક અથવા સાંપ્રદાયિક રસમ અને રિવાજ મુજબ જ અમલ કરે છે. આ પ્રકારના મામલાઓમાં તેના સિવાય બીજી કોઈ સ્થિતિ શક્ય નથી.

## દેશની વાસ્તવિક જરૂરત - રાષ્ટ્રીય ચારિત્ર્ય :

**ભારતને એક અખંડ, શાંત અને વિકસિત રાષ્ટ્ર બનાવવા માટે વાસ્તવમાં જેની જરૂર છે, તે "નેશનલ કેરેક્ટર" છે. દેશમાં જે કાંઈ**

**ખૂટે છે અથવા જે ભ્રષ્ટાચાર પ્રવર્તે છે, તે બધાનું મૂળ કારણ માત્ર એક જ છે અને તે એ કે, સ્વતંત્રતા પછી લોકોમાં રાષ્ટ્રીય ચરિત્ર - નેશનલ કેરેક્ટર ઘડી શકાયું નથી.**

રાષ્ટ્રીય ભાવના સ્વાર્થી ભાવનાની વિરોધાર્થી છે. તેનો અર્થ એ છે કે, દેશનો નાગરિક પોતાના હિતને મહત્વ આપવાને બદલે રાષ્ટ્રહિતને મહત્વ આપે. જ્યાં પણ બન્ને હિતો ટકરાતા હોય, તો તે નાગરિક સ્વહિતનું બલિદાન આપી રાષ્ટ્રહિત સાધવા પ્રયત્ન કરે, તેને પ્રાધાન્ય આપે.

ભારતનો શત્રુ દેશ પૈસાની લાલચ આપી તમને ખરીદવા ચાહે તો તમારો દેશપ્રેમ તમને આમ કરવાથી રોકી દે. ટેક્સ નહીં ભરવામાં તમને વ્યક્તિગત લાભો મળી રહ્યા હોય તો પણ તમે ટેક્સ ભરી દો. કારણ કે તેનાથી રાષ્ટ્રને ફાયદો થશે. ભેળસેળયુક્ત વસ્તુ સપ્લાય કરવામાં તમારો નફો વધી રહ્યો હોય પરંતુ તમે આમ ન કરો. કારણ કે આવું કરવાથી રાષ્ટ્રની પ્રગતિ રૂંધાય છે. વ્યક્તિગત ફરિયાદો છતાં તમે રાષ્ટ્રીય સંપત્તિને નુકસાન ન પહોંચાડો તેમજ આર્થિક ચક્રોને રોકવા પ્રયત્ન ન કરો. કારણ કે તેમાં દેશની બરબાદી છે. ચૂંટણીમાં જો તમે હારી જાઓ તો ખેલદિલીપૂર્વક પોતાની હાર કબૂલ કરી લો. કારણ કે હાર સ્વીકાર નહીં કરવાનું પરિણામ એ આવે છે કે, દેશની રાજકીય વ્યવસ્થા બગડી જાય છે.

જો તમે મહત્વપૂર્ણ હોદ્દો ધરાવતા હો તો પોતાના આર્થિક ફાયદા ખાતર કૌભાંડોમાં ન સંડોવાવો. કારણ કે આમ કરવાથી રાષ્ટ્રનું આર્થિક માળખું છિન્નભિન્ન થઈ જાય છે. જો તમને એક વખત સત્તા મળી જાય તો એવું ન ઈચ્છો કે "હું જ કાયમ રાજસિંહાસન પર બિરાજમાન રહું." કારણ કે આ પ્રકારની સ્વાર્થી વૃત્તિ લોકશાહી તંત્રને તબાહીની ચરમસીમા પર લઈ જાય છે. જો તમે નેતા છો તો પોતાના રાજકીય રોટલા શેકવા ખાતર એક વર્ગના માનસમાં બીજા વર્ગ પ્રત્યે વૈમનસ્ય અને ભયની લાગણી ન જન્માવો. કારણ કે તેનાથી આપની વોટબેંક તો બનશે, પરંતુ દેશની પ્રેમ ભાવનાવાળી બેંકોનું દેવાળું ફૂંકાઈ જશે.

આ જ સાચી દેશભક્તિ છે અને આ જ દેશની પ્રગતિમાં જરૂરી છે. પરંતુ આ વસ્તુ જ આજે આપણા દેશમાં નથી. એવું લાગે છે કે, બધા લોકો ''દેશપ્રેમી''ના બદલે ''સ્વપ્રેમી'' બની ગયા છે. પ્રત્યેક વ્યક્તિ પોતાના હિત ખાતર દેશના હિતને ભૂલી ગઈ છે. આ સ્વાર્થી વૃત્તિએ જ દેશની એ દુર્દશા કરી છે, જેની ફરિયાદ આજે દરેક નાગરિક કરી રહ્યો છે.

દેશભક્તિ સમાન નાગરિક ધારા જેવા બહારના ઉપચારથી ક્યારેય નહીં પ્રગટે, બલ્કે લોકોના માનસને રચનાત્મક વળાંક આપવાથી પ્રગટશે. તેના માટે આપણે તમામ સાધનોનો ઉપયોગ કરી લોકોને ''એજ્યુકેટ'' કરવા પડશે. આપણે લોકોની સમજશક્તિ કેળવવા અને જાગૃતિ લાવવા માટે એક લાંબી અને ચોમુખી ઝુંબેશ ચલાવવી પડશે. નિઃશંક, આ એક અઘરૂં કાર્ય છે, પરંતુ વાસ્તવિક્તા એ જ છે કે, તેના સિવાય બીજો કોઈ વિકલ્પ આપણી પાસે નથી.

## પુરૂષનું વડપણ અને વારસાઈ હકો વિશે સ્પષ્ટતા

મુસ્લિમ પર્સનલ લૉ પર તેના સુધારકો તરફથી અમુક સાચા કે કલ્પી લીધેલા બહેનોના નામે જે આક્ષેપો કરવામાં આવે છે, તે પૈકી ઈસ્લામે અર્પેલી પતિની ઉપરવટતા અને પિતાની મિલ્કતમાં પુત્રી કરતાં પુત્રનો બમણો હક રાખવા બાબત ખૂબ શોર મચાવવામાં આવી રહ્યો છે. અહીં એમના વિશે થોડો ઉલ્લેખ કરવો આવશ્યક જણાય છે.

આ કહેવાતા પ્રગતિશીલ યુગમાં વિચારોની પ્રગતિ સાથે પશ્ચિમી સંસ્કૃતિએ પ્રચારેલો 'સમાનતા'નો સ્વાર્થી સિદ્ધાંત પણ પ્રગતિની પરાકાષ્ટાએ પહોંચી ગયો છે. 'સમાનતા'ના એ ધ્વનિ વાહકોને કોણ પૂછે કે સંસ્થાઓમાં પ્રમુખો અને સભ્યો, કલેક્ટરો અને કર્મચારીઓ, પ્રાધ્યાપકો અને વિદ્યાર્થીઓ, ગુરૂઓ અને શિષ્યો, પિતા અને પુત્રો, શાસકો અને પ્રજાજનો, માલિકો અને નોકરો, સેનાપતિઓ અને સૈનિકો વચ્ચે કોઈ ઉપરવટ છે કે નહીં ? તમે તેનો ક્યાંય ઉલ્લેખ કેમ કરતા નથી ?

ગૃહ રાજ્યની સંભાળ રાખવા અને વ્યવસ્થા જાળવવાની સાથે સાથે

પતિને માથે ઘણી મહત્વની જવાબદારીઓ નાંખવામાં આવી છે. પુરૂષની બનાવટ અને બાંધાઓની મઝબૂતીને અનુલક્ષીને બાલ-બચ્ચાં તથા ઘરની સઘળી વ્યવસ્થાની કપરી જવાબદારી પતિને જ માથે હોય છે. કારણ કે ખાવા-પીવા, કપડાં, રહેવાનું મકાન ઉપરાંત જીવન જરૂરિયાતના તમામે તમામ ખર્ચની જવાબદારી પતિને જ માથે છે. એ જવાબદારીને શ્રેષ્ઠ રીતે બજાવી લાવવી પતિની ફરજ છે. એ જ મહત્વની જવાબદારીને કારણે પતિને પત્ની પર શ્રેષ્ઠતા અર્પવામાં આવી છે. સારાંશ કે પુરૂષો પત્નીઓને મિહ્ર આપવા ઉપરાંત પૂરા ઘરનો ખોરાક, પોશાક વગેરે જરૂરિયાત પર પોતાનો જ માલ ખર્ચ કરે છે, જ્યારે પત્ની એ તમામ ક્ષેત્રે પતિ સારી રીતે માલી જવાબદારી અદા કરે તેવી માંગણી કરી શકે છે. જ્યારે ઔરત પોતાના અવયવોની બનાવટ અને એ જવાબદારીઓના ભાન તથા વાણી અને વર્તન તથા વીરતા અને શૌર્ય તથા યુક્તિ-પ્રયુક્તિ વગેરેમાં પુરૂષોથી બહુ જ પાછળ હોય છે. જેથી ઈસ્લામે ગૃહજીવનના નેતૃત્વ માટે પુરૂષને પસંદગી આપી છે. કેમકે નાવડીને એક એવા નાવિકની અત્યંત જરૂરત હોય છે કે, જે પ્રતિકુળ અને અનુકૂળ હવાઓને લક્ષમાં રાખીને યુક્તિ-પ્રયુક્તિ, હિંમત તથા વિરતાપૂર્વક પ્રતિકૂળ હવામાનનો મુકાબલો કરતા કરતા નાવને ઈચ્છિત મંઝિલે પહોંચાડી શકે.

ઈસ્લામ જ્યારે એમ કહે છે કે, સ્ત્રી-પુરૂષમાં સંપૂર્ણ સમાનતા નથી, તો એનો ભાવાર્થ સ્ત્રીનો તિરસ્કાર કે પ્રતિષ્ઠાભંગ નથી. પરંતુ હેતુ માત્ર આ હોય છે કે, ઔરત પોતાની સ્વાભાવિક અને શારીરિક બનાવટની દૃષ્ટિએ પુરૂષથી વિભિન્ન છે. તેણી તો મામતાના તકાઝાઓ તથા તેની વિશાળ માર્મિકતાઓને માટે પેદા થઈ છે. જો કે તેણીનું કાર્યક્ષેત્ર વિશાળ છે, છતાં પણ જો માત્ર ઘરના અંદરનું કાર્યક્ષેત્ર માની લેવામાં આવે તો પણ તે વર્તુળ મર્યાદિત નથી. ઘર એક અલગ દુન્યા છે, જેનું શાસન ઔરતના હાથમાં છે. ગૃહમાં તેની સંમતિની સખત જરૂરત છે. અહીંયાં તે નવી નસલો (પેઢીઓ)ની સફળ ટ્રેનિંગ કરી શકે છે અને તેમને વિશ્વ બિરાદરીનો જવાબદાર નાગરિક બનાવી શકે છે.

ઈસ્લામે એટલા જ માટે 'મામતા' (મમતા, મમત્વ, સ્નેહ વાત્સલ્ય)ને સ્ત્રીની વાસ્તવિક ભાવુકતા ઠરાવી અને તેની ઈઝઝત કરી, તેના રક્ષણની વ્યવસ્થા કરી તેના સ્ત્રીત્વનું રક્ષણ કર્યું, તેના સ્વમાનની સંભાળ રાખી, તેના સ્ત્રીત્વને મરવા દીધું નહીં, તેની વાસ્તવિક પ્રકૃતિને જાગૃત રાખી. પુરૂષ અને સ્ત્રીની ફરજોની મર્યાદાઓ નક્કી કરીને તેમના જીવનને પરસ્પરના વિરોધાભાસ તથા ટકરાવથી બચાવ્યા. બંનેને માટે એવા સમાંતર માર્ગો સ્થાપિત કર્યા, જેમના ઉપર તેઓ સાથે સાથે ચાલીને મંઝિલ સુધી જઈ પહોંચે.

પશ્ચિમી સંસ્કૃતિએ જે ઈસ્લામી મૂલ્યોને નુકસાન પહોંચાડ્યું, તેમાં સૌથી મોટું નુકસાન જાતિય સબંધો અને દાંપત્ય-નિયુક્તિઓનું થયું. પશ્ચિમના પ્રભાવ હેઠળ ઔરતનું સ્ત્રીત્વ અને તેનું વ્યક્તિત્વ ખતમ થઈ રહ્યું છે. સ્ત્રીની જગ્યાએ પુરૂષ જેવી એક ત્રીજી જાતિ જન્મ લઈ રહી છે. ત્યાં 'મામતા' મરી રહી છે. માંનો પ્રેમ અને તેની પ્રતિષ્ઠા અંતિમ શ્વાસ લઈ રહી છે. સારાંશ કે ઈસ્લામે પુરૂષને સ્ત્રી પર વડપણ આપવાનું ફરમાવ્યું છે. તેનો ભાવાર્થ હુકૂમત અથવા હુકૂમત જેવું વડપણ કદી પણ નથી. સરમુખત્યારી, અત્યાચાર કે આધિપત્ય સાથે એનો કશો જ સબંધ નથી. એનો ભાવાર્થ માત્ર એના શાબ્દિક અને પારિભાષિક અર્થોમાં આ છે કે, પુરૂષ ઔરતોના મામલાઓ અથવા બીજા શબ્દોમાં ઝિંદગીના મામલાનો નિયંત્રક, સંરક્ષક, સલાહકાર અને સરપરસ્ત છે. ઝિંદગીના સામાન્ય પ્રશ્નોમાં તેની હેસિયત એક શુભેચ્છક, સલાહકાર, એક હમદર્દ, વ્યવસ્થાપક અને એક મુરબ્બી માર્ગદર્શક, એક મોટાભાઈ અને કુટુંબના એક વડીલ અને રક્ષક વ્યક્તિ તરીકેની છે. કારણ કે ઘરેલુ કાર્યોમાં હુકૂમત અને સલ્તનતના અધિકારો ચાલી શકતા જ નથી. બાદશાહ પણ ઘરેલુ પ્રશ્નોમાં પોતાની પત્નીથી મશ્વેરો (સલાહ) લઈને તેના અભિપ્રાય પ્રમાણે અમલ કરે છે. અલબત્ત, પુરૂષના અધિકારો વિશેષ હોવા જોઈએ. જો બરાબર હોય તો પછી એક રાજ્યના બે શાસકો જેવી પરિસ્થિતિ સર્જાય અને લોકો તેના પરિણામોનો તમાશો જુએ.

સારાંશ કે, ઈસ્લામે પુરૂષને શ્રેષ્ઠતા અર્પી છે. તેની મિઠાશ સાથે જ જવાબદારીભર્યા ખર્ચની કડવાશ પણ તેને મળી છે. એ શ્રેષ્ઠતા નથી પણ ખિદમત છે. જે પોતાના અંદર રાહત નહીં પણ દુઃખ, શ્રમ, રોઝીની ચિંતાની ઉલ્ઝનો રાખે છે, જે પુરૂષને રાત-દિવસની ઘરેલુ જરૂરિયાતો અને હાજતોની અતૂટ શોધ તથા ચિંતાઓમાં પરોવાયેલો રાખે છે. અને એ બધું પુરૂષ એટલા માટે કરે છે કે, ઘરવાળાઓનું ઘરેલુ જીવન ખુશગવાર (આનંદમય અને આરામદાયક) બની રહે અને બધા નચિંત રહીને પોતાના ઘરેલુ હકોને અદા કરવામાં તેના નેતૃત્વને આધિન પ્રવૃત્ત રહે.

યાદ રહે ! આ પ્રશ્ન પર સ્ત્રીઓની નિર્બળતા વર્ણવવાનો હેતુ આ કદી પણ નથી કે, તેણીઓમાં કંઈ ખૂબીઓ નથી. એ કોમળ જાતિમાં અમુક નિર્બળતાઓ હશે, પણ તેનાથી વિશેષ ખૂબીઓ પણ છે. આ વાત સાચી કે એ કોમળ જાતિ જલ્દી નારાઝ થઈ જાય છે, પણ એ ખામી તો એના નારીત્વનું સૌંદર્ય છે. કેમકે એ સાધારણ વાત પર જેટલી ત્વરાથી નારાજ થાય છે, તેટલી જ જલ્દી તે નજીવી કૃપાદૃષ્ટિથી રાઝી પણ થઈ જાય છે. એ તો જાણે એમ જ લખી દીધું, પરંતુ ઘરેલુ જીવનમાં એમની જફાકશી (શ્રમ), મહેનત, સહનશીલતા, બાળકોની પરવરિશ અને સંભાળની તકલીફ, ઘરની આબરૂનું રક્ષણ, પતિ અને બાળકોની રાહતને માટે તકલીફો સહન કરવી, ઘરની રાત-દિવસની ઉલ્ઝનોને સહન કરવી અને ઘરના વાતાવરણને ખુશગવાર રાખવું (અને પોતાની ઈચ્છાઓને પતિ તથા બચ્ચાંઓની ઈચ્છાના મુકાબલામાં બીજું સ્થાન આપવું), બીજાઓને ખવડાવીને ખાવું, પતિ વિરૂદ્ધના કોઈ આક્ષેપને સહન નહીં કરવો અને તેના માટે પ્રાણની બાઝી લગાવી દેવી અને પૂરી મુહબ્બત તથા વફાદારીથી પતિની સેવા કરવી, વગેરે વગેરે એવી ખૂબીઓ છે કે, જે પતિને આ વાત પર પ્રેરે છે કે, તેણીની સાધારણ ભૂલોને સહર્ષ સહન કરી લેવામાં આવે. એટલું જ નહીં, પણ હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમે તેણીઓ સાથે અખ્લાક (સદાચાર)થી કામ લેવાને તથા મુહબ્બત અને મહેરબાનીનું વર્તન કરવાને સંપૂર્ણ ઈમાનની નિશાની બતાવી છે.

નીચે સ્ત્રીઓની બાબતમાં ઈસ્લામના વલણને સ્પષ્ટ કરવાનો પ્રયાસ કરવામાં આવ્યો છે.

૧. માનવવંશના પ્રજનનમાં ઈસ્લામ ઔરતને મર્દની સંપૂર્ણ અને સમાન સાથી ગણે છે. એક બાપ છે તો એક માં છે. અને જીવનને માટે તે બંને અનિવાર્ય છે. તેનો રોબ તેના કાર્ય કરતાં સહેજ પણ ઉતરતી કિંમતનો કે ઓછો આવશ્યક નથી. આ ભાગીદારીના કારણે તેનો દરેક બાબતમાં સરખો હિસ્સો છે. તેને સમાન હક્કોનો અધિકાર છે. તે સમાન જવાબદારીઓ ઉપાડે છે અને જેટલા ગુણો અને જેટલી માનવતા તેના જીવનસાથીમાં છે, તેટલા જ તેના અંદર પણ છે. માનવીની વંશવૃદ્ધિમાં આ સમાનતા અંગે કુર્આને કરીમમાં અલ્લાહપાક ફરમાવે છે કે, "હે ઈન્સાનો ! સાચે જ અમે તમોને નર અને નારીની એક જોડમાંથી સર્જયા છે અને તમારી જાતિઓ અને કબીલાઓ બનાવ્યા છે કે, જેથી તમો એકબીજાને ઓળખો."

૨. વ્યક્તિગત તથા સામૂહિક જવાબદારીઓ ઉપાડવામાં અને પોતાના કૃત્યોના ફળ મેળવવામાં તે મર્દ સમાન છે. માનવ સદ્ગુણો અને રૂહાની અરમાનો ધરાવવાની લાયકાતવાળા તેના સ્વતંત્ર અસ્તિત્વને માન્ય રખાયું છે. તેની ઈન્સાની ફિતરત મર્દની માનવ પ્રકૃતિથી ન તો ઉતરતી છે કે ન તેનાથી વિપરિત છે. બન્નેવ એકબીજાના અંગો છે.

ખુદાપાકનું ફરમાન છે : "અને તેઓના પરવરદિગારે તેઓની યાચના સાંભળી લીધી છે તથા તેમના પ્રત્યુત્તરમાં ફરમાવ્યું છે કે, હું તમારામાંથી કોઈના પણ અમલને નિરર્થક નહીં જવા દઉં. પછી ભલે તે નર હોય કે નારી. તમો એકબીજાના અવયવો છો."

૩. શિક્ષણ અને જ્ઞાનપ્રાપ્તિની બાબતમાં તે મર્દની સમાન છે. ઈસ્લામ જ્યારે મુસ્લિમોને ઈલ્મ હાસિલ કરવાની ફરજ પાડે છે, ત્યારે તે મર્દ અને ઔરતની વચ્ચે તફાવત નથી કરતો. ચૌદ સદીઓ પૂર્વે હઝરત મુહમ્મદ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમે ફરમાવ્યું હતું કે, જ્ઞાનપ્રાપ્તિ એ પ્રત્યેક મુસ્લિમ મર્દ અને ઔરતની ફરજ છે. આ જાહેરાત સાવ સુસ્પષ્ટ હતી અને એના પર મુસ્લિમોએ આખા ઈતિહાસકાળ દરમ્યાન અમલ કર્યો હતો.

૪. પોતાના વિચારો વ્યક્ત કરવાની જેટલી આઝાદી મર્દને છે, તેટલી જ ઔરતને પણ છે. તેના મજબૂત મંતવ્યને ધ્યાનમાં લેવામાં આવે છે અને તેમની અવગણના માત્ર એ આધાર પર નથી કરી શકાતી કે તે નારીજાતિ તરફથી વ્યક્ત થયા છે. કુર્આન શરીફ અને ઈતિહાસમાં એ હકીકતનું વર્ણન મૌજૂદ છે કે, ઔરતે ન ફક્ત પોતાનો મત છૂટથી વ્યક્ત કર્યો છે, બલ્કે ગંભીર બાબતોમાં સ્વયં પયગમ્બર સાહેબ ઉપરાંત અન્ય મુસ્લિમ લીડરો સાથે ચર્ચા પણ કરી છે. તદુપરાંત એવા પ્રસંગો સુદ્ધાં આવી ચૂક્યા છે કે, જ્યારે મુસ્લિમ મહિલાઓએ જનહિતની બંધારણીય બાબતોમાં પોતાના વિચારો વ્યક્ત કર્યા છે અને સ્વયં ખલીફાઓ સાથે પોતાની અસંમતિ દર્શાવી છે અને ખલીફાઓએ તે નારીઓના સદ્ધર મતોને માન્ય રાખ્યા છે. આવો એક સુસ્પષ્ટ અને ઉદાહરણીય બનાવ હઝરત ઉમર ઈબ્નુલ ખત્તાબ (રદી.)ના ખિલાફતકાળમાં બન્યો હતો.

૫. ઈતિહાસનો રેકોર્ડ સૂચવે છે કે, ઔરતોએ અગાઉના મુસ્લિમો સાથે જાહેર જીવનમાં અને ખાસ કરીને તાકીદની પરિસ્થિતિઓમાં ભાગ લીધો હતો. યુદ્ધમાં લાગેલા મુસ્લિમ સૈનિકોની સાથે ઘાયલોની સારવાર કરવા, પુરવઠો તૈયાર કરવા અને એવી બીજી સહાયતા કરવા માટે ઔરતો જતી હતી. તેઓને લોખંડી સળિયાઓ પાછળ બંધ કરવામાં કે આત્મ-વિહોણા નિરૂપયોગી જાનવરોની જેમ ગણવામાં આવતી ન હતી.

૬. ઈસ્લામ ઔરતને કોન્ટ્રાક્ટની બાબતમાં, સાહસોના બારામાં, પૈસા કમાવાના વિષયમાં તેમજ માલ-મિલ્કતનો કબ્જો ધરાવવામાં સમાન અને સ્વતંત્ર હક્કો આપે છે. તેની ઝિંદગી, તેની સંપત્તિ તથા તેની ઈઝઝત-આબરૂ પણ તેટલી જ પવિત્ર છે, જેટલી મર્દની હોય છે. ગુનો જો સમાન પ્રકારનો હોય તો તેને જે સજા મળે છે, તે એવા સંજોગોમાં મર્દને જે સજા મળે છે તેનાથી સહેજ પણ વધતી નથી હોતી. બલ્કે અમુક બાબતોમાં તેની કમઝોરીનો ખ્યાલ રાખી સજામાં નરમી રાખવામાં આવી છે. જો તેની સાથે અન્યાય થયો હોય કે તેનું નુકસાન કરવામાં આવ્યું હોય તો તેની ખોટ પણ

તેટલા જ પ્રમાણમાં ભરપાઈ કરી આપવામાં આવે કે જેટલો બદલો મર્દને આપવામાં આવે છે.

૭. ઈસ્લામ મજકૂર હક્કોની માત્ર ગણના કરાવીને જ બેસી નથી રહેતો. એણે એમનું રક્ષણ કરવા માટે અને ઈમાનના અતૂટ અંગો તરીકે એમના પર અમલ કરાવવા માટે તમામ પગલાં લીધા છે. તે એવા લોકોને કદી સાંખી નથી લેતો કે, જેઓ નારીની વિરૂદ્ધ પૂર્વગ્રહ રાખે છે કે પછી મર્દ અને ઔરત વચ્ચે ભેદભાવ વર્તે છે. કુર્આન અવારનવાર તે લોકોને ઠપકો આપે છે કે, જેઓ ઔરતને મર્દથી નીચી ગણતા હતા.

## વારસાઈમાં પુત્રીને પુત્રથી અડધો ભાગ આપવાનું કારણ :

૮. માનવજાતિની જાળવણી માટે નારીને સમાન રીતે અનિવાર્ય ગણીને તેની સ્વતંત્ર ઈન્સાની હસ્તીને માન્ય રાખવા ઉપરાંત ઈસ્લામે તેને વારસામાં પણ હિસ્સો આપ્યો છે. ઈસ્લામ પૂર્વે ન માત્ર તેને એ હિસ્સાથી વંચિત રાખવામાં આવતી હતી, બલ્કે ખુદ તેને પણ એવી એક મિલ્કત સમાન લેખવામાં આવતી હતી કે, જેને વારસો ગણીને મર્દ તેના પર કબ્જો જમાવી લે. ઈસ્લામે તેને હેરવીફેરવી શકાતી મિલ્કત જેવી હાલતમાંથી ઉગારીને એક વારસદારનું સ્થાન આપ્યું. અને એ રીતે નારીમાં રહેલ માનવીય ખૂબીઓને માન્યતા પ્રદાન કરી. તે પત્ની હોય કે માં, બહેન હોય કે બેટી, તે મરનાર સગાની મિલ્કતમાંથી એક હિસ્સો મેળવે છે. જેનું પ્રમાણ મરનાર સાથેના તેના સગપણ પર તથા વારસદારોની સંખ્યા પર આધાર રાખે છે. એ નિશ્ચિત હિસ્સો તેનો જ છે અને કોઈ પણ તેને છીનવી કે વારસામાંથી તેને બાકાત રાખી શકતું નથી. એટલે સુધી કે જો મરનાર પોતે પણ તેને તેનાથી વંચિત રાખવા અને તે હિસ્સો બીજા કોઈ વારસદારને આપી દેવાનું કે અન્ય કોઈ કાર્યમાં આપી દેવાનું વીલ (વસિય્યત) કરવા ઈચ્છતો હોય તો પણ કાયદો તેને એવું કરવા નહીં દે. કોઈ પણ મિલ્કતધારીને પોતાની સંપત્તિના એક તૃતિયાંશથી વધુ હિસ્સાનું વીલ કરવાની છૂટ એ કારણે જ આપવામાં નથી આવી કે તેનાથી તેના નર તથા માદા વારસદારોના વારસાહક

પર માઠી અસર ન થાય. વારસાના કેસમાં સમાનતા અને સરખાપણાંનો પ્રશ્ન પૂરી રીતે લાગુ પડે છે. સિદ્ધાંતમાં મર્દ અને ઔરતને વારસો મેળવ-વાનો સમાન હક છે. પરંતુ તેમને મળતો હિસ્સો પ્રમાણમાં ઓછો-વત્તો હોઈ શકે છે. અમુક દાખલાઓમાં મર્દ બે હિસ્સા મેળવે છે, જ્યારે ઔરત માત્ર એક હિસ્સો પામે છે. આ કંઈ મર્દને ઔરત પર પ્રાધાન્ય કે પ્રાથમિકતા આપવાની નિશાની નથી. જે કારણોસર અમુક ખાસ સંજોગોમાં મર્દને ઔરત કરતાં વધુ આપવામાં આવે છે, તેના કારણોનું વર્ગીકરણ નીચે મુજબ કરી શકાય :

**પહેલું,** મર્દ જ તે વ્યક્તિ છે કે, જે તેની પત્ની, તેના કુટુંબ તથા બીજા હાજતમંદ સગાઓના સંપૂર્ણ ભરણપોષણ માટે પૂરેપૂરો જવાબદાર છે. કાનૂન અનુસાર એની જ ફરજ છે કે, તે તમામ નાણાંકીય જવાબદારીઓ ઉપાડે અને પોતાના આશ્રિતોનું પૂરતું પાલનપોષણ કરે. એ પણ તેની ફરજ છે કે, સમાજહિતના તમામ કામોમાં ફાળો આપે. બધા આર્થિક બોજાઓ તેણે એકલાએ જ ઉપાડવાના હોય છે.

**બીજું,** એની સરખામણીમાં ઔરત પર કોઈ પણ જાતની નાણાં સબંધી જવાબદારીઓ નથી. સિવાય તે બાબતો, જે તેણીના અંગત ખર્ચ અને શોખની મોંઘી વસ્તુઓ માટે હોય. તે આર્થિક રીતે સુરક્ષિત અને કાળજી હેઠળ હોય છે. જો તે પત્ની હોય તો પતિ તેનું પુરૂં કરે છે, જો તે દીકરી હોય તો તેનો બાપ, જો બહેન હોય તો તેનો ભાઈ અને એ જ પ્રમાણે પ્રત્યેક નારીની દેખરેખ સબંધિત મર્દને માથે રહે છે. જો તેના એવા કોઈ જ સગા ન હોય કે જેમના પર તેણી આધાર રાખે અથવા એવું કોઈ જ નથી કે જે તેને વારસામાં કંઈ આપી શકે, તો તેને ભૂખી રહેવા નહીં દેવામાં આવે. એવી બાઈનું ભરણપોષણ આખા સમાજની, રાજ્યની જવાબદારી છે. તેને મદદ આપવામાં આવશે અથવા પોતાની આજીવિકા કમાવવા માટે નોકરી-ધંધો પૂરો પાડવામાં આવશે. અને એ રીતે તે જે કંઈ કમાશે તે તેનું પોતાનું જ રહેશે. પોતાની જાત સિવાય બીજા કોઈના પણ પોષણ માટે તે જવાબદાર

નથી. જો તેની પોઝીશનમાં કોઈ મર્દ હોત તો. તેમ છતાં તેના કુટુંબના અને બનવાજોગ છે કે, અગર તેના કોઈ સગા મદદના મોહતાજ હોય તો તેમના માટે પણ જવાબદાર ઠેરવવામાં આવતે. આમ, અઘરામાં અઘરી હાલતમાં પણ તેની નાણાંકીય જવાબદારી સીમિત રહે છે, જ્યારે મર્દની અસીમ-હંમેશા હોય છે.

**ત્રીજું,** ઔરત જ્યારે મર્દ કરતાં ઓછું પામે છે, ત્યારે વાસ્તવિક રીતે તેને એવી કોઈ વસ્તુથી વંચિત કરવામાં નથી આવતી કે, જેને માટે તેણે કામ કર્યું હોય. વારસામાં મળેલ મિલ્કત તેની કમાણી કે પ્રયત્નોનું ફળ નથી હોતું. એ કંઈક અલગ ઢબે મળતી વધારાની વસ્તુ છે. એ કંઈક એવું છે કે, જેને માટે ન તો મરદે કે ન ઔરતે મહેનત કરી હોય છે. એ એક જાતની સહાયતા છે. અને કોઈ સહાયતા તાકીદની જરૂરિયાતો તથા જવાબદારીઓને લક્ષમાં લઈને અપાય છે. ખાસ કરીને જ્યારે કે તેની વહેંચણી ખુદાના કાનૂનાનુસાર થતી હોય.

હવે, એક તરફ આપણી સામે દરેક જાતની આર્થિક જવાબદારીઓ અને નાણાંકીય બોજાઓ હેઠળ દબાયેલો મર્દ વારસદાર છે. બીજી તરફ આપણી સમક્ષ એક નારી વારસદાર છે કે જેની ઉપર કંઈ જ આર્થિક બોજ નથી અથવા અત્યંત ઓછી નાણાંકીય જવાબદારી છે. એ બેની વચ્ચે આપણી પાસે અમુક મિલ્કત તથા નાણાંકીય સહાયતા છે કે, જેને વારસાના રૂપમાં વહેંચી આપવાની છે. જો આપણે ઔરતને સદંતર વંચિત રાખીએ તો તેનાથી તેને અન્યાય થશે. કેમકે તે પણ મરનારની સગી છે. જો આપણે તેનો હિસ્સો હર હાલતમાં મર્દના હિસ્સાના જેટલો જ રાખીએ છીએ તો તે મર્દના હકમાં અન્યાયી ઠરશે. કોઈ પણ એક પક્ષને અન્યાય કરવાને બદલે ઈસ્લામ વારસામાંથી મોટો અંશ મર્દને આપે છે, કે જેથી તે પોતાની કૌટુંબિક જરૂરિયાતો તથા સામાજિક જવાબદારીઓ પૂરી કરી શકે. એ જ વેળાએ ઈસ્લામે નારીને સાવ વિસારી નથી દીધી, બલ્કે તેને પણ એક હિસ્સો આપ્યો છે. જેથી તેની અંગત જરૂરિયાતો સંતુષ્ટ થઈ શકે. હકીકતમાં આ બાબતમાં ઈસ્લામ મર્દ કરતાં ઔરતથી વધુ હમદર્દી દાખવે છે.

## સાક્ષીમાં એક પુરૂષ સાથે બે સ્ત્રીઓની ગવાહી :

૯. સિવિલ કરારોની સાક્ષી પૂરવાના અમુક પ્રસંગોમાં બે મરદોની અથવા એક મર્દ અને બે ઔરતોની જરૂર રહે છે. અત્રે ફરી આ કંઈ એ વાતનું સૂચક નથી કે ઔરત મર્દ કરતાં નીચી છે, બલ્કે આ એક એવી જોગવાઈ છે, જે કરાર કરતા પક્ષોના હકોની જાળવણી માટે રખાઈ છે. કારણ કે સામાન્ય અમલી જીવન ક્ષેત્રમાં ઔરત મર્દના જેટલી અનુભવી નથી હોતી. અનુભવની એ ઉણપ કરારના કોઈ પણ એક પક્ષકારના નુકસાનનું કારણ બની શકે છે. તેથી જ કાનૂન એવો તકાઝો કરે છે કે, એક મર્દની સાથે ઓછામાં ઓછી બે સ્ત્રીઓએ ગવાહી આપવી જોઈએ. જો એક સ્ત્રી કોઈ એકાદ વસ્તુને વિસરી જશે, તો બીજી સ્ત્રી તેને યાદ અપાવશે અથવા જો તે અનુભવના અભાવને કારણે કંઈક ભૂલ કરશે, તો બીજી તેને દુરૂસ્ત કરવામાં મદદગાર બનશે. આ એક તકેદારીનું પગલું છે, જે લોકો વચ્ચે પ્રામાણિક વહેવાર અને યોગ્ય આપ-લેની ખાત્રી રાખવા માટે લેવાયું છે. વાસ્તવમાં એ પ્રબંધ ઔરતને શહેરી જીવનમાં અંશ ગ્રહણ કરવાનો મોકો આપે છે અને ઈન્સાફની જાળવણીમાં મદદરૂપ બને છે. કોઈ પણ ગણત્રીએ નાગરીક જીવનમાં અનુભવની ઉણપનો અનિવાર્ય રીતે એ અર્થ નથી કે, સ્ત્રીનું સ્થાન પુરૂષ કરતાં ઉતરતું છે. પ્રત્યેક માનવ વ્યક્તિમાં એક અથવા બીજી વસ્તુની ખોટ તો હોય જ છે, તે છતાં પણ તેમના મરતબા પર કોઈ પ્રશ્ન કરવામાં આવતો નથી.

રીડર ડાઈજેસ્ટના સંશોધન પ્રમાણે સ્ત્રી-પુરૂષના મગજ (Brain)માં ઘણો જ મહત્વનો ફર્ક માલૂમ પડે છે. અને તેનું કારણ હોર્મોન્સનો ફર્ક છે. એક યુરોપિયન વૈજ્ઞાનિકે આ તારણ કાઢ્યું કે, સ્ત્રી પુરૂષના અવયવોનો આટલો બારીક ફર્ક સામાજિક જીવનમાં સ્ત્રી પુરૂષના અલગ-અલગ કામોની વહેંચણી કરી આપે છે. *(રીડર ડાયજેસ્ટ, ઑક્ટો. ૧૯૮૧ -વધુ વિગત માટે પેજ-૧૪૦/૧૪૧ જુઓ)*

૧૦. ઔરત અમુક એવા અધિકારો પણ ધરાવે છે કે, જેમનાથી મર્દ વંચિત છે. રેગ્યુલર માસિકોની મુદત દરમ્યાન તથા સુવાવડના કાળ દરમ્યાન

નમાઝ અને રોઝા જેવી મઝહબી ફરજોની અદાયગીમાંથી તેને મુક્ત રખાઈ છે. જુમ્આ કે શુક્રવારના ફરજિયાત ઈબાદત સંમેલનોમાં હાજર નહીં રહેવાની પણ તેને છૂટ અપાઈ છે. તેને દરેક જાતના નાણાંકીય બોજમાંથી મોકળી કરી દેવામાં આવી છે. એક માં તરીકે અલ્લાહપાકની નજરે તેની કિંમત અને આબરૂ ઘણી ઉંચી છે. નબી સાહેબે એ માનની જાહેરાત એમ ફરમાવીને કરી છે કે, જન્નત કિંવા સ્વર્ગ માતાના પગો હેઠળ છે. પુત્રના પ્રેમનો ત્રણ ચતુર્થાંશ તેણીને ફાળે જાય છે. જ્યારે બાપનો હિસ્સો ચોથા ભાગનો રહે છે. એક પત્ની તરીકે તે પોતાના ભાવિ પતિ પાસેથી વ્યાજબી મહેરની માંગણી કરી શકે છે, જે તેની પોતાની અંગત મિલ્કત બની રહેશે. પતિ પાસેથી તે તમામ જરૂરી સાધનસામગ્રીની સંપૂર્ણ જીવનનિર્વાહ માટે હકદાર છે. તેને માટે કામ કરવું કે કુટુંબનો ખર્ચ ઉપાડવામાં પતિની સાથે હિસ્સેદાર બનવાનું જરૂરી નથી હોતું. લગ્ન પહેલાં તેની પાસે જે કંઈ હતું, તે બધાની માલિકણ વિવાહ બાદ પણ બની રહેવાની તે હકદાર છે. અને તેની એ સંપત્તિ પર તેના પતિનો કોઈ પણ જાતનો કંઈ જ અધિકાર નથી રહેતો. દીકરી અથવા બહેન તરીકે તેણી પોતાના પિતા અથવા ભાઈ પાસેથી રક્ષણ તથા જીવનનિર્વાહ પ્રાપ્ત કરવાની હકદાર રહે છે અને એ તેનો અધિકાર છે. જો તેની પ્રામાણિકતા અને માન સચવાઈ રહેતા હોય તો અને તે સ્વેચ્છાએ કામ કરવા કે પોતાના પગ ઉપર ઉભા રહેવા અને કુટુંબની જવાબદારીઓ ઉપાડવાના કાર્યમાં શરીક થવા ઈચ્છતી હોય તો તેમ કરવાની તેને પરવાનગી છે.

**નમાઝમાં સ્ત્રીઓની લાઈન પાછળ હોવાનું કારણ :**

૧૧. નમાઝમાં ઔરતો મર્દોની પાછળ ઉભી રહે છે, તેનો મતલબ હરગિઝ એ નથી થતો કે, તેના કરતાં હલકી છે. સામૂહિક નમાઝોમાં હાજર નહીં રહેવાની મહિલાઓને છૂટ અપાયેલી છે. પરંતુ જો તે તેમાં શામેલ થાય છે, તો જે રીતે નાની વયના બાળકોની લાઈન અલગ હોય છે, જે પ્રૌઢ મર્દોની પાછળ રહે છે, તે જ પ્રમાણે તેઓ પણ માત્ર ઔરતોની અલગ સફો બનાવશે. નમાઝ દરમ્યાન શિસ્તની જાળવણી માટેનો આ એક નિયમ છે,

નહીં કે ગૌરવની વહેંચણી. મર્દોની પંક્તિમાં રાજ્યનો વડો પણ એક કંગાલ માણસની સાથે અડીને ઉભો રહે છે. સમાજમાં ઉંચામાં ઉંચા મરતબા ધરાવતા લોકો નમાઝમાં નીચામાં નીચી સ્થિતિના લોકોની બાજુમાં જ ઉભા રહે છે. નમાઝમાં લાઈનોના ક્રમનો હેતુ એ હોય છે કે, દરેક જણ પોતપોતાની બંદગી પર ધ્યાન કેન્દ્રિત કરી શકે. એ વસ્તુ અત્યંત મહત્વપૂર્ણ છે. કારણ કે ઈસ્લામી ઈબાદત એ માત્ર કોઈ ગાન-તાન પ્રકારની વસ્તુ નથી. એમાં સીધા ઉભા રહેવા, નમવા, ઝૂકી પડવા જેવા કાર્યો અને હલનચલનનો સમાવેશ થાય છે. તેથી જો એક જ સફમાં મર્દો અને ઔરતો બંને હોય તો એ વાતની આશંકા રહે છે કે, બંદગીમાં ખલેલ પાડનારી કે ધ્યાન બીજે દોરી જનારી કોઈ બીના બની જાય. પરિણામે વિચારો નમાઝથી અલગ એવી કોઈ વાત તરફ ફંટાઈ કે જેના કારણે ઈબાદત સીધા પાટા પરથી ઉતરી શકે છે. એનું પરિણામ એ આવશે કે ઈબાદતનો હેતુ જ નષ્ટ થઈ જશે. તદુપરાંત આંખોના વ્યભિચારનો ગુનો પણ થઈ જશે. કેમકે મનાઈ કરેલી વસ્તુઓને જોવાથી સ્વયં મનની જેમ આંખો પણ વ્યભિચારીણિ બને છે. વળી, નમાઝમાં કોઈ મુસ્લિમને સામી જાતિની કોઈ વ્યક્તિને અડવા કે સ્પર્શવાની મનાઈ છે. અગર મર્દો અને ઔરતો એકબીજાની સાથે એક જ લાઈનમાં ઉભા થાય તો તેઓ એકમેકને અડ્યા વિના રહી શકે નહીં. ઉપરાંત એ પણ શક્ય છે કે, જ્યારે એ ઔરત કોઈ મર્દની સામે કે તેની બાજુમાં નમાઝ પઢતી હોય ત્યારે ઝૂકવા કે નમી પડવા પછી તેના કપડાંઓનો કોઈ હિસ્સો ખૂલી જાય, પછી શક્ય છે કે મર્દની નજર તેના તે ખુલ્લા ભાગ પર પડે અને પરિણામે તે સ્ત્રીને મૂંઝવણ થાય. અને તે મર્દનું ધ્યાન બીજી તરફ; અને બનવાજોગ છે કે ખરાબ ઈરાદાઓ તરફ ફેરવાઈ જાય. તેથી એવી સંભવિત અકળામણોને અને ધ્યાનભંગને ટાળવા, બંદગી અને સુવિચારો પર ધ્યાનને કેન્દ્રિત રાખવા, ઈબાદત કરનારાઓ દરમ્યાન સુમેળ અને સુવ્યવસ્થા જાળવી રાખવા અને નમાઝનો મૂળ હેતુ પાર પાડવા માટે ઈસ્લામે નમાઝીઓની કતારો એ રીતે ગોઠવી છે કે, આગલી સફમાં મરદો રહે, એમની પાછળ બાળકો અને બાળકોની પાછળ ઔરતોની લાઈન રહે.

ઈસ્લામી ઈબાદતોની પ્રકૃતિ તથા હેતુનું સહેજ પણ જ્ઞાન ધરાવનાર કોઈ પણ શખ્સ ઈબાદતમાં નમાઝીઓની પંક્તિઓની આવી ગોઠવણ પાછળ રહેલ ડહાપણને સહેલાઈથી સમજી શકે છે.

૧૨. હવે એ સ્પષ્ટ થઈ ગયું છે કે, ઈસ્લામમાં ઔરતનું સ્થાન અભૂતપૂર્વ રીતે ઉચ્ચ કક્ષાનું અને ખૂબ જ વહેવારિક ઢબે તેની પ્રકૃતિ સાથે સુમેળ ખાય છે. તેના હકો અને ફરજો મર્દના હકો અને ફરજો સમાન તો છે, પરંતુ અનિવાર્ય રીતે તેમના સરખી નથી. જો તેને કોઈ એક બાબતમાં વંચિત રાખવામાં આવે છે, તો બીજી અનેક બાબતોમાં બીજી ઘણી રીતે તેની ખોટ પૂરી દેવામાં આવે છે. એ હકીકત છે કે, તેનો સબંધ નારી જાતિ સાથે છે. તેની કોઈ પણ અસર તેના માનવીય સ્થાન કે તેના સ્વતંત્ર અસ્તિત્વ પર પડતી નથી. અને એ માટેનો હરગિઝ આધાર નથી બનતો કે તેની સામે પૂર્વગ્રહ કે તેની જાત સાથે અન્યાયનું સમર્થન કરવામાં આવે. ઈસ્લામ તેને તે બધું જ આપે છે, જેની તેને જરૂર છે. અને તેની પાસેથી જે કંઈ લે છે તે વ્યાજબી હોય છે. તેના હક્કો તેની ફરજો સાથે સુંદર રીતે મેળ ખાય છે. અધિકારો અને ફરજો વચ્ચેની સમતુલા બરાબર જાળવવામાં આવી છે અને કોઈ પણ પાસુ ઉંચુ કે નીચું રહી જતું નથી.

## સ્ત્રીઓ માટે રોજી-રોટી રળવાનો શરઈ આદેશ

રોજી-રોટી રળવાના બે મુખ્ય સ્વરૂપો છે. એક સ્થિતિ ધંધા-વ્યાપારની પ્રવૃત્તિમાં સીધી રીતે સંકળાવાની છે અને બીજી સ્થિતિ એ છે કે, પરોક્ષ રીતે મૂંડી રોકવામાં આવે. ધંધા-વ્યાપારમાં સીધી રીતે સંકળાવાના ચાર સ્વરૂપો છે : (૧) ધંધો-વ્યાપાર (લે-વેચ) (૨) ખેતી (૩) ઉદ્યોગ (હુન્નર-કારીગરી) (૪) ભાડે આપવું કે નોકરી કરવી.

ધંધા-વ્યાપારનો અર્થ વેચવું-ખરીદવું છે. અર્થાત્ કોઈ વસ્તુને પોતે કે પ્રતિનિધિ દ્વારા ખરીદવી અને પછી નફો લઈ પોતે અથવા પ્રતિનિધિ દ્વારા વેચવી. સ્ત્રીઓ કોઈ ચીજ વેચે કે ખરીદે તો એ જાઈઝ છે. ઉમ્મુલ મુઅમિનીન હઝરત આયશા (રદી.)એ હઝરત બરીરા (રદી.) નામી બાંદીને તેમના

માલિક પાસેથી ખરીદી હતી. *(તિરમિઝી શરીફ)* હઝરત શિફા અદવિયા (રદી.) વિશે નોંધવામાં આવ્યું છે કે, તે અત્તર વેચ્યા કરતી હતી. એવી જ રીતે અસ્મા બિન્તે મખરમા (રદી.) હઝરત ઉમર (રદી.)ના કાળમાં અત્તરનો વ્યાપાર કરતી હતી. હઝ. અબ્દુલ્લાહ બિન અબી રબીઅહ્ (રદી.) યમનથી તેમની પાસે અત્તર મોકલતા હતા. જે લોકોના પૈસા બાકી રહેતા, તેની નોંધ પણ તેણી રાખતી હતી. *(તબ્કાત ઈબ્ને સઅદ : ૮/૩૦૦)*

આ પ્રકારની ઘણી બધી રિવાયતો મૌજુદ છે. એટલે ઈસ્લામી કાયદાવિદો (ફુકહા) એ બાબતે સર્વસંમત છે કે, ખરીદ-વેચાણ કરવા માટે એ જરૂરી છે કે, માણસ પુખ્તવયનો તથા સભાન અવસ્થામાં હોય, પરંતુ એ જરૂરી નથી કે તે પુરૂષ જ હોય. સ્ત્રીઓ પણ શરીઅતની હદોમાં રહીને કોઈ પણ વસ્તુ ખરીદી કે વેચી શકે છે. અથવા પોતાના પ્રતિનિધિ કે વકીલના માધ્યમથી ધંધો-વ્યાપાર કરી શકે છે.

એ બાબતે પણ સર્વસંમતિ પ્રવર્તે છે કે, ખેતી કે બાગાયત માટે પુરૂષ હોવું જરૂરી નથી. સ્ત્રીઓ શરઈ હદોની જાળવણી કરતાં પોતે પણ ખેતી કરી શકે છે, ફુલછોડ ઉછેરી શકે છે અથવા મજૂરો દ્વારા પણ આ કામ કરાવી શકે છે. અલ્લાહપાકના રસૂલ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ તબૂક યુદ્ધ માટે જઈ રહ્યા હતા. આપ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમે વાદિએ કુરા (એક ખીણનું નામ) ખાતે એક સન્નારીને જોઈ, જે પોતાના બગીચામાં કામ કરી રહી હતી. આપ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમે ઝકાતની માત્રાનો અંદાજો કાઢવા માટે બગીચાના ઉત્પાદનનો કયાસ કાઢ્યો. આ હદીષથી એ પણ જાણવા મળે છે કે, તે બગીચો પેલી સ્ત્રીનો જ હતો અને તે પોતે જ તેની દેખરેખ કરી રહ્યા હતા. *(બુખારી શરીફ)*

સ્ત્રીઓ માટે એવા હુન્નર ઉદ્યોગ જે તેમની લાયકાત મુજબ હોય અને જેમાં શરીઅતની હદોનું ઉલ્લંઘન ન થતું હોય, તો એ પણ જાઈઝ છે. હઝરત અબ્દુલ્લાહ ઈબ્ને મસ્ઉદની પત્ની કંઈક હુન્નર જાણતા હતા. ખુદ હઝરત અબ્દુલ્લાહ (રદી.) બેરોજગાર હતા. તેણીએ અલ્લાહપાકના રસૂલ

(સલ.)થી પૂછ્યું કે, હું મારી કમાયેલી રકમ અબ્દુલ્લાહ તથા તેમના બાળકો પર ખર્ચી નાખું છું એટલે સદકો કરી શકતી નથી. તો શું તેની પર મને સવાબ મળશે ? આપ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમે જવાબ આપ્યો કે, તમને આનો પણ સવાબ મળશે. આ રિવાયત હદીષની વિવિધ કિતાબોમાં ક્યાંક ટૂંકમાં તો ક્યાંક વિગતે નોંધવામાં આવેલ છે. *(બુખારી, કિતાબુઝઝકાત : ૧૪૬૬, મુસ્નદે અહમદ : ૩/૫૦૩, મુસ્લિમ : ૨૩૧૮, તબ્કાત ઈબ્ને સઅદ : ૮/૨૯૦)*

હઝરત સઅદ બિન સહલથી રિવાયત છે કે, એક સ્ત્રીએ અલ્લાહ તઆલાના રસૂલ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમની સેવામાં કિનારી ભરેલી ચાદર પેશ કરી અને કહ્યું કે, હે અલ્લાહપાકના રસૂલ ! આ મેં મારા હાથથી ભરી છે. *(બુખારી શરીફ : ૧૨૭૭)* એવી જ રીતે કેટલીક સ્ત્રીઓ આપના કાળમાં ખંજર બનાવતી હતી એવો ઉલ્લેખ જોવા મળે છે. વર્તમાનકાળમાં જે કોમ્પ્યુટર તથા ઈલેક્ટ્રોનિક મશીનોનો કાળ છે, એવા ઘણા બધા વિભાગો સર્જાયા છે, જેમાં સ્ત્રીઓ શરઈ હદો તથા સ્ત્રીત્વલક્ષી તકાદાઓની જાળવણી સહિત કામ કરી શકે છે.

આવકનું એક સાધન ભાડા પેટે આપવાનું છે. અર્થાત્ પોતાની વસ્તુ ભાડે આપી વળતર મેળવવામાં આવે. આમ કરવું સ્ત્રીઓ માટે બિલ્કુલ બરાબર છે. એટલા માટે કે ભાડે આપવા માટે પુરૂષ હોવું જરૂરી નથી. જેવી રીતે પુરૂષ પોતાની માલિકીની વસ્તુ ભાડે આપી શકે છે, એવી જ રીતે એક સ્ત્રી પણ પોતાનું મકાન, દુકાન અથવા ગાડી વગેરે ભાડે આપી શકે છે. આનું બીજુ પાસુ એ છે કે, સ્ત્રી ખુદ કોઈ કામની જવાબદારી ઉપાડીને તેનું વળતર મેળવે. બીજા શબ્દોમાં નોકરી કરવામાં આવે. આ પણ સ્ત્રીઓ માટે જાઈઝ છે. એ શરતે કે શરઈ હદોની સાચવણી સાથે હોય. યાને કે પરદા સબંધી અહકામ પર અમલ કરવામાં આવે અને નોકરીના સ્થળે કોઈ પુરૂષ સાથે એકાંત કે અન્ય પુરૂષો સાથે હળવા-મળવાની સ્થિતિ ન સર્જાય. બીજી શરત એ કે નોકરી જો શાદી પહેલાં હોય તો પિતાની અને શાદી પછી હોય તો પતિની પરવાનગીથી કરવામાં આવે. એટલા માટે કે ઈસ્લામી કાનૂન-વિદોએ મજૂરી કે નોકરી કરવા માટે પુરૂષ હોવાની શરત રાખી નથી, બલ્કે

એ બાબતે બધા જ ફુકહા (ઈસ્લામી કાયદાશાસ્ત્રીઓ) સંમત છે કે, જે સ્ત્રીને વધુ પ્રમાણમાં દૂધ આવતું હોય, તે વળતર (મજૂરી) લઈને અન્ય બાળકને દૂધ પિવડાવી શકે છે. *(મજમઉલ અન્હુર : ૧/૪૯૭, વિલાયતુલ મર્અતિ ફિલ ફિકહિલ ઈસ્લામી, હાફિઝ મુહમ્મદ અનવર : ૪૮૦-૮૧)*

સારાંશ કે, શરીઅતે સ્ત્રી પર કમાવવાની જવાબદારી રાખી નથી, પરંતુ જો કોઈ સન્નારી શરીઅતના આદેશોની જાળવણી કરતાં શાદી પહેલાં પિતા તથા શાદી પછી પતિની પરવાનગીથી કોઈક રીતે રોજી-રોટી રળવા માંગે અથવા પતિએ તેને તરછોડી દીધી હોય, તે તેની તથા બાળકોની જરૂરિયાતનો પ્રબંધ ન કરતો હોય તેવી સ્ત્રી પોતાની જરૂરિયાત પૂરી કરવા માટે રોજી-રોટી રળે તો તેની પરવાનગી આપવામાં આવે છે. આ સ્થિતિમાં સ્ત્રી પોતાની કમાણીની પોતે જ માલિક હશે, પતિ માલિક નહીં બને. સૌથી મહત્વપૂર્ણ બાબત તો એ કે, પત્ની કમાય છે છતાં પતિ ઉપર તેનો તથા તેના બાળકોનો નિભાવખર્ચ વાજિબ (જરૂરી) રહેશે. પત્ની પતિ પાસેથી ખર્ચો ન લે એ જુદી વાત છે.

ધંધા-વ્યાપારના કેટલાક સ્વરૂપો એ છે, જેમાં પરોક્ષ રીતે મૂંડી રોકાણ કરવામાં આવે છે અને નફો મેળવવામાં આવે છે. આ સંદર્ભે ત્રણ સ્વરૂપો વધારે મહત્વપૂર્ણ છે :

(૧) એકનો પૈસો, બીજાની મહેનત (મુઝારબત).

(૨) ભાગીદારી (શિર્કત).

(૩) ખેતીવાડી (ઝિરાઅત).

મુઝારબતમાં એક માણસની મૂંડી હોય છે અને બીજાની મહેનત. શિર્કત (ભાગીદારી)માં બે કે તેથી વધારે માણસોની મૂંડી હોય છે અને નફો તેમની વચ્ચે વહેંચાય છે. અને મુઝારઅત એ છે કે, એક માણસ ખુદ ખેતી કરવાના બદલે ખેતર કોઈ ખેડૂતને આપી દે અને બટાઈ ઉપર તેની સાથે નફા વહેંચણીનો મામલો નક્કી કરી લે.

આ ત્રણેય સ્થિતિઓ એવી છે કે, કામમાં ભાગ લીધા વગર માણસ નફો મેળવી શકે છે. સ્ત્રીઓ માટે મૂંડી રોકાણના આ ત્રણેય રસ્તાઓ ખુલ્લા છે. તે પોતાનો માલ (મૂંડી) વર્કિંગ પાર્ટનર (મુઝારિબ) *(અલ મુદવ્વનતુલ કુબરા : ૪/૩૮)* ને આપીને તેનાથી નફો મેળવી શકે છે. તે કોઈ વ્યક્તિ કે કંપની સાથે મૂંડી રોકાણ કરી ભાગીદાર બની શકે છે અથવા શેર ખરીદી શકે છે. તે પોતાની જમીન (ખેત) બટાઈ પર આપીને ઉત્પાદન સ્વરૂપે નફો મેળવી શકે છે. કારણ કે મૂંડી રોકાણના આ ત્રણેય સ્વરૂપોમાં મૂંડી રોકનારનું પુરૂષ હોવું જરૂરી નથી, સ્ત્રીઓ પણ આ રીતે મૂંડી રોકી શકે છે.

જો શરીઅતના ઉપરોક્ત આદેશોને નજર સમક્ષ રાખવામાં આવે તો જાણવા મળે છે કે, સ્ત્રીઓ માટે ઈસ્લામમાં રોજી કમાવવાના ઘણા બધા રસ્તાઓ ખુલ્લા છે. સામાન્યપણે એમ સમજવામાં આવે છે કે, ઈસ્લામે સ્ત્રી-પુરૂષ વચ્ચે મેળમેળાપની મનાઈ ફરમાવી છે. એ કારણસર સ્ત્રીઓ માટે રોજી-રોટી કમાવવાના માર્ગો મર્યાદિત બની ગયા છે, પરંતુ વાસ્તવિક્તા આ નથી. વાસ્તવિક્તા એ છે કે, આ સીમાબંધીના કારણે સ્ત્રીઓ માટે તકો વધી ગઈ છે. દા.ત. શિક્ષણ તથા આરોગ્યને જ લઈ લો. જો સહશિક્ષણની જગ્યાએ છોકરીઓ માટે જુદી સ્કુલો, કોલેજો સ્થપાયેલી હોય અને તેમાં માત્ર ટીચરો (શિક્ષિકાઓ) જ ભણાવી શકશે એવો કાનૂન હોય તો ચોક્કસ જ તેના કારણે શિક્ષિકાઓની જરૂરિયાત વધી પડશે અને તે શિક્ષિકા કોઈ પણ જાતના માનસિક દબાણ કે તણાવ વગર પોતાનું શૈક્ષણિક કાર્ય કરી શકશે. એવી જ રીતે જો સ્ત્રીઓ માટે જુદી હોસ્પિટલો સ્થાપવામાં આવે તો સ્ત્રી ડૉક્ટરો, નર્સો તથા અન્ય લેડીઝ સ્ટાફની જરૂરિયાતમાં સારો એવો વધારો થઈ જશે. આવી જ સ્થિતિ જીવનના બીજા ક્ષેત્રોની પણ છે. એટલે સચ્ચાઈ એ છે કે, પરદાનો આદેશ અને સ્વતંત્રતાપૂર્વક પરસ્પર મેળ-મેળાપની મનાઈના લીધે સ્ત્રીઓ માટે રોજી કમાવવાની તકો વધશે, ઘટશે નહીં.

ઈસ્લામમાં વારસાઈ હકના અન્યાયની વાત કરનારાઓને આપણે હિંમતપૂર્વક કહી શકીએ છીએ કે, ઈસ્લામ સિવાય દુન્યાના તમામ ધર્મો

અને તમામ બંધારણો તથા તમામ જુની અને નવી વ્યવસ્થાઓએ ઔરતને જીવિકાની દ્દષ્ટિએ કમઝોર જ રાખી છે, અને તેણીને માટે કોઈ વિશ્વાસપાત્ર વ્યવસ્થા કરી નથી. તેણી જીવિકાના પ્રશ્ન પર હંમેશા નિરાધાર રહી અને પોતાની હાજતમંદીને કારણે અન્યોની ગુલામ અને ઓશ્યાળી બની રહી.

સ્ત્રીઓના સૌથી વધારે શુભેચ્છક અને વર્તમાનયુગના સ્ત્રીઓના બહુ જ હમદર્દ અને મહાન પ્રતિનિધિ યુરોપે સ્ત્રીઓનો જીવિકા વિષયક ઉકેલ આ કાઢ્યો છે કે, એ કોમળ જાતિને શ્રમજીવીઓની લાઈનમાં લાવીને ઉભી કરી દીધી, અને તેણીને પુરૂષોની જેમ કમાણી કરનારી વ્યક્તિ બનાવી દીધી. હવે બિચારી ઔરત છે કે, ફેક્ટરીમાં, કારખાનામાં, હોટલમાં, બજારમાં, દુકાનમાં રોઝી કમાવવા માટે પુરૂષોની જેમ કામ કરી રહી છે અને કહેવામાં આવી રહ્યું છે કે, અમે સ્ત્રીઓ ઉપર ઉપકાર કર્યો છે કે, તેણીઓને પુરૂષોની બરાબર સમાન બનાવી દીધી ! હવે પુરૂષો સાથે ખભાથી ખભા મિલાવીને કામ કરે છે અને પુરૂષોથી કોઈ રીતે પણ પાછળ નથી. યુરોપ તો કહે જ છે કે, જેવી રીતે પુરૂષોને પેટ ભરવા માટે કમાવવું પડે છે, તેવી જ રીતે સ્ત્રીઓએ પણ પોતાનું પેટ ભરવા માટે કમાવવું જોઈએ. જ્યારે ઈસ્લામી કાયદાએ તેના તથા તેની ઔલાદના જીવનનિર્વાહની, રહેવાની બધી જવાબદારી તેના પતિના સિરે નાંખીને તેણીને ઘરની 'મલિકા' (રાણી) બનાવી દીધી છે.

એટલું જ નહીં, પણ ઈસ્લામે સ્ત્રીઓની જીવિકા વિષયક હેસિયતને આ રીતે અધિક પ્રબળ બનાવી દીધી છે કે, ઔરતને વારસાહકની દ્દષ્ટિએ વિશાળ હકોની માલિક બનાવી દીધી. જેઓ ઈસ્લામના વારસાઈ નિયમોને અન્યાયી કહેતા થાકતા નથી, તેઓ જુએ કે ઈસ્લામી નિયમોને આધારે તેણી પુત્રી તરીકે માં-બાપ પાસેથી વારસાહક પ્રાપ્ત કરે છે. વળી, તે બહેન તરીકે પોતાના ભાઈ તથા બહેનના વારસામાંથી હિસ્સો મેળવે છે. તેણી માં તરીકે પોતાની ઔલાદના વારસામાં હિસ્સો પામે છે. તે પત્ની તરીકે પોતાના પતિના વારસામાં હિસ્સો પામે છે. એ જ પ્રમાણે બીજા નજીકના સગાઓ

પાસેથી ભાગ પ્રાપ્ત કરે છે. તે ઉપરાંત પતિ પાસેથી મિહ્ર પામે છે અને જે કંઈ તેના હિસ્સામાં આવે છે, તેની તે એવી રીતે માલિક બને છે કે, તેના ઉપર કબ્ઝાનો કે તેના ઉપયોગનો તેણીને પૂરો અધિકાર રહે છે. તેમાં ન તો માં-બાપને દખલ દેવાનો અધિકાર છે, ન પતિને અધિકાર છે કે તે દખલ દે. ન અવલાદને અધિકાર છે કે તે દખલ દે. તેણી પોતાના માલ અને જાયદાદ પર સંપૂર્ણ અધિકાર ધરાવે છે કે, જે રીતે ચાહે તેનો ઉપયોગ કરે અને જે રીતના વ્યાપારમાં લગાવવા ઈચ્છે, લગાવી દે. જે જાતની મિલ્કત ખરીદવી હોય, ખરીદે. અને પોતાની જે મિલ્કતને વેચવી હોય તેને વેચી દે.

બેશક, ઔરતોના જીવિકા વિષયક પ્રશ્નના ઉકેલ માટે જે માર્ગ ગ્રહણ કર્યો છે, તે આજે પણ યુરોપના બીજા કોઈ પણ ધર્મ કે બંધારણના ઉકેલથી અધિકઅંશે પ્રબળ અને સંતોષકારક છે. જેનો સ્વીકાર યુરોપીયન સંશોધકોએ પણ કર્યો છે.

ફ્રાન્સીસી સંશોધક **ડોક્ટર લી બોન** ‘‘તમદ્દુને અરબ’’માં લખે છે કે, ‘‘તેણે (એટલે ઈસ્લામે) ઔરતોની સાંસ્કૃતિક હાલત અને તેના દરજ્જાને ઘણી જ પ્રગતિ આપી છે. દા.ત. કુર્આનના વારસાઈ હુકમો જેમનું ઉપર વર્ણન થયું છે, યુરોપના કાનૂનના મુકાબલામાં ઔરતોના હકમાં વધારે હિતકર છે.’’ *(પેજ-૩૬૮)*

વળી, એની સાથે જ ઈસ્લામે રાત-દિવસના ‘નફકહ’ (ખાવા-પીવા, રહેવા)ના મામલામાં ઔરતોને એવી રીતે નચિંત બનાવી દીધી છે કે, તેણી જ્યાં સુધી પતિવાળી થતી નથી, ત્યાં સુધી તેનો ‘નફકહ’ તેના વાલીના માથે હોય છે. ચાહે તે બાપ હોય કે ભાઈ હોય કે બીજો કોઈ હોય. અને જ્યારે તે પતિવાળી થઈ જાય છે, તો તેનો નફકહ તેના પતિ પર વાજિબ છે. ખુલાસો આ કે, તેણી જ્યાં સુધી પિયરમાં રહે, જીવિકા મેળવવાની ચિંતાથી નચિંત રહેશે. ઈસ્લામે અર્પેલી સર્વાંગી સહુલતોના બદલામાં અન્ય કૌમોએ આ ૨૦મી સદીમાં ઈસ્લામની ‘વારસા પ્રથા’ને પોતાના પ્રચાર દ્વારા અન્યાયી બતાવવા માટે ઔરતને સરખો વારસાહક આપ્યો છે તે ઉપર અમુક નૂતન

સંસ્કૃતિવાળા આ દાવો કરવા લાગ્યા છે કે, અમેરિકા અને યુરોપની સ્ત્રીઓને વધારે હકો મળ્યા છે.

પરંતુ એ દાવો નર્યો દંભ અને ભ્રમ છે. ત્યાં તેણીઓને જે કહેવાતા વધારે હકો મળ્યા છે, તે **'તલાક'** અને **'હરવા-ફરવા'** ઉપરાંત **'નિર્લજ્જ મનોરંજન'**ની સંપૂર્ણ સ્વતંત્રતાના હકો છે. અને તેની સાથે જ તેણીઓ ઉપર એવી વધારે જવાબદારીઓ નાંખેલી છે, જે તેમની નારી જાતની મૂળ પ્રકૃતિ સાથે મેળ ખાતી નથી. વળી, તેણીઓને જે કંઈ આપવામાં આવ્યું છે, તે સંસ્કૃતિ અને સામાજિકતાના એક એવા વાડામાં બંધ કરીને આપવામાં આવ્યું છે કે, જ્યાં તેણીઓની સર્વશ્રેષ્ઠ અને અતિ મૂલ્યવાન 'મતા' એટલે કે 'સંયમ અને સતીત્વનું રક્ષણ' અશક્ય બની ગયું છે. જ્યાં હકારાત્મક અને નકારાત્મક એવા સાધનો અને કારણો ભેગા કરી દેવામાં આવ્યા છે કે, પોતાના સતીત્વ, સદાચારિતા કે પવિત્રતા જેવી અમૂલ્ય વસ્તુઓની કદર જ દિલમાંથી નીકળી જાય અને છતાંય એટલા મહાન નુકસાનને કોઈ મોટું નુકસાન સમજવામાં આવે નહીં. એવી નિર્લજ્જ સ્વતંત્રતાનો કશો જ અર્થ ખરો ?

સારાંશ કે, તેણીઓને સંયમ, સદાચારિતા તથા ચારિત્ર્યશીલતાના મૂલ્યોથી વંચિત કરીને તેમની કમઅકલી તથા નિર્બળતાને પુરૂષોની મનેચ્છાઓને માટે આડ બનાવીને તલાકનો હક પણ તેમને આપી દેવામાં આવ્યો. કેમકે તે ખુશ થઈ જાય કે ખરેખર અમે પુરૂષોની બરાબર છીએ. પરંતુ પરિણામ શું નીકળ્યું ? દાંપત્યજીવનનો ભયાનક વિનાશ, નિકાહોથી વધારે તલાકો, કાયદાનું પેટ ભરવા માટે ખોટા દોષારોપણો ઉપજાવવા, નિર્લજ્જતા અને અશ્લિલતાનો ફેલાવો, કત્લ અને આપઘાતો !

શું શિક્ષિત લોકોથી તે પ્રમાણિત રિપોર્ટો ગુપ્ત છે ? જે વખતોવખત તે દેશોની સામાજિક અને દાંપત્યજીવનની હાલતોના આંકડાઓ લઈને પ્રગટ થાય છે ? શું ત્યાંના વર્તમાનપત્રો, સામયિકો, કિતાબો, ફિલ્મો અને સઘળા કલ્ચરલ સાધનો આ નથી બતાવતા કે, ત્યાંના સંયમ અને સતીત્વના વર્તુળોમાં અવ્યવસ્થા અને અરાજકતા પ્રસરી ચૂકી છે અને ભૂકંપ વ્યાપી ચૂક્યો છે ?

# લિબાસ સબંધી ઈસ્લામી આદેશ

પોતાના ગુપ્ત અંગોને ઢાંકવું માનવ સ્વભાવ છે. દુનિયાનો પ્રત્યેક મનુષ્ય તેની કાળજી લે છે. અલ્લાહપાકે હઝરત આદમ અલયહિસ્સલામને સૌથી પહેલાં જન્નતનો પોશાક પહેરાવ્યો. પરંતુ જ્યારે 'મના કરેલ ઝાડ' (શજરે મમનૂઆ) ખાવાથી તેઓ ઉઘાડા થઈ ગયા, તો હઝરત આદમ તથા હઝરત હવ્વા (અલયહિમુસ્સલામ)એ જન્નતના પાંદડાઓથી પોતાના ગુપ્ત અંગો ઢાંકયા. *[જુઓ : અઅ્રાફ : ૨૨]*

લિબાસ અલ્લાહ તઆલાની એક મહાન નેઅમત છે. કુર્આન શરીફમાં છે કે, "હે આદમના પુત્રો ! અમે તમારી ઉપર લિબાસ ઉતાર્યો, જે તમારા ગુપ્ત અંગોને છુપાવે છે. અને (તમારા શરીર માટે) શણગારરૂપ (પણ) છે. અને ખુદાના ખૌફનું વસ્ત્ર તે (તો સૌથી) બેહતર છે." *[અઅ્રાફ : ૨૬]*

ઉપરોક્ત આયતમાં લિબાસના બે મુખ્ય ફાયદાઓ દર્શાવવામાં આવ્યા છે : (૧) ગુપ્ત અંગોને છુપાવે છે. (૨) શરીરને શણગારે છે. કુર્આન શરીફની એક બીજી આયત એમ દર્શાવે છે કે, અલ્લાહપાકે કુર્તા જેવા વસ્ત્રો તમારા માટે એટલા માટે સર્જ્યા છે કે તમે ગરમીથી બચી શકો. *[૧૬:૮૧]*

ગુપ્ત અંગોને ઢાંકવાનો મતલબ એ છે કે, પુરૂષો માટે દૂંટીથી લઈ ઘુંટણની નીચે સુધી અને સ્ત્રીઓ માટે ચહેરો, બન્ને હાથપગ સિવાય સમગ્ર શરીરને છુપાવવું વાજિબ (ફરજીયાત) છે. જે લિબાસથી આ હેતુ સિધ્ધ ન થાય, શરીઅતના હિસાબથી તે લિબાસ જ નથી. વસ્ત્રો એટલા ટૂંકા, પાતળા તથા એટલા તંગ ન હોવા જોઈએ કે તેમાંથી શરીર કે તેનો આકાર દેખાય.

લિબાસનો બીજો હેતુ સૌંદર્ય છે. નિર્વસ્ત્ર અવસ્થામાં કોઈપણ માણસ સુંદર દેખાય ન શકે. શરીર વસ્ત્રો થકી સુંદર દેખાય છે. એટલે પોશાક સારો હોવો જોઈએ. લઘરવઘર હાલતમાં રહેવું, જેનાથી લોકોને ચીતરી ચઢે, ઈસ્લામી દ્રષ્ટિબિંદુથી ખોટી વાત છે.

ત્રીજો મકસદ એ છે કે, કોઈ પણ ઋતુની પ્રતિકૂળતા સામે ઝીંક

ઝીલવામાં લિબાસ સહાયક બને છે. ઉનાળો હોય કે શિયાળો, વસ્ત્રો દરેક મોસમમાં માણસને સાથ આપે છે. ઉનાળામાં આગ ઝરતી ગરમીથી બચાવે છે અને શિયાળામાં કડકડતી ઠંડીથી રક્ષણ પુરૂ પાડે છે. શરીર અલ્લાહપાકની અમાનત છે. તેની સાચવણી આપણી નૈતિક જવાબદારી છે, તથા તર્કનો પણ તકાદો છે.

ઈસ્લામી શરીઅતે વસ્ત્રોની બાબતમાં કોઈ ખાસ આકાર નક્કી કર્યો નથી, બલ્કે દેશકાળ મુજબ વિવિધ પોશાક પહેરવાની શરીઅતે પરવાનગી આપી છે. અલબત્ત શરત એ છે કે, તે લિબાસ યોગ્ય રીતે શરીરને ઢાંકનાર હોય. તેનો હેતુ દેખાડો કરવાનો ન હોય. તેનાથી ઘમંડ ટપકતો ન હોય. તે લિબાસ ગુનેહગારોના લિબાસ જેવો ન હોય. આ શરતો પર પૂરો ઉતરતો લિબાસ શરઈ દ્રષ્ટિબિંદુથી જાઈઝ (વૈદ્ય) છે.

સ્થિતિ હોવા છતાં લઘરવઘર રહેવું અને સારા વસ્ત્રોને હરામ સમજવું ઈસ્લામમાં જાઈઝ નથી. અલ્લાહપાકે જે ખાવા-પીવા તથા પહેરવાની વસ્તુઓ હલાલ કરી છે, તેને હરામ સમજવાવાળાઓ વિશે અલ્લાહપાક ફરમાવે છે કે, આપ કહી દો, અલ્લાહ તઆલાએ પોતાના બંદાઓના સાજ-શણગાર માટે જે કપડાંઓ બનાવ્યા છે, તેને તથા ખાવા-પીવાની પવિત્ર વસ્તુઓને કોણે હરામ કરી છે ? તમે કહો આ બધી વસ્તુઓ દુન્યવી જીવનમાં ઈમાનવાળાઓ માટે હલાલ છે. અને કિયામતના દિવસે ખાસ તેમના માટે જ હશે. *[અઅ્રાફ : ૩૨]*

શરીઅત માનવપ્રકૃતિથી સુસંગત છે. એટલે તેણે શ્રેષ્ઠ વસ્ત્રો ધારણ કરવા પર પણ ભાર આપ્યો છે. કુર્આને પાકમાં છે, "હે આદમના પુત્રો ! તમે મસ્જિદ જતી વેળા પોતાનો સુંદર લિબાસ ધારણ કરી લો. અને ખાઓ તથા પીઓ, પરંતુ બગાડ ન કરો. નિશંક, અલ્લાહપાક હદ પાર કરનારાઓને પસંદ નથી કરતો." *[૭:૩૧]*

હઝરત મૂફતી શફી સાહબ આ આયત હેઠળ લખે છે કે, "આ આયતથી સાબિત થાય છે કે, નમાઝમાં વસ્ત્રો ધારણ કરવા જરૂરી (ફર્ઝ) છે. સાથો-

સાથ એ પણ સાબિત થાય છે કે નમાઝમાં સ્વચ્છ તથા સુંદર વસ્ત્રો ધારણ કરવાને પણ પસંદ કરવામાં આવ્યું છે. *[મઆરિફુલ કુર્આન : ૩/૫૪૩]* એટલે દરેક માણસે પોતાની હેસિયત મુજબ પોશાક પહેરવો જોઈએ. પોતાની હેસિયત કરતાં ઉતરતી કક્ષાનો લિબાસ પહેરવાને શરીઅતમાં પસંદ કરવામાં આવ્યો નથી.

અબૂ દાવૂદની રિવાયત છે કે, એક સહાબી આપ (સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ)ની સેવામાં લઘરવઘર હાલતમાં આવ્યા. તો આપ (સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ)એ તેમને તેમની આર્થિક સ્થિતિ વિશે પૂછયુ. જ્યારે જાણવા મળ્યું કે તેઓ સધ્ધર સ્થિતિ ધરાવે છે. તો આપ (સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ)એ ફરમાવ્યું કે, જ્યારે અલ્લાહપાકે તમને માલ આપ્યો છે, તથા તમારા પર નેઅમત વરસાવી છે. તેમજ અલ્લાહપાકે તમને જે માન આપ્યું છે, તો તેની અસર તમારા પર વર્તાવી જોઈએ.

*[અબૂ દાવૂદ શરીફ : ૪૦૬૩]*

સ્વયં અલ્લાહપાકના રસૂલ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ વિશે નોંધવામાં આવ્યુ છે કે, આપે સુંદર-શ્રેષ્ઠ વસ્ત્રો પણ ધારણ કર્યા હતા. મુહદ્દિષીન (હદીષશાસ્ત્રી) તથા ફુકહા (કાયદાશાસ્ત્રીઓ)થી પણ સાબિત છે કે, તેઓ સારો લિબાસ પહેરતા હતા.

અલ્લાહ તઆલાના રસૂલ (સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ)એ ૨૭ ઊંટડીઓની કિંમતની કપડાંની એક જોડી ખરીદી તથા પહેરી છે. *[શેખ ઝકરિય્યા : ખસાઈલે નબવી, તર્જુમા શમાઈલે તિર્મિઝી, પૃ. ૫૫]* મૂફતી તકી ઉષ્માની સાહબે કદાચ એ કપડાં વિશે લખ્યું છે કે, "એક વખત આપ (સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ)એ એવો ઝબ્બો પહેર્યો, જેની કિંમત બે હજાર દિરહમ (ચાંદીનું ચલણ) હતી." *[ઈસ્લાહી ખુત્બાત : ૫/૨૭૯]* મૂફતી શફી સાહેબે લખ્યું છે કે, "આપ (સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ)એ એક વખત એવી ચાદર ઓઢી, જેનું મૂલ્ય ચાર હજાર દિરહમ હતું."

*[મઆરિફુલ કુર્આન : ૩/૫૪, ફતાવા આલમગીરી : ૫/૩૩૨]*

સહાબાએ કિરામ, હદીષજ્ઞો, કાનૂનવિદો કે અન્ય બુઝુર્ગો જો કે થીંગડા

મારેલા કપડાં જ બહુધા પહેરતા. પરંતુ મોંઘા કપડાંઓ પહેરવાનું પણ તેમનાથી સાબિત છે. હઝરત ઈમામ માલિક બિન અનસ (રહ.) માટે તેમના કોઈ સ્નેહીએ એક વર્ષના ત્રણસો સાંઈઠ (૩૬૦) જોડી સિવડાવવાની વ્યવસ્થા કરી હતી. આપ દરરોજ નવા કપડાં પહેરતા. અને ઉતારેલા કપડાં કોઈ ગરીબ વિદ્યાર્થીને હદિયારૂપે આપી દેતા. *[મઆરિફુલ કુર્આન : ૩/૫૫૦]* હઝરત ઈમામ અબૂ હનીફા રહ. વિશે નોંધવામાં આવ્યું છે કે, આપે ક્યારેક ચારસો દીનાર (સોનામહોર) કિંમતની ચાદર પણ વાપરી છે. *[ફતાવા આલમગીરી : ૫/૩૩૩, તઝકિરતુન્નુઅમાન]* એમ પણ આપ હંમેશ સુંદર વસ્ત્રો જ પહેરતા હતા.

જેમ શરીઅતે સારા તથા કિંમતી લિબાસ પહેરવાની પરવાનગી આપી છે, તેવી જ રીતે તે બાબતે અમુક પાબંદીઓ પણ લગાડી છે. દા.ત. લિબાસથી ઘમંડ ન વર્તાય, ગુનેહગારો જેવા વસ્ત્રો ન હોય, વિજાતીય પાત્રો જેવા કપડાં ન પહેરે, કપડાં પાછળ પૈસાનો બગાડ ન થતો હોય, વિગેરે...

અલ્લાહપાકના રસૂલ (સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ)એ ફરમાવ્યું કે, ખાઓ, પીઓ અને સદકા કરો. અને એવા કપડાં પહેરો જેમાં બગાડ તથા ગર્વ ભળેલો ન હોય. *[મિશ્કાત : ૩૭૭]* એક અન્ય રિવાયતમાં છે કે, ‘‘જે માણસ અભિમાનનું વસ્ત્ર ધારણ કરશે, અલ્લાહપાક કિયામતના દિવસે તેને અપમાનના વસ્ત્રો પહેરાવશે. (વહનકર્તા અબૂ અવાનાની નોંધમાં એટલો વધારો પણ છે કે) પછી તે વસ્ત્રોમાં આગ ભડકાવી દેવામાં આવશે.’’

*[અબૂ દાવૂદ શરીફ : ૨/૫૫૮, હદીષ ૪૦૨૯, ૪૦૩૦]*

શરીઅત મુજબ વસ્ત્રો બાબતે જેની મનાઈ ફરમાવવામાં આવી છે તથા જેને આચરવાથી દીન-દુન્યામાં મળનારી સખત સજાઓનું વર્ણન છે, તેમાંથી એક એ છે કે પગની ઘૂંટીથી નીચે સુધી ઈજાર, લૂંગી કે પેંટ પહેરવામાં આવે. તે વિષય સબંધી ઘણી હદીષો આપ (સલ્લલ્લાહુ તઆલા અલયહિ વસલ્લમ)થી સાબિત છે.



# સ્ત્રી, લજ્જા અને લાજ

સ્ત્રી માટે અરબી ભાષામાં એક શબ્દ છે : ''અવરત'' તેનો અર્થ થાય છે : છુપાયેલી વસ્તુ, એ વસ્તુ જે પ્રગટ ન હોય. બીજા શબ્દોમાં કહો તો સ્ત્રી જન્મે જ છૂપાવવા માટેની ચીજ છે. અહીંથી જ પછી લજ્જા (હયા)નો વિચાર જન્મે છે, જે સ્ત્રીને સ્ત્રી બનાવી રાખવામાં સહાયક બને છે. લજ્જા અને સ્ત્રી એકબીજા માટે અનિવાર્ય છે. એટલે જ લજ્જાને સ્ત્રીનું આભૂષણ (ઘરેણું) કહેવામાં આવે છે. એક સ્ત્રી ઘરેણાંને એટલા માટે પસંદ કરે છે કે, એ તેણીના સૌંદર્યમાં વધારો કરે છે. લજ્જા પણ સ્ત્રીના સૌંદર્યને નિખારે છે અને તેના સ્ત્રીત્વની રક્ષા કરે છે. સ્વર્ગની 'હૂરો' (અપ્સરાઓ)નો એક ગુણ એ પણ દર્શાવ્યો છે કે, તે 'શર્મીલી' હશે. જાણે કે શરમ-લજ્જા એ સ્વર્ગીય વિશેષતા છે. લજ્જા જો આંખોમાં હોય તો નજરો ઝૂકેલી રહે છે. મનમાં હોય તો ગંદા વિચારોથી પાક રાખે છે. જીભમાં હોય તો તે અપશબ્દો માટે નથી ચાલતી. શરીરમાં હોય તો વિનમ્રતા પેદા કરે છે. જેવી રીતે કે ફળથી લદાયેલી ડાળી નમી પડે છે.

કુર્આન શ.માં લિબાસ-પોશાકના ત્રણ હેતુઓ દર્શાવવામાં આવ્યા છે. ઠંડી-ગરમીથી બચાવે છે, સાજ-શણગારનું સાધન છે અને ગુપ્તાંગો (સતર)ને છૂપાવે છે. આ ત્રણેયમાં સૌથી છેલ્લો હેતુ મુખ્ય હેતુ છે. સ્ત્રીનું આખું શરીર પગના નખથી લઈ માથાના વાળ સુધી સતર, યાને છૂપાવવા પાત્ર છે. પોશાકનો મહત્વપૂર્ણ ભાગ તથા લજ્જાનું ચિહ્ન તે ઓઢણી છે, જેને આજે ખભાનો બોજ સમજી ઉતારીને ફેંકી દેવામાં આવી છે. કુર્આન શ.માં છે કે, ''હે સ્ત્રીઓ ! તમે તમારી ઓઢણીને તમારી છાતી પર ફેલાવીને રાખો.'' એક હદીષ શ.માં છે કે, જન્નતી સ્ત્રી જ્યારે જન્નતમાંથી નીચે ડોકિયું કરશે તો તેના પાલવની રોશનીથી જમીન-આસ્માન ઝગમગી ઉઠશે. કારણ કે આ ઓઢણી સ્ત્રીના છૂપાવવા યોગ્ય અંગને છૂપાવવા માટે કામમાં આવે છે. અલ્લાહપાકના રસૂલ (સલ.)નું ફરમાન છે કે, શર્મ ઈમાનની ૭૦ ડાળીઓ પૈકી એક ડાળી છે. તેમજ ફરમાવ્યું કે, ''જેમાં શરમ નથી, તેમાં ઈમાન

(શ્રધ્ધા) નથી.'' આ જ કારણ છે કે, શયતાને, જે માનવીનો કાયમી દુશ્મન છે, જન્નતમાં હઝરત આદમ તથા હઝ. હવ્વા (અલૈ.)ની લજ્જા પર જ વાર કર્યો હતો. જ્યારે તેમના ગુપ્ત અંગો ખૂલી ગયા હતા. કારણ કે તેને એ જાણકારી છે કે, આ તે તત્વ છે, જેના કારણે માનવી અન્ય પ્રાણીઓથી જુદું પડે છે. પછી સ્ત્રી માટે તો આ નિર્લજ્જતા પ્રાણઘાતક ઝેર છે. આ લજ્જાને યથાવત્ રાખવા માટે જરૂરી ચીજ ''હિજાબ'' (પરદો) છે. એટલે જ કુર્આન શ.માં હિજાબનો આદેશ આપવામાં આવ્યો. કારણ કે તે સહાયક પણ છે અને ભેદરેખા દોરનાર પણ છે. કારણ કે સ્ત્રી ઘરની રોશની છે, શમ્એ મહેફિલ નથી. તેની ઉપર માનવજાતના પ્રજનન અને દેખભાળની ભારે જવાબદારી છે. તેની ઉપર બાળકોના ઉછેરની પણ જવાબદારી છે. બલ્કે તે પતિ તથા બાળકો બધાની રખેવાળ છે. એટલે તે સસ્તી નહીં, મોંઘી છે. અને જે વસ્તુ જેટલી મોંઘી, હિતકારી અને નાજુક હોય છે, તેની સુરક્ષાની પણ એટલી જ વ્યવસ્થા કરવામાં આવે છે. સાચું મોતી સુંદર તથા મૂલ્યવાન ચીજ છે, એટલે કુદરતે તેને સીપરૂપી કવચમાં છૂપાવીને રાખ્યું છે. અખરોટ અને બદામને જુઓ, તેની ફરતે સખત આવરણ હોય છે. સ્ત્રી પણ સ્વભાવે કમજોર છે, એટલે તેને પણ હિજાબરૂપી કવચ પુરૂં પાડવામાં આવ્યું છે. અલ્લાહપાકના રસૂલ (સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ)એ એક વખત સ્ત્રીઓને 'કાચના વાસણ' કહ્યા છે. અલ્લાહપાકે સ્ત્રીને જે માન-સન્માન આપ્યું છે, તેનો તકાદો પણ એ જ છે કે, એક સુરક્ષા કવચ જે તેને લાલચુ નજરોથી બચાવે, તેની રક્ષા કરે.

કુર્આને કરીમમાં છે કે, ''હે પયગમ્બર ! તમે તમારી પત્નીઓ તથા મુઅમિનોની બીવીઓને કહી દો કે, તેઓ ઘરથી બહાર નીકળે તો પોતાની ચાદરો પોતાના ચહેરા પર લટકાવી લે (ઘૂંઘટો તાણી લે), જેથી તેમની ઓળખ થઈ જાય અને તેમને ત્રાસ આપવામાં ન આવે. બીજા શબ્દોમાં કહીએ તો પરદો ઓળખનું પણ સાધન છે, અને સુરક્ષાનું સાધન પણ છે. જો કોઈ સ્ત્રી પરદામાં હોય તો કોઈ તેની ઉપર હાથ નાંખી નથી શકતો. એક નવમુસ્લિમ સ્ત્રીએ પરદા (હિજાબ) વિશે ટિપ્પણી કરતાં કહ્યું કે, આ એ

વાતનું એલાન છે કે, ''હું કોઈના શોષણનો ભોગ બનવા લાયક નથી.'' આ તે સમાજની વાત છે, જ્યાં રસ્તે ચાલતા સ્ત્રીને ટીશ્યુ પેપર સમજી વાપરીને ફેંકી દેવામાં આવે છે. આનાથી સાબિત થાય છે કે, પરદો એક કિલ્લો છે, જેની અંદર પ્રવેશનાર દૂષણોથી સુરક્ષિત થઈ જાય છે. કુદરત એ વજૂદ પર કેટલી મહેરબાન છે, જેને સ્ત્રી કહેવામાં આવે છે કે તેને લજ્જા તથા લાજ (નકાબ)ની શ્રેષ્ઠ તથા સુંદર ભેટ અર્પણ કરી !

સ્ત્રી જે એક પુત્રી, પત્ની, માં તથા બહેન છે. દરેક સ્વરૂપે આદરપાત્ર છે. જેના ખોળામાં નબીઓ અને વલીઓ ઉછરે છે. જેના ખોળામાં ઈમામ અબૂ હનીફા (રહ.) અને શેખ અબ્દુલકાદિર જીલાની (રહ.) જેવા બુઝુર્ગો ઉછર્યા છે. કેટલી સન્માનનીય છે સ્ત્રી ! પરંતુ શું નિર્લજ્જતાના આ પ્રદર્શનથી તેનું મૂલ્ય બાકી રહી શકે છે ? અલ્લામા ઈકબાલે બહુ પહેલાં કહ્યું હતું:

**યે ડ્રામા દિખાએગા ક્યા સીન**
**પરદા ઉઠનેકી મુન્તઝિર હૈ નિગાહ**

આજે પરદો ઉંચકાયા બાદ જે દૃશ્ય આપણી સામે છે, તે એ હકીકત સ્પષ્ટ કરી રહી છે કે, ઈસ્લામે ફરજ કરેલ પરદાની વ્યવસ્થા કેટલી મૂલ્યવાન મૂડી છે. આ જાણે કે ચાર રસ્તે લાગેલું તે સિગ્નલ છે, જે ગાડીઓને એકબીજા સાથે અથડાવાથી બચાવે છે. બુદ્ધિમાં પણ એ વાત આવે છે કે, ડાળી પર ખીલેલું ફુલ જો કોઈના ગળાના હારમાં પરોવાય જાય તો તે સુરક્ષિત થઈ જાય છે. પરંતુ જો તેને રસ્તામાં રઝળતું રાખી દેવામાં આવે તો કચડાય જાય છે. સોનું જો ચાર રસ્તા પર મૂકી દેવામાં આવે તો તેનું ચોક્કસ પરિણામ ચોરી આવશે. આજે સ્ત્રી ડોક્ટર બની જાય કે પછી એન્જીનિયર, જેનો હર પળ વિજાતીયપાત્ર સાથે સામનો થતો રહે છે. જો તે હિજાબ (પરદો)ની સીમાઓમાં ન હોય તો દૂષણો જન્મવાની શક્યતાઓ વધી જાય છે. આજના કાળમાં મર્યાદાઓનું પાલન અત્યંત જરૂરી છે. હિજાબને અપનાવવાથી જ સ્ત્રી સર્ખરૂ અને સરબુલંદ થઈ શકે છે.



# પરદા વિશે કેટલીક મહત્વપૂર્ણ બાબતો

બેહયાઈના દરવાજાઓને બંધ કરવા માટે શરીઅતે વિગતવાર સૂચનાઓ આપી છે. જો તેના મુજબ જીવન વિતાવવામાં આવે તો સમાજમાં નિર્લજ્જતાના વલણો વિકસી જ નહીં શકે. અલ્લામા બુરહાનુદ્દીન મહમૂદે પોતાની કૃતિ ''અલ મુહીતુલ બુરહાની'' અને અલ્લામા ફરીદુદ્દીને પોતાની વિખ્યાત કૃતિ ''ફતાવા તાતારખાનિયા''માં પરદાના મસાઈલને બહુ જ વ્યવસ્થિત રીતે દર્શાવ્યા છે. અહીં તેનો સારાંશ રજૂ કરવામાં આવી રહ્યો છે.

પરદાના મસાઈલ મૂળભૂત રીતે ચાર પ્રકારના છે :

**પુરૂષનું પુરૂષને જોવું :**

એક પુરૂષ બીજા પુરૂષની દૂંટીથી લઈ ઘુંટણ સુધીના ભાગ સિવાય સમગ્ર શરીરને જોઈ શકે છે. આનાથી જાણવા મળ્યું કે, જાંઘ અને ઘુંટણ પણ મર્દના સતર (ગુપ્ત અંગ)માં શામેલ છે. પ્રત્યેક સ્થિતિમાં તેને ઢાંકવાની કાળજી લેવી જોઈએ. કેટલાક પુરૂષો ચડ્ડી-જાંગીયા પહેરીને ફરતા જોવા મળે છે, એ જાઈઝ નથી. હદીષોમાં પણ જાંઘને ઢાંકવાનો આદેશ આવ્યો છે.

*(હાશિયા ફતાવા તાતારખાનિયા : ૧૮/૯૮, બહવાલા તિરમિઝી : ૨/૧૦૭)*

**સ્ત્રીનું સ્ત્રીને જોવું :**

તેનો હુકમ એ છે કે, એક સ્ત્રી બીજી સ્ત્રીના શરીરને માત્ર એ હદ સુધી જોઈ શકે છે જેટલી એક પુરૂષ માટે બીજા પુરૂષના શરીરને જોવાની છૂટ છે. અર્થાત્ દૂંટીથી લઈ ઘુંટણ સુધીના ભાગને છોડી બાકી શરીરને જોવાની ગુંજાઈશ છે. અલબત્ત, જો બિનમુસ્લિમ સ્ત્રી હોય તો એનાથી મુસલમાન સ્ત્રીઓએ પૂરેપૂરો પરદો કરવો જોઈએ. તેની સામે જરૂરત વગર હથેળી અને ચહેરા સિવાય શરીરના અન્ય ભાગને ખોલવો જાઈઝ નથી.

*(ખવાતીનકે શરઈ મસાઈલ, બહવાલા તફસીરે કુર્તુબી : ૧૨/૯૫)*

**સ્ત્રીનું પારકા પુરૂષને જોવું :**

એના હુકમમાં થોડીક વિગત છે કે જો ફિત્નાનો ભય હોય તો સ્ત્રી માટે પારકા પુરૂષને જાણી જોઈને જોવું બિલ્કુલ જાઈઝ નથી. અને જો શહ્‌વત

(બદઈરાદો) ન હોવાનો વિશ્વાસ હોય તો નજર પડી જાય તો એની ગુંજાઈશ છે, પરંતુ દૂંટીથી લઈ ઘુંટણ સુધીના ભાગને જોવાની પરવાનગી કોઈ પણ સંજોગોમાં નહીં હશે. (આનાથી એ જાણવા મળ્યું કે, કેટલીક ઔરતો શુભ પ્રસંગોના સમયે દુલ્હા વગેરેને જોવા માટે જે પડાપડી કરે છે એ ઠીક નથી.)

*(ઈસ્લાહુર્રુસૂમ : ૫૬)*

## પુરૂષનું સ્ત્રીને જોવું :

શરઈ દૃષ્ટિએ વર્તમાનકાળમાં ત્રણ સ્થિતિઓ હોય શકે છે :

● **પુરૂષનું પોતાની પત્નીને જોવું :** શરઈ દૃષ્ટિએ તેમનું આખું શરીર પુરૂષ (પતિ) માટે જોવું જાઈઝ છે. પતિ-પત્ની વચ્ચે પરદાનો આદેશ નથી. તે છતાં બેહતર એ જ છે કે, સંભોગ વખતે નજર સાચવવામાં આવે. એકબીજાના ગુપ્ત અંગો જુએ નહીં. અલ્લાહપાકના રસૂલે (સલ.) સંપૂર્ણપણે નિર્વસ્ત્ર થઈને સંભોગ કરવાની મનાઈ ફરમાવી છે. *(અલ મુહીતુલ બુરહાની : ૮-૨૬)*

● **પુરૂષનું પોતાની મહરમ સ્ત્રીઓને જોવું :** એવી મહરમ સ્ત્રી કે જેનાથી ક્યારેય પણ નિકાહ હલાલ (જાઈઝ) નથી થઈ શકતો. દા.ત. માં, પુત્રી, બહેન, ફોઈ, માસી વગેરે. તેમના શણગારવામાં આવેલા અંગો દા.ત. ગરદન, કાન, માથુ, કાંડુ તથા ખભો વગેરે પર નજર પડી જાય તો શરઈ દૃષ્ટિએ તેમાં કોઈ વાંધો નથી. અલબત્ત દૂંટીથી લઈ ઘુંટણ સુધીનો ભાગ ભલેને મહરમ સ્ત્રીનો હોય, જોવો જાઈઝ નથી. અને જ્યાં પણ ફિત્નાનો ભય હોય ત્યાં મહરમ સ્ત્રીના શરીરનો કોઈ પણ ભાગ જોવો કે સ્પર્શવો જાઈઝ નહીં હશે.

● **પુરૂષનું પારકી સ્ત્રીને જોવું :** ફિત્નાનો ખતરો હોય (જેવી રીતે આજકાલ થઈ રહ્યું છે), તો પુરૂષ માટે કોઈ પારકી સ્ત્રીના શરીરના કોઈ પણ ભાગને જોવો જાઈઝ નથી. અને પારકી (નામહરમ) સ્ત્રીઓમાં કાકા, ફોઈ, મામાની પુત્રીઓ એવી જ રીતે કાકી, મામી અને સાળીઓ વગેરે પણ શામેલ છે. અલબત્ત, જો ફિત્નાનો બિલ્કુલ ભય ન હોય (હવે આવું બહુ જ ઓછું બને છે), દા.ત. સ્ત્રી અત્યંત વૃદ્ધ છે, તો માત્ર તેના ચહેરા તથા હથેળીને જરૂર મુજબ જોવાની ગુંજાઈશ છે. વૃદ્ધ સ્ત્રીની બાબતમાં ખુદ અલ્લાહ તઆલાએ

કુર્આનમાં થોડીક છૂટ આપી છે. છતાં બેહતર એ જ છે કે, વયોવૃદ્ધ સ્ત્રીઓ પણ પરદાની કાળજી રાખે અને જરૂર વગર બેપરદા ન થાય. *(સૂરએ નૂર : ૬૦)*

સંયુક્ત પરિવારોમાં જેટલું બને તેટલી પરદાની તકેદારી રાખવામાં આવે. કાકાના છોકરા, મામાના છોકરા તથા ફોઈના છોકરા બધા નામહરમો છે. તેમનાથી પરદો ખૂબ જરૂરી છે. ભાઈની પત્ની, દિયર, જેઠ બધાથી એક અંતર રાખવાનો આદેશ છે. અત્યંત મજબૂરીની સ્થિતિમાં જો કે માત્ર ચહેરો કે હાથ ખોલવાની છૂટ આપવામાં આવી છે, પરંતુ વધારે છૂટછાટ લેવાની કોઈ ગુંજાઈશ નથી. અલ્લાહપાકના રસૂલ (સલ.)એ ફરમાવ્યું કે, "દિયર તો મૌત છે." અર્થાત્ : દિયર ભાભી માટે મૌત સમાન ખતરનાક છે.

ઘરના નોકરો જો બાલિગ હોય તો તેમનાથી પણ પરદો જરૂરી છે. હઝરત અનસ (રદી.) બાળપણથી આપના ખાદિમ હતા. ઘરમાં આવ-જા કરતા, પરંતુ જ્યારે આપ બાલિગ (પુખ્તવયના) થઈ ગયા તો આપને ઘરમાં પરદા વગર જવાની મનાઈ ફરમાવી દેવામાં આવી.

આપણા ઘરોમાં ખાસ કરીને એવા નોકરોથી પરદો કરવામાં નથી આવતો, જે બાળપણથી ઘરમાં કામ કરતા હોય અને ત્યાં જ મોટા થયા હોય. જો નોકરાણી હોય તો તેના ઉપર પણ જરૂરી છે કે તે ઘરના પુરૂષોથી પરદો કરે. ઘણી વખત નોકરાણી અને ઘરના પુરૂષો માટે એકાંત અવસ્થાના સંજોગો ઉભા થઈ જાય છે, તો એ પણ જાઈઝ નથી. ક્યાં તો પુરૂષે નીકળી જવું જોઈએ, ક્યાં તો નોકરાણીએ. અલ્લાહપાકના રસૂલ (સલ.)એ ફરમાવ્યું કે, જ્યારે પણ એક પારકો પુરૂષ તથા એક પારકી સ્ત્રી એકાંતમાં હોય છે, ત્યારે ત્યાં ત્રીજો શયતાન હોય છે. *(મિશ્કાત : ૨/૨૬૮)*

શાદી પહેલાં મંગેતરને જોવાની તો છૂટ છે, પરંતુ તેની સાથે મુલાકાત કરવાની કે ફોન પર લાંબી લાંબી વાતો કરવાની બિલ્કુલ છૂટ નથી. તેનાથી ઘણા દૂષણો જન્મ્યા છે. અલ્લાહપાકના રસૂલ (સલ.)એ ફરમાવ્યું : "કોઈ માણસ પોતાનું શરીર કીચડમાં લથપથ ભૂંડ સાથે લગાડે એ તેનાથી સારૂં છે કે, તેનો ખભો કોઈ એવી સ્ત્રી સાથે સ્પર્શ કરે જે તેના માટે હલાલ ન

હોય.'' *(અત્તરગીબુ વત્તરહીબ : ૨૯૧૭)*

એવી જ રીતે નામહરમ શિક્ષકો અને શિક્ષિકાઓ પાસે એકાંતમાં ભણવામાં કે ટ્યુશન લેવામાં પણ બહુ મોટો ખતરો છે. આ બાબતમાં પણ સાવચેતી રાખવામાં આવે. જો પરદાની વ્યવસ્થા હોય અને ક્લાસમાં અન્ય બાળકો પણ હોય અથવા તો કોઈ મહરમ સાથે હોય તો છૂટ મળી શકે છે.

આ કારણોસર ઈસ્લામ જેટલું શક્ય હોય તેટલું સ્ત્રીને ઘરમાં જ રાખવાને પસંદ કરે છે. જુઓ તેણે સ્ત્રી સબંધી કેવા આદેશો પાઠવ્યા છે :

- સ્ત્રીઓને મસ્જિદમાં નમાઝ માટે આવવા પર આગ્રહ રાખવામાં નહીં આવ્યો, બલ્કે તેઓ ઘરમાં જ નમાઝ પઢે એને પ્રાધાન્ય આપવામાં આવ્યું.
- તેમની ઉપર કમાવવાની જવાબદારી નાંખવામાં ન આવી. શાદી પહેલાં તેની જવાબદારી તેના પિતા પર હોય છે, અને શાદી પછી તેના જીવન-નિર્વાહની જવાબદારી તેના પતિ ઉપર હોય છે.
- સ્ત્રીઓ પર જિહાદ (ધર્મયુદ્ધ)ની પણ જવાબદારી નાંખવામાં નહીં આવી. (સિવાય કે અત્યંત વિકટ સ્થિતિ હોય.)

અલ્લાહપાકના રસૂલ (સલ.)એ ફરમાવ્યું કે, સ્ત્રી છૂપાવવાની ચીઝ છે. જ્યારે તે બહાર નીકળે છે ત્યારે શયતાન તેની તાકમાં રહે છે.

*(તિરમિઝી શરીફ : ૧/૨૨૨)*

છતાં માણસને જરૂરિયાત લાગેલી રહે છે. કોઈ સ્ત્રીને ક્યારેક બહાર જવાની જરૂર ઉભી થાય છે તો તે જઈ શકે છે, પરંતુ પરદા સાથે બહાર જાય. બીજી વાત એ કે, જો ક્યાંક લાંબે જવાનું હોય તો કોઈ મહરમને સાથે લઈ જાય. માત્ર ડ્રાઈવર કે ઘરના નોકર સાથે જવામાં દૂષણો જન્મે છે.

આજકાલ લોકો બુરખા પર વાંધો ઉઠાવે છે, અને કહે છે કે તેનો પુરાવો કુર્આન શરીફથી નથી મળતો ! હું કહું છું કે, કુર્આનમાં તમારા મનસ્વી અર્થ પ્રમાણે બુરખાનો ઉલ્લેખ નથી, પરંતુ કુર્આનનો જે અર્થ અલ્લાહપાકના રસૂલ (સલ.)એ સમજ્યો અને તેને અમલમાં આણ્યો તેમાંથી બુરખો તો સ્પષ્ટપણે સાબિત થાય છે. જુઓ અબૂ દાવૂદ શરીફની આ

રિવાયત શું કહે છે : "ઉમ્મુલ મુઅમિનીન હઝ. ઉમ્મે સલમા (રદી.) ફરમાવે છે કે, જ્યારે સૂરએ અહઝાબ (૩૩)ની આયત નંબર ૫૯ ઉતરી, જેમાં ઘુંઘટ તાણવાનો આદેશ હતો, તો અન્સાર (મૂળ મદીનાવાસી મુસ્લિમો)ની સ્ત્રીઓ કાળા વસ્ત્રો એવી રીતે પહેરીને બહાર નીકળી, જાણે કે તેમના માથા પર કાળા કાગડા બેસેલા છે." *(અબૂ દાવૂદ : ૨/૫૬૭)*

ઈમામ મુહમ્મદ બિન સીરીન (રહ.)એ નોંધ્યું છે કે, વિખ્યાત તાબિઈ હઝરત અબૂ ઉબૈદહે (રહ.) ઉપરોક્ત આયતની વ્યવહારિક સમજૂતિ (અમલી તફસીર) આપતાં ચાદરને મોઢા પર એવી રીતે વિંટાળી કે માત્ર એક આંખ દેખાઈ રહી હતી. *(અહકામુલ કુરઆન : ૩/૩૭૧)*

એમ કહી શકાય કે તેમણે આ આયતની તફસીર એ કરી કે, સ્ત્રી આખું શરીર છુપાવે. માત્ર એક આંખ ખુલ્લી રાખે જેથી જોઈને ચાલવામાં સરળતા રહે.

પરંતુ એ બુરખો સીધો-સાદો તથા અનાકર્ષક હોવો જોઈએ. આજકાલ જે ફેશનેબલ, ચમકદાર કપડાનાં ચુસ્ત, અસ્ત્રીબંધ બુરખા નીકળ્યા છે, તેની કોઈ ગુંજાઈશ ઈસ્લામમાં નથી. કારણ કે તેમાં 'હેતુફેર' (કલ્બે મૌઝૂઅ્) થઈ જાય છે. બુરખો પરદા માટે છે, પરંતુ આવા બુરખા બેપર્દગી માટે નિમિત્ત બની જતા હોય છે.

## મહિલા વિરોધી ગુનાખોરી ડામવામાં પરદાની ભૂમિકા

**I think the greatest thing when you are a female who is always out and about is to remember that your place is in the home.** *(Hindustan times. Delhi 23-7-04).*

મારા મંતવ્ય મુજબ જે સ્ત્રીઓ હમેંશા ઘરની બહાર ફરતી રહે છે, તેમણે સૌથી મોટી અને મહત્વની વાત યાદ રાખવી જોઈએ કે, તેમનું સર્વશ્રેષ્ઠ ઠેકાણુ એમનું "પોતાનુ ઘર" છે.

આ શબ્દો કોઈ મૌલાના સાહબ કે રૂઢિચુસ્ત કહેવાતી બુરખાધારી ખાતુનના નથી, બલ્કે ફિલ્મી જગતમાં અદાકારી અને નગ્ન તસ્વીરોનો લાંબો કેરીયર પ્રાપ્ત કર્યા બાદ પોતાનો કડવો અનુભવ વ્યકત કરતી પ્રખ્યાત ફિલ્મી અદાકાર શ્રીમતી "કેટ હિડસન"ના છે.

ઈંગ્લેન્ડમાં આપેલા પોતાના ઈન્ટરવ્યુમાં તેમણે સ્ત્રીઓને આ પ્રમાણેનો મશ્વેરો આપ્યા બાદ પોતાના માટે આ ઈચ્છા અને ઈરાદો વ્યકત કર્યો કે, તે એક કર્તવ્ય પાલન, આજ્ઞાકારી પત્ની અને પ્રેમાળ તથા હેતાળ માતા બનીને પોતાનું બાકી જીવન વિતાવવા માંગે છે. આજ પ્રમાણેના શબ્દો હોલીવુડની પ્રખ્યાત અદાકાર **'Greta Garbo'** તથા **'Jean Seberg'**ના પણ છે કે, શાદી ન કરવી હમારી મહા ભૂલ હતી.

*(હિંદુસ્તાન ટાઈમ્સ, ૨૧ સપ્ટેમ્બર ૧૯૮૦)*

ફકત ફિલ્મી જગતનો જ હાલ આવો નથી. સરકારી કે પ્રાયવેટ નોકરી અને સામાજિક તથા ફૌજી સેવાઓ સુંધ્ધામાં સ્ત્રીથી તેની શર્મ, હયા, લજ્જા અને મર્યાદાઓ છિનવી લઈ તેના ઉપર નગ્નતા અને અંગપ્રદર્શન થોપવામાં આવ્યા.

જીવનના અમુક વર્ષો સુધી તો મહિલા મોર્ડનયુગના ભૌતિક લાભો પ્રાપ્ત કરવાના શૌખમાં પોતાને "શમ્એ મેહફિલ" બનાવે છે, પરંતુ વખત જતાં સૌંદર્યમાં ઘટાડો થવાથી અને પુરૂષોના આકર્ષણમાં કમી આવવાને લઈ તથા પુરૂષો તરફથી વર્તાવમાં ફેરફાર થવાને લઈ સમયના વહેણ બદલાવાની વાસ્તવિકતા સામે આવે છે. અને અસલ હકીકતનું ભાન આવે છે, તો પછી "શ્રીમતી હિડસન"ની જેમ તેનો દ્રષ્ટિકોણ અને વિચારધારા પણ બદલાય જાય છે.

સ્ત્રીઓને સમાનતા અને સ્વતંત્રતાના બહાના હેઠળ ઘરથી બહાર કાઢી બજારો, મેહફિલો બલ્કે ફૌજમાં ભરતી કરવામાં પણ યુરોપ અને અમેરીકાએ મહત્વનો રોલ ભજવ્યો છે. અમેરીકી ફૌજમાં બે લાખથી વધુ સ્ત્રીઓ છે. ફૌજી સેવાઓ બજાવવી તો એમનો ફૌજી ડયુટી અને મુલ્કી સેવા બજાવવાના કર્તવ્ય પાલનનો એક અંગ છે, પરંતુ તેનાથી વધુ ચોંકાવનારી

બાબત એ છે કે તેમને ફૌજી પુરુષો અને અફસરોના જાતિય સુખ માણવા અને વાસના ભૂખ સંતોષવા માટે મજબૂર કરવામાં આવે છે. આ મજબૂરીઓ અને લાચારીઓએ તેમને જે મનોવૈજ્ઞાનિક પરેશાનીઓ અને તકલીફોમાં સપડાવી લીધી છે, તેનો અંદાઝો એક માજી અમેરિકી ફૌજી સ્ત્રી ''મારયાન બદ્દા''ની આપવિતિના વર્ણનથી આવી શકે છે કે, પહેલા જયારે હું અમેરિકી ઝંડો જોતી હતી, તો તે મને લાલ, સફેદ અને લીલા કલરનો દેખાતો હતો, પરંતુ હવે એમાં ફકત લોહીના ડાઘાઓ જ દેખાય છે, લાલ રંગ તે ખૂનનું પ્રતિક છે, જે મારા શરીરથી વહાવવામાં આવ્યુ. લીલોરંગ તે ઝખ્મો અને ઠોકરોનું પ્રતિનિધિત્વ કરે છે, જે મારા કુમળા અને નાઝુક શરીરને વેઠવા માટે મજબૂર થવુ પડયુ. અને સફેદ કલર મારા થરથર કાપતાં, ગભરાયેલ ચેહરાની નિશાની છે. મારા પોતાના દેશ માટે મને શારીરિક અને માનસિક પિડાઓ અને અસહ્ય તકલીફો આપવામાં આવી. મારી ઈઝઝત બલ્કે સર્વત્ર છિનવી લેવામાં આવ્યુ.

મારયાન બદ્દાની દર્દનાક કહાની નારી સ્વતંત્રતાના કલ્ચર ઉપર એક કલંક છે. પરંતુ આ ફકત એક કિસ્સો નથી. અમેરિકન ફૌજના મેડીકલ સેન્ટર ૨૦૦૩ની એક ઈન્કવાયરીથી માલૂમ પડે છે કે, ૫૫૮ સ્ત્રી ફૌજીઓમાંથી અઠ્ઠાવીસ ટકા સ્ત્રીઓએ બતાવ્યું કે, ફૌજી નોકરી દરમ્યાન તેમની ઈઝઝત લૂંટાઈ ગઈ, અથવા તેની કોશિષો કરવામાં આવી. આ તો તે સ્ત્રીઓની ટકાવારી છે જેમણે જાતિય સતામણી વિરૂધ્ધ મોઢું ખોલ્યુ. પેન્ટાગોનનો ઈ.સ. ૧૯૮૮નો સર્વે દર્શાવે છે કે, ફૌજમાં પુરૂષોની સતામણીનો ભોગ બનેલ નેવું ટકા સ્ત્રીઓ અમુક કારણોસર અધિકારીઓને પોતાની મઝલૂમીની દાસ્તાનનું વર્ણન કરી શકતી નથી.

મહિલાઓ સાથે છેડછાડ અને એમના સાથે બદતમીઝીના કિસ્સાઓ રોજ ન્યુઝ પેપરોના પૃષ્ઠો ચમકાવે છે. દેશનું કદાચ જ કોઈ નાનુ મોટુ એવું શહેર હશે, જેમાં મહિલાઓની છેડતીના કિસ્સા ન બનતા હોય. એક સર્વેપ્રમાણે આપણા દેશમાં આ પ્રકારનો એક કિસ્સો દર પંદર મિનિટે બને છે. જયેન્દ્ર સ્ટડીઝ ગૃપે દિલ્હી શહેરની યુનિવર્સિટીઓના આંકડા પ્રગટ

કર્યા છે, તેમાં ૯૧.૭ ટકા હોસ્ટેલમાં રહેનાર, ૮૮.૨ ટકા નોન હોસ્ટેલઝ અને ૮૫.૭ ટકા લોકલ વિદ્યાર્થીઓ અને વિદ્યાર્થીનીઓએ કેમ્પસમાં દરરોજ જાતિય સતામણીની શિકાયત કરી છે.

**આમ હોગી આશિકી કાલેજ કે અર્ઝો તૂલ મેં**
**લયલા વ મજનૂં નઝર આયેંગે હર સ્કૂલ મેં**

દિલ્હીની એક પબ્લિક સ્કુલનો સર્વે રિપોર્ટ ટાઈમ્સ ઓફ ઈન્ડિયાએ પ્રકાશિત કર્યો છે, જે અત્યંત ચોકાવનારો છે કે, બારમી કલાસથી પહેલા જ તે સ્કુલોના ૭૫ ટકા વિદ્યાર્થીઓ અને વિદ્યાર્થીનીઓ કોઈને કોઈ પ્રકારે શારીરિક સુખ માણી ચુકયા છે. તેનું કારણ વિદ્યાર્થીનીઓના પશ્ચિમી કલ્ચરના ભડકાવનાર ડ્રેસીસ હોય છે.

સો ટકા સાક્ષરતાની ડંફાશો મારતા રાજય કેરાલામાં સુશિક્ષિત મહિલાઓની જાતીય સતામણી ચરમસીમાએ છે. ૨૦૦૩ જુનથી એક વર્ષના ગાળામાં કેરાલામાં ૨૦૧૭ જેટલા જાતીય સતામણીના તથા ૨૮૬૩ જેટલા પુરૂષો દ્વારા પત્નીઓ પર ગુજારાતા અત્યાચારોના કેસો થયેલા છે. છેલ્લા ત્રણ વર્ષમાં આ પ્રકારના કેસોમાં ૩૯૬ પિડીતોએ આત્મહત્યા કરેલી છે.

મુંબઈથી પ્રગટ થતા જન્મભૂમી અખબારના એક શિર્ષક "મહિલા વિરોધી ગુનાખોરી વધતી જાય છે" હેઠળ લાંબા લેખમાં લખે છે કે, એક સમાચાર પ્રમાણે અનિલ પાઠક નામનો નરાધમ ૧૭ વર્ષની પોતાની પુત્રી પર છેલ્લા ચાર વર્ષથી બળાત્કાર કરતો હતો. તેણે તેને બે વાર ગર્ભપાતની ફરજ પાડી હતી. અને પછી પોતાના છોકરાની માં બનાવ્યા બાદ નાણાં માટે તેને આધેડ વયની વ્યકિત સાથે પરણાવી હતી. આ માટે અનિલને દસ વર્ષની જેલ અને પાંચ હજાર રૂપિયાના દંડની સજા થઈ છે.

મહાનગર મુંબઈના પરા મુલુંડની ભદ્ર લોકોની કોલોનીમાં બે સગીર વયના છોકરાઓએ પોતાના ઘરમાં કામ કરનારી બાઈની ૯ વર્ષીય છોકરી પર બળાત્કાર કર્યો. પોલીસે આ બંને કિશોરોને બાળ સુધારગૃહમાં મોકલી દીધા છે.

ભારતમાં ચાર મહાનગરો મુંબઈ, દિલ્હી, કોલકાતા અને ચેન્નઈથી પ્રગટ થનારા અખબારોમાં છેલ્લા બે મહિનાથી દરરોજ બળાત્કારના સમાચાર વાંચવા મળે છે. એક જ દિવસના અખબારમાં બે, ચાર કે છ બળાત્કારોના સમાચાર જોવા મળે છે. આ બળાત્કારોનું સૌથી ખરાબ પાસુ એ છે કે, નાની વયની બાળાઓ આવા નરપિશાચોની વાસનાનો ભોગ બને છે. માનવામાં નથી આવતુ કે કોઈ ત્રણ મહિનાની બાળકી પર બળાત્કાર કરવાનું અધમ કૃત્ય પણ કરી શકે. અમુક કેસોમાં બાળાની ઉંમર ત્રણ વર્ષની અને અમુક કેસોમાં છ વર્ષની હોય છે. ભારતમાં સામાન્ય રીતે દરરોજ ૩૦ બળાત્કારની ઘટનાઓ બને છે, પરંતુ આ આંકડો સાચો નથી. કારણ કે ગામડામાં બનેલી બળાત્કારની ઘટનાઓની નોંધણી થતી નથી. મોટા ભાગના કેસોમાં માં-બાપ પોતાની દીકરીને બદનામીમાંથી બચાવવા કેસની નોંધણી જ કરાવતા નથી. એક આંતરાષ્ટ્રીય એજન્સીએ આપેલી માહિતી પ્રમાણે ભારતમાં દરરોજ ૨૧૪ બળાત્કાર થાય છે.નાની બાળ કીઓ સાથે બળાત્કાર કરવાની વિક્રમરૂપ કુખ્યાતિ ભારતે ૧૯૯૪માં મેળ વી હતી. આ વર્ષે દરરોજ ચાર બાળકીઓ પર બળાત્કાર થયો હતો. લાગે છે કે હાલનું વર્ષ ૧૯૯૪ને પણ પાછળ મૂકી દેશે. *(જન્મભૂમિ, તા.૨૪/૯/૦૪)*

**ઈસ દૌરકી યે નાચતી ગાતી હુઈ તહઝીબ**
**કયા જાનિએ કિસ કર્બ (બેચેની)કા ઈઝહાર કરે હૈં ?**

ઈન્સાનોને પેદા કરવાવાળા અલ્લાહપાકે માનવસમાજની સ્વચ્છતા આદર્શતા અને પાકીઝગીની જે સુંદર વ્યવસ્થા કરી છે, તેમાં સ્ત્રી-પુરૂષના કામો વહેંચી આપ્યા છે. સ્ત્રી જો ઘરની જવાબદારી સંભાળી, આદર્શ પત્ની અને પ્રેમાળ માતાની જવાબદારીનું ભાન રાખે, તો તે પુરૂષનો ઘરની બહારની બધી જ જવાબદારીઓથી ભાર હલકો કરી આપે છે. પરંતુ જ્યારે તે પોતાની ઘરેલુ જવાબદારીઓમાં નિષ્ક્રિય રહી પારકા પુરૂષોની નજરોમાં પ્રિય થવા પોતાના અંગોનું પ્રદર્શન કરવા બહાર નીકળી પડે છે, તો ગૃહનિર્માણ થવાની જગ્યાએ બરબાદીનું કારણ બને છે.

અલ્લાહપાકના રસૂલ (સલ.)એ કેટલી સાચી વાત ફરમાવી છે કે,

સ્ત્રી છુપાવવાની વસ્તુ છે. જયારે તે ઘરની બહાર નીકળે છે, તો શયતાન તેને પારકા પુરૂષોની નજરોમાં સારી દેખાડે છે. અને જયારે તે પોતાના ઘરમાં હોય છે, તો અલ્લાહપાકની રહમતથી નજદીક હોય છે. *(તિરમિઝી)*

સ્ત્રીની ખાધા ખોરાકી તથા અન્ય બધીજ આર્થિક જવાબદારીઓ સંપૂર્ણ રીતે ફકત પુરૂષના ઝિમ્મે છે. એટલા માટે તેણે નોકરીની શોધમાં આમ-તેમ ભટકવાની કોઈ જ જરૂરત નથી. હા, જો તેની આર્થિક જરૂરતો પૂરી ન થતી હોય, તો પોતાની આર્થિક જરૂરત પૂરી કરવા ઘરની બહાર નીકળી શકે છે. પરંતુ જરૂરત માટે બહાર નીકળવુ અને ફેશન માટે નીકળ -વામાં (મનેચ્છાઓ અને ખોટા ભપકાઓ કરવા) ઘણો ફરક છે.

ઈસ્લામે વિશ્વમાનવ સમક્ષ એક આર્દશ સમાજ પધ્ધતિ રજુ કરી છે. અલ્લાહપાકે કુર્આન શરીફની એક આયતે કરીમામાં ફરમાવ્યું છે : ‘‘હે નબી (સલ.) ! ઈમાનવાળા પુરૂષોને કહી દો કે પોતાની નજર નીચી રાખે અને પોતાના ગુપ્ત ભાગોની સંભાળ રાખે. એમાં તેમના માટે વધારે સફાઈ છે. બેશક અલ્લાહપાક તેને જાણે છે, જે કંઈ લોકો કરતા રહે છે. અને (એવી જ રીતે) ઈમાનવાળી સ્ત્રીઓને કહી દો કે, પોતાની નજર નીચી રાખે, અને પોતાના ગુપ્ત ભાગોની સંભાળ રાખે, અને પોતાના શણગાર (ની જગ્યાઓ) જાહેર ન થવા દે, પરંતુ તેમાંથી જે ભાગ (નું દરેક વખત છુપાવવું અશકય હોવાથી ઘણુ કરી તે) ખુલ્લા રહે છે. અને તેણીઓને જોઈએ કે, પોતાની ઓઢણીઓ પોતાની છાતી પર નાંખી રાખે. અને પોતાના શણગારની (જગ્યાઓ) જાહેર ન થવા દે, પરંતુ પોતાના પતિઓ આગળ અથવા પોતાના પિતા અથવા પોતાના પતિના પિતા અથવા પોતાના દીકરા અથવા પોતાના પતિના પુત્રો અથવા પોતાના ભાઈઓ અથવા પોતાના ભત્રીજા અથવા પોતાના ભાણેજોની આગળ અથવા પોતાની (સ્વધર્મી) સ્ત્રીઓ અથવા પોતાની લોંદીઓ અથવા મર્દોમાંથી તે કામકાજ કરનારા જેમનું શહવત તરફ કંઈજ ધ્યાન ન હોય, તેમની આગળ અથવા એવા છોકરાઓ આગળ જેમને હજુ સ્ત્રીઓના ભેદની માહિતી નથી. અને સ્ત્રીઓ (ચાલવામાં) પોતાના પગ જોરથી નહિ મૂકે કે, જેથી તેણીઓનું છુપું ઘરેણું

જણાય આવે. અને હે ઈમાનવાળાઓ ! તમે સૌ અલ્લાહપાકની આગળ તૌબહ કરો, કે જેથી તમે ભલાઈ મેળવો. *(સૂરએ નૂર, આયત નં.૩૦–૩૧)*

ઘણા જ અફસોસની વાત છે કે, કુર્આન શ.માં પર્દાનો આદેશ સ્પષ્ટ શબ્દોમાં વર્ણન કરેલો છે, છતાં મુસ્લિમ સમાજના અમુક ઘરોમાં બિલ્કુલ પર્દાનો રિવાજ નથી. અમુક જગ્યાએ ઓળખાણવાળા પુરૂષોથી પર્દો છે. જેમની ઓળખાણ નથી, એવા અપરિચિત પુરૂષોથી બિલ્કુલ પર્દો નથી. જો પર્દાનો ખ્યાલ રાખવામાં આવે તો સમાજની ઘણી બધી બુરાઈઓ દુર થઈ જાય. નામહરમ પુરૂષોની સાથે એકાંતમાં ન રહેવુ જોઈએ, તેમની સાથે મોટર સાઈકલ ઉપર પણ ન ફરો.

બેશક આપણા સમાજમાં ઘણી બધી ખરાબીઓ છે, જેને દૂર કરવી ઘણી જ જરૂરી છે. પરંતુ જે સામાજિક બગાડ પર્દો ન હોવાથી આવ્યો છે, તે ઘણો જ દુઃખદ છે. ઉલમાએ કિરામ તથા વઅઝો નસીહત અને તબ્લીગ કરનાર હઝરાતથી ગુઝારીશ છે કે, પોતાના બયાનોમાં તથા જવાબદાર વડીલો પોતાની શરઈ તથા નૈતિક જવાબદારી સમજી આ બાબતે ધ્યાન આપે.

## અશ્લિલતા અને નગ્નતાનું પ્રદૂષણ

આ વિશ્વના મોટા-મોટા વૈજ્ઞાનિકો અને પર્યાવરણવાદીઓ હવા તથા પાણીના પ્રદૂષણ, ત્યાં સુધી કે અવાજના પ્રદૂષણની વાતો કરે છે. અને તેના વિશે ઘણી ચિંતા વ્યક્ત કરે છે. તેને કાબૂમાં લેવા માટે મોટા-મોટા સેમિનારો કરવામાં આવી રહ્યા છે. આ યોજનાઓ પર વૈશ્વિક સ્તરે કાર્ય કરવામાં આવી રહ્યું છે. જો કે તેનાથી મોટું પ્રદૂષણ તો આપણી સમક્ષ મોઢું ફાડીને ઉભું છે. જે ભારતીય સમાજ જ નહીં, સમગ્ર માનવજાત માટે અત્યંત ખતરનાક છે. તે છે જાતીય પ્રદૂષણ *(Sex pollution).*

આ પ્રદૂષણ આપણાં સમાજમાં કેન્સરની જેમ ફેલાતું જઈ રહ્યું છે. પરંતુ એ જેટલું ખતરનાક છે, તેટલી માત્રામાં તે કોઈને ખતરનાક નથી લાગતું. અન્ય પ્રદૂષણોથી તો માનવજીવનને ખતરો છે જ, પરંતુ જાતીય પ્રદૂષણથી માનવતાને ખતરો છે. જે માનવીનું મહાન સત્વ છે, અને તેનો

ખાત્મો સમાજના સારા મૂલ્યોનો ખાત્મો છે. જે કોઈપણ સમાજની બુનિયાદ, હાર્દ તથા ઓળખ હોય છે.

શરમ, સંકોચ અને લજ્જા એ માનવીય સમાજનો પાયાનો ગુણ છે. જ્યારે પ્રાણીમાં લગભગ શરમ-સંકોચ નથી હોતી. જન્નતમાં ભૂલચૂકના લીધે હઝરત આદમ તથા હઝરત હવ્વા અલયહિમુસ્સલામના ગુપ્ત અંગો છતા થઈ ગયા હતા. તો તેમણે શરમના માર્યા તત્કાલ પાંદડાઓ વડે શરીરને ઢાંકવાનું શરૂ કરી દીધું હતું. મતલબ કે જાતીય અંગોને ઢાંકવું જ માનવીનો પાયાનો ગુણ છે. જે તેને જાનવરોથી જુદો તારવે છે. પરંતુ આજની પશ્ચિમી જાતીયતાગ્રસ્ત સંસ્કૃતિ અંગ પ્રદર્શનની હિમાયત કરે છે. અને આ સાબિતી આપવામાં જ તેની સમગ્ર શક્તિ ખર્ચાઈ રહી છે.

જાતીય પ્રદૂષણે આપણા આખા સમાજને જકડી રાખ્યું છે. પરિસ્થિતિ એટલી વિસ્ફોટક થઈ ચૂકી છે કે, માનવી હજાર પ્રયત્નો છતાં આ પ્રદૂષણનો ભોગ બનવાથી બચી શકતો નથી. ઘરોમાં અને ઘરોથી બહાર, દરેક જગ્યાએ સ્ત્રીઓ નગ્ન કે અર્ધનગ્ન વસ્ત્રોમાં જોવા મળે છે. આજે પુરૂષની તુલનામાં સ્ત્રી પોતાના અંગોને બહુ ઓછા ઢાંકે છે. ઘરમાં હોય કે બજારમાં, મહેફિલમાં હોય કે રમત-ગમતના મેદાનમાં કે જાહેરખબરમાં, દરેક જગ્યાએ સ્ત્રી નગ્ન ઉભી છે. ઘરમાં સવારના પહોરમાં અખબાર ઉઠાવીને જુઓ તો તેમાં જાણી જોઈને છાપેલા સ્ત્રીના અર્ધનગ્ન ચિત્રો જોવા મળશે.

ટી.વી. પર જો તમે સાવચેતીના કારણોસર બધા પ્રોગ્રામ્સ છોડી માત્ર સમાચાર જોવા માંગશો, તો પણ બ્રેક દરમિયાન અશ્લીલ જાહેરખબરોથી બચી નથી શકતા. જો કોઈ મેગેઝીનના પાનાં ઉથલાવશો, તો ત્યાં પણ સ્ત્રીને નગ્ન કરવાની હોડ લાગેલી જોવા મળશે. માર્ગો પર ચોંટાડેલા પોસ્ટરો કે ઉભા કરાયેલા હોર્ડિંગ્સમાં ઠેર ઠેર તમને નગ્ન સ્વરૂપે સ્ત્રી જોવા મળશે. કોઈ વસ્તુ ખરીદશો, તો તેમાં અકારણે પણ સ્ત્રીનું ચિત્ર જોવા મળશે. બાગ-બગીચાઓ કે હરવા-ફરવાના સ્થળે જાઓ તો ત્યાં પણ અશ્લીલ દશ્યો જોવા મળશે.

પહેલાં કોલેજમાં સાદા તથા સુસભ્ય વસ્ત્રો પહેરવાની છૂટ હતી, હવે તો છોકરીઓ કોલેજ એવી રીતે જાય છે, જાણે કે શુટીંગ પર જઈ રહી હોય. બજારો તથા શુભ પ્રસંગોમાં સ્ત્રીઓ એવા કપડાં પહેરીને આવે છે કે, માથુ શરમથી ઝૂકી જાય છે. પરંતુ તેમના વાલીઓને કોઈ ખચકાટ નથી થતો, બલ્કે તેઓ એમ સમજે છે કે, આપણી પુત્રીઓ હાઈ સોસાયટી સાથે વ્યવહાર રાખવાને લાયક બની ગઈ છે.

સાયબર કાફે વડે જાતીયતાગ્રસ્ત સમાજના નિર્માણને વેગ આપવામાં આવ્યો. અને જો આપ સાયબર કાફેનો ઉપયોગ ન કરતા હોવ તો આપના મોબાઈલ પર આપને મૈત્રી કરવાની ઓફર પણ કરવામાં આવે છે. ક્યાંથી અને કેવી રીતે બચશો ? શયતાને ચારેકોરથી હુમલો કરી રાખ્યો છે. અને આનાથી પણ જાતીયતાગ્રસ્તોનું પેટ ન ભરાયું તો તેઓએ પશ્ચિમની નકલમાં ''રિયાલિટી શો'' અર્થાત્ ''સચકા સામના'' જેવા અશ્લીલ પ્રોગ્રામ્સ શરૂ કર્યા. જેમાં સ્ત્રી-પુરૂષ પોતાના અવૈધ સબંધોનો નિઃસંકોચ એકરાર કરે છે.

તદુપરાંત ૧૪ ફેબ્રુઆરીએ ''વેલેન્ટાઈન ડે''ના નામે પ્રેમ દિન તરીકે મનાવી જે નિર્લજ્જતા આચરવામાં આવે છે, તે ભારતીય સમાજને દૂષિત કરી રહી છે.

સૌથી મહત્વપૂર્ણ વાત એ કે આ જાતીય પ્રદૂષણના પ્રસારમાં આપણી કેન્દ્રિય સરકારની પણ અત્યંત મહત્વની ભૂમિકા રહી છે. જેણે વિવિધ માધ્યમો તથા જાહેરખબરો વડે ભારતીય સંસ્કૃતિને પશ્ચિમની જાતીયતાગ્રસ્ત સંસ્કૃતિથી ગંદી કરી દીધી છે. આ સંદર્ભે માત્ર એક દાખલો આપીશ.

પહેલાં પરિવાર નિયોજનની પ્રેરણા આપવા માટે સરકાર કોન્ડોમના ઉપયોગ પર ભાર આપતી હતી, પરંતુ હવે હેતુ બદલાય ગયો છે. હવે તેનો મકસદ પરસ્ત્રીગમનનો પ્રસાર કરવાનો છે. પુરાવા માટે એક જાહેરખબર જુઓ, જેમાં એક માણસ બીજા માણસને અત્યંત નિર્લજ્જતાપૂર્વક સલાહ આપી રહ્યો છે :

**પત્ની સાથે વફાદારી હોય કે ન હોય**
**કોન્ડોમ સાથે વફાદારી જરૂર કરજે ભાઈ**

નિરોધની આનાથી પણ વધારે અશ્લીલ તથા શરમજનક સરકારી જાહેરખબરો આવી ચૂકી છે. એક જાહેરખબરમાં માતા, પુત્ર તથા પુત્રી વચ્ચે તેની મહત્વતા સબંધે વિચાર-વિનિમય થતો દેખાડ્યો છે. એક બીજી જાહેરખબરમાં એક પિતા પોતાના પુત્રને કોલેજ ટ્રિપ પર જતાં પહેલાં નિરોધ આપે છે કે મોજમજા વખતે તેને યાદ રાખજે.

હવે જરા વિચારો ! આ સરકારી જાહેરખબરો આપણી સુંદર તથા પવિત્ર સંસ્કૃતિને નિર્મૂળ કરી કેવી કદરૂપી તથા નીચ સભ્યતાને આપણાં દેશમાં લાવવા માંગે છે. અને આપણાં સમાજને ક્યાં લઈ જવા માંગે છે. શું આ ખુલ્લમખુલ્લા વ્યભિચાર જેવા મહાપાપને ફેલાવવાની જાહેરખબર નથી? જેમાં સરકાર પણ સમગ્ર ભારતીય સમાજને ધકેલી દેવા માંગે છે !

## સુસભ્ય સમાજ કોણ અને અસભ્ય સમાજ કોણ ?

ભારતમાં દર ૨૬ મિનિટે એક છોકરી સાથે જાતિય સતામણી થાય છે. દર ૫૧ મિનિટે એક છેડતી થાય છે. આ આંકડા ''ધ સ્ટેટ ઓફ વર્લ્ડ પોપ્યુલેશન''ના અહેવાલમાં જાહેર કરવામાં આવ્યા છે. નેશનલ ક્રાઈમ રેકોર્ડ બ્યુરો (એન.સી.આર.બી)ના ૨૦૧૧ના આંકડા પ્રમાણે ભારતમાં દર ત્રેવીસ મિનિટે એક બળાત્કાર થાય છે. એન.સી.આર.બી.નો અહેવાલ કહે છે કે, ૨૦૦૨માં ભારતમાં દર ૫૪ મિનિટે બળાત્કારનો એક બનાવ નોંધાતો હતો. આ આંકડાઓ દેખાડે છે કે, છેલ્લા દસ વર્ષમાં દેશે આર્થિક ક્ષેત્રે ભલે વિકાસ કર્યો, પરંતુ સામાજિક ક્ષેત્રે રકાસ થયો છે.

વિશ્વમાં બળાત્કારના બનાવો જ્યાં સૌથી વધુ બનતા હોય એવા દેશોની યાદીમાં ભારત ત્રીજા ક્રમે આવે છે. અમેરિકામાં દર ૪૫ સેકન્ડે એક સ્ત્રી જાતિય સતામણીનો ભોગ બને છે. રેપ કેસની બાબતમાં અમેરિકાનું ચિત્ર ભારત કરતાં પણ વરવું છે. જો કે એમાં કંઈ ગૌરવ લેવાની વાત નથી.

નેશનલ ક્રાઈમ રેકોર્ડ બ્યુરોના અહેવાલ મુજબ ૨૦૧૧માં ભારતમાં બળાત્કારના ૨૩,૫૮૨ કેસ નોંધાયા હતા. અમેરિકામાં દર વર્ષે સરેરાશ

૮૯,૦૦૦ બળાત્કારના બનાવો નોંધાય છે. અમેરિકામાં થયેલા એક સર્વેક્ષણ પ્રમાણે ૬૦ ટકા જેટલા રેપના બનાવો પોલીસના ચોપડે નોંધાતા નથી.

પશ્ચિમના લોકો પોતાને બહુ સુધરેલા અને મોર્ડન માનતા હોય છે અને અશ્વેત લોકોને ગંદા, અસભ્ય અને જંગલી ગણીને તેમના પ્રત્યે ધૃણા સેવતા હોય છે. પરંતુ વસ્તીની દષ્ટિએ સૌથી વધુ બળાત્કાર થતા હોય એવા રાષ્ટ્રોની યાદીમાં અમેરિકા અને યુ.કે. (ઈંગ્લેન્ડ) બન્ને ટોપ ટેનમાં આવે છે.

જ્યાં બળાત્કારના બનાવો સૌથી ઓછા બનતા હોય એવા દેશોમાં ઈજીપ્ત સૌથી અવ્વલ છે. ત્યાં દર દસ લાખની વસ્તીએ વર્ષમાં માંડ એક રેપકેસ બને છે. *(ગુજરાત સમાચાર દૈનિક, તા.૨૨-૧૨-૧૨)*

ઈસ્લામે ૧૬ વર્ષની વયના છોકરાને શરઈ પુખ્ત ગણી તેના લગ્નની પરવાનગી આપી છે, પરંતુ ભારતના કાયદાઓ પ્રમાણે તે ૨૧ વર્ષનો અને છોકરી ૧૮ વર્ષની થાય ત્યારે જ લગ્નની પરવાનગી મળે છે. તેના કારણે ગુનાહો કરી તે બાળક હોવાના લઈ છૂટી જાય છે. દિવ્ય ભાસ્કરનો નીચેનો લેખ કાયદામાં સુધારાને અનિવાર્ય ગણી ઈસ્લામી કાયદાનું સમર્થન કરે છે.

આજના પ્રસાર માધ્યમોની અસર અને સામાજિક કારણોને લીધે ૧૪ થી ૧૬ વર્ષના કિશોરો પુખ્ત બની રહ્યા છે, પણ આપણા જરીપુરાણા કાયદાઓ તેમને બાળક ગણતા હોવાથી સમાજમાં વિસંવાદિતા પેદા થઈ રહી છે. તાજેતરમાં દિલ્હીમાં જે યુવતી ગેંગરેપનો ભોગ બની તેની ઉપર ત્રાટકનારા પુરૂષોમાં એક સાડા સત્તર વર્ષના તરુણનો પણ સમાવેશ થતો હતો. જુવેનાઈલ જસ્ટિસ એક્ટ મુજબ વધુમાં વધુ સજા ત્રણ વર્ષની જ થઈ શકે છે. વળી ‘‘બાળ ગુનેગાર’’ને જેલમાં રાખવાને બદલે બાળ સુધાર ગૃહમાં રાખવામાં આવે છે. આ ત્રણ વર્ષ દરમિયાન જો તે પુખ્ત બની જાય, તો તેને મુક્ત કરી દેવામાં આવે છે. આપણા ફોજદારી કાયદા મુજબ ૧૭ વર્ષના તરુણને બાળક ગણવામાં આવતો હોવાથી તે ફાંસીની સજાથી તો બચી જશે, પછી ગણતરીના મહિનાઓમાં સુધારગૃહમાંથી બહાર પણ આવી જશે.

નેશનલ ક્રાઈમ રેકોર્ડ્સ બ્યૂરોના આંકડાઓ મુજબ બાળકો દ્વારા જેટલા ગુનાઓ આચરવામાં આવે છે, તેમાંના ૬૪ ટકા ગુનાઓ ૧૬-૧૮ની વયજૂથમાં રહેલા બાળકો દ્વારા આચરવામાં આવે છે. ઈ.સ. ૨૦૧૧માં દેશમાં કુલ ૩૩,૮૮૭ બાળ ગુનેગારોની ધરપકડ કરવામાં આવી હતી. તેમાંના ૧૨૧૧ બાળકો ૭-૧૨ની વયજૂથના હતા. ૧૨-૧૬ની વયજૂથના બીજા ૧૧,૦૧૯ બાળકો હતા અને સૌથી વધુ ૨૧,૬૫૭ બાળ ગુનેગારો ૧૬-૧૮ની વયજૂથના હતા. આંકડાઓ એમ કહે છે કે, "બાળકો" દ્વારા આચરવામાં આવતી રેપની ઘટનાઓમાં ૧૮૮ ટકાનો ઉછાળો આવ્યો છે. ૧૬-૧૮ની વયજૂથના બાળકો દ્વારા અન્ય ગુનાઓ પણ વધી રહ્યા છે.

જુવેનાઈલ જસ્ટિસ એક્ટમાં ફેરફાર કરીને ૧૬ વર્ષના તરુણને 'પુખ્ત' જાહેર કરી દેવાથી સમસ્યાનો અંત આવવાનો નથી. વર્તમાન કાયદાઓ મુજબ જો કોઈ ૧૮ વર્ષનો પુરૂષ ૧૬ વર્ષની કન્યા સાથે ભાગીને લગ્ન કરે તો તેની ઉપર દુષ્કર્મનો તેમજ અપહરણનો ગુનો દાખલ કરવામાં આવે છે. ૧૬ વર્ષની કન્યા જો પોતાની મરજીથી આ પુરૂષની પત્ની બની હોય તો પણ કાયદો તેને માન્યતા આપતો નથી અને તેમના સબંધો "દુષ્કર્મ" જ ગણાય છે.

૧૬-૧૮ની વયજૂથની કોઈ સગીર કન્યા પોતાની મરજીથી પોતાના પ્રેમી સાથે ભાગી જાય છે, ત્યારે આ સબંધને મંજૂર ન કરનારા કન્યાના સબંધીઓ પુરૂષ સામે અપહરણનો અને દુષ્કર્મનો કેસ કરે છે. કારણ કે ૧૬ વર્ષની કન્યાને નાદાન માનવામાં આવે છે અને તેની સંમતિથી બાંધવામાં આવેલા શારીરિક સબંધને પણ 'દુષ્કર્મ' માનવામાં આવે છે. આ કન્યા ૧૮ વર્ષની ઉંમર વિતાવી જાય અને બાળકની માતા બને તે પછી પણ તેનો પતિ જેલમાં સબડ્યા કરે છે. જો ૧૬ વર્ષની કન્યાને પોતાની મરજીથી પરણવાની અને પોતાના પતિ સાથે જાતીય સબંધો બાંધવાની છૂટ આપવામાં આવે, તો આ પ્રકારના દુષ્કર્મના હજારો કિસ્સાઓ ઘટી જાય તેમ છે. *(દિવ્ય ભાસ્કર : ૬-૧-૧૩)*

દેશના પાટનગર દિલ્હી શહેરમાં બનેલા બળાત્કારના અનુસંધાનમાં

આ લેખ છે. ત્યાર બાદ બળાત્કારીઓને ફાંસી અથવા તેમના ગુપ્તાંગ કાપી નાંખવા કે તેમને ત્રીસ વર્ષની આજીવન કેદની સજા કરવી વગેરે વિવિધ અભિપ્રાયો દર્શાવવામાં આવી રહ્યા છે. તેવામાં જ મદુરાઈ મઠના મહંત અરૂણ ગીરિનાથે મહિલાઓને અપીલ કરી છે કે, બળાત્કારનો ભોગ બનતા અટકવું હોય તો તે મુસ્લિમ મહિલાઓની જેમ પરદો કરે. (મુસ્લિમો માટે પણ આ બાબતે મક્કમપણે વિચારવું રહ્યું અને પોતાની સંસ્કૃતિનું મહત્વ સમજવું રહ્યું.) નીચેના લેખમાં એક યુરોપિયન સ્ત્રી નારી સ્વતંત્રતા ચળવળની ઝંડાધારી જેને અફઘાનિસ્તાનમાં તાલિબાન સરકારે જાસુસ તરીકે પકડી લીધી અને ત્યાર બાદ છોડી મૂકી. તેણે ઈસ્લામનો અભ્યાસ કર્યા બાદ ઈસ્લામ સ્વિકાર કર્યો અને ત્યાર બાદ ઈસ્લામ તથા યુરોપિય સંસ્કૃતિ બાબતે જે સત્ય હકીકતોનું વર્ણન કર્યું, તેને હમો રજૂ કરી રહ્યા છે.

અફઘાનિસ્તાનમાં ધરપકડ પહેલાં હું પરદાવાળી સ્ત્રીઓને અત્યંત અબળા તથા પીડિત સમજતી હતી. અમેરિકા પર આતંકવાદી હુમલાના માત્ર ૧૫ દિવસ પછી હું અફઘાનિસ્તાનમાં એ સ્થિતિમાં પ્રવેશી કે હું માથાથી પગ સુધી લીલા રંગના બુરખાથી ઢંકાયેલી હતી. અને અફઘા-નિસ્તાનમાં સરકારી અત્યાચારના કાળમાં ધબકી રહેલા જીવન વિશે અખબારમાં એક લેખ લખવા માંગતી હતી. પરંતુ થયું એ કે, મારૂં રહસ્ય ખૂલી ગયું અને મારી ધરપકડ કરી મને નજરકેદ કરી લેવામાં આવી.

હું જે લોકોની કસ્ટડીમાં હતી, ૧૦ દિવસ સુધી તેમના પર ગુસ્સે થતી રહી. તેઓ પણ જો કે મને ‘‘ખરાબ સ્ત્રી’’ કહેતા હતા, પરંતુ તેઓએ મને એ શરતે મુક્ત કરી દીધી કે, હું કુર્આન વાંચીશ અને ઈસ્લામનો અભ્યાસ કરીશ. (સાચી વાત એ છે કે, મને વિશ્વાસ નથી કે છૂટતી વખતે કોણ વધારે ખુશ હતું, તેઓ કે હું ?)

લંડન, પાછી ઘરે પહોંચી અને દીને ઈસ્લામના અભ્યાસ વિશે મેં તેમનાથી કરેલો વાયદો પૂરો કર્યો. અને જે કાંઈ મને જાણવા મળ્યું, તેનાથી હું આશ્ચર્યમાં મૂકાઈ ગઈ. હું કુર્આનમાં એવા પ્રકરણોની ધારણા કરી રહી

હતી કે, પોતાની પત્નીની મારપીટ કેવી રીતે કરવામાં આવે અને કેવી રીતે પોતાની પુત્રીઓ પર અત્યાચાર ગુજારવામાં આવે. તેના બદલે કુર્આનના અભ્યાસ પછી મને ખબર પડી કે, દીને ઈસ્લામે સ્ત્રીના અધિકારો અને આદર પર ભાર મૂક્યો છે. મારી ધરપકડના અઢી વર્ષ પછી મેં ઈસ્લામ ધર્મ સ્વીકારી લીધો, તો કેટલાક મિત્રો અને સ્નેહીઓ આશ્ચર્ય સહિત નિરાશ થઈ ગયા અને બીજા કેટલાકે મને પ્રોત્સાહન આપ્યું.

બ્રિટનના વિદેશમંત્રી જેક સ્ટ્રોની એ ટિપ્પણી અત્યંત ખેદજનક છે કે, મુસ્લિમ સ્ત્રીઓ જે બુરખો પહેરે છે, તે પરસ્પરના સબંધો સ્થાપવામાં અવરોધ બને છે. વડાપ્રધાન ટોની બ્લેયર, સલમાન રુશદી, ઈટાલિયન વડાપ્રધાન રૂમાનો પ્રોડીએ જેક સ્ટ્રોની તરફેણમાં નિવેદનો આપી દીધા.

હવે જ્યારે પરદો તથા પરદા વગર બન્ને પરિસ્થિતિનો મને અનુભવ છે. હું તમને બતાવી શકું છું કે, પશ્ચિમના જે પુરૂષ રાજકારણીઓ તથા પત્રકારો મુસ્લિમ સમાજમાં પરદાવાળી સ્ત્રીઓ પર અત્યાચાર વિશે ખેદ વ્યક્ત કરે છે, તેઓને એ ખબર જ નથી કે તેઓ કઈ બાબત વિશે વાત કરી રહ્યા છે. તેઓ પરદો, બાળ વયે લગ્ન, સ્ત્રીઓની ખત્ના, ઓનર કીલીંગ અને બળજબરીપૂર્વકની શાદી વિશે જે મનમાં આવે તે બોલવા માંડે છે. અને તેઓ અત્યંત ખોટી રીતે આ બધી બાબતો માટે ઈસ્લામને દોષી ઠરાવે છે. તેમના ઘમંડથી વધારે તો તેમની અજ્ઞાનતા છે.

આ સાંસ્કૃતિક બાબતો અને રસ્મોરિવાજનો ઈસ્લામ ધર્મ સાથે ચોક્કસ જ કોઈ સબંધ નથી. જો કુર્આનનો અભ્યાસ સમજદારીપૂર્વક કરવામાં આવે, તો જણાય આવશે કે પશ્ચિમી વિશ્વમાં નારી સ્વતંત્રતાના ટેકેદારોએ સિત્તેરના દાયકામાં જે હેતુ માટે પ્રયાસો કર્યા, તે જ વસ્તુ મુસ્લિમ સ્ત્રીઓને ૧૪૦૦ વર્ષ પહેલાં આપી દેવામાં આવી હતી. ઈસ્લામમાં આધ્યાત્મિક દૃષ્ટિએ સ્ત્રી-પુરૂષ એકસમાન છે. પુરૂષોની જેમ સ્ત્રીઓ માટે પણ જ્ઞાન પ્રાપ્ત કરવું જરૂરી છે. અને સ્ત્રીનું મહત્વ પુરૂષથી જરા પણ ઓછું નથી. બાળકોનો જન્મ તથા તેના ઉછેરમાં કાબેલિયત, મુસ્લિમ સ્ત્રીઓનો એક હકારાત્મક ગુણ સમજવામાં આવે છે.

જ્યારે ઈસ્લામે સ્ત્રીઓને અગણિત અધિકારો આપેલા છે, તો પછી પશ્ચિમી પુરૂષ મુસ્લિમ સ્ત્રીઓના પોશાક વિશે કેમ ચિંતીત છે ? આટલું જ નહીં, બલ્કે બ્રિટીશ સરકારના પ્રધાનો ગોર્ડન બ્રાઉન અને જોન રેડએ પરદા વિશે તુચ્છકારવાચક ટીપ્પણી કરી છે. જ્યારે એમનો ખુદનો સબંધ સરહદ-પાર સ્કોટલેન્ડ સાથે છે. જ્યાં પુરૂષો સ્કર્ટ પહેરે છે.

જ્યારે હું મુસલમાન બની ગઈ અને માથા પર સ્કાર્ફ પહેરવાનું શરૂ કર્યું, તો મને ઘણી બધી પ્રતિક્રિયાઓનો સામનો કરવો પડ્યો. મેં હજુ તો મારૂં માથુ અને વાળ જ ઢાંક્યા હતા, પરંતુ તેના કારણે હું તરત જ બીજા દરજ્જાની નાગરિક જેવી થઈ ગઈ. મને એ તો ખાતરી હતી કે, કોઈ ઈસ્લામ શત્રુ તરફથી મને કંઈક સાંભળવા મળશે, પરંતુ મને એ ડર ન હતો કે, પારકાઓ તરફથી પણ મારો ખુલ્લો વિરોધ થશે. રાત્રે **For hire**ના ચમકતા શબ્દો સાથે ટેક્ષીઓ મારી આજુબાજુથી પસાર થઈ રહી હતી. મારી સામે થોભેલી એક ટેક્ષીમાંથી એક ગૌરવર્ણ મુસાફર ઉતર્યો. હું ટેક્ષી લેવા માટે આગળ વધી, ડ્રાઈવરે મને આંખો કાઢી જોઈ અને ગાડી હંકારી દઈ ચાલ્યો ગયો. બીજાએ બેસાડી તો લીધી, પણ મને એમ કહ્યું કે, ‘‘પાછળની સીટ પર બોમ્બ મૂકીને નહીં જતી.’’ અને મારાથી એમ પણ પૂછ્યું કે, ‘‘ઉસામા બિન લાદેન ક્યાં સંતાયો છે ?’’

એ ખરી વાત છે કે, મુસ્લિમ સ્ત્રીથી તેના ધર્મનો તકાદો છે કે તે પોતાના માટે યોગ્ય વસ્ત્રો પસંદ કરે. પરંતુ જે મુસ્લિમ સ્ત્રીઓને હું જાણું છું, તેમનામાંથી ઘણીખરી પરદો પહેરવાને તો પસંદ કરે છે, જેનાથી ચહેરો ખુલ્લો રહે છે. પરંતુ કેટલીક મુસ્લિમ સ્ત્રીઓ સંપૂર્ણ પરદાને પ્રાધાન્ય આપે છે. અભિવ્યક્તિની આ શૈલી મારી પોતાની છે. મારા પોશાકથી આપને એ ખબર પડી જાય છે કે, હું મુસલમાન છું અને હું ખુદને આદર-સન્માન આધારિત વર્તનની હક્કદાર સમજું છું. જેવી રીતે બેંકનો એક ઓફિસર બિઝનેસ સુટ પહેરી એમ દર્શાવે છે કે, તેને એક એક્ઝિક્યુટિવ સમજવામાં આવવો જોઈએ. ખાસ કરીને પુરૂષોનું સ્ત્રીઓને અયોગ્ય તથા હવસભરી નજરોથી જોવું મારા જેવી નવમુસ્લિમ સન્નારી માટે અસહ્ય છે.

હું વર્ષો સુધી પશ્ચિમમાં સ્ત્રી મુક્તિ ચળવળની ઝંડાધારી રહી, પરંતુ હવે મારી ઉપર એ રહસ્ય છતું થયું કે, મુસ્લિમ સમાજમાં સ્ત્રીમુક્તિના ટેકેદારો પોતાના સેક્યુલર સાથીઓથી વધારે ક્રાંતિકારી છે. જ્યારે ઈ.સ. ૨૦૦૩માં ''વિશ્વસુંદરી''ની સ્પર્ધાના પ્રસંગે ટૂંકા વસ્ત્રો ધારણ કરી અફઘાન સુંદરી દીદહ્ સમાવઝઈને સ્ત્રી સ્વાતંત્ર્ય તરફ એક મહાન પગલું ઠરાવવામાં આવી. સમાવઝઈને સ્ત્રીમુક્તિ આંદોલનની જીતના ચિહ્નરૂપે એક વિશેષ ઈનામ પણ આપવામાં આવ્યું.

કેટલીક નારીવાદી યુવતીઓ પરદાને રાજકીય ચિહ્નરૂપ પણ સમજે છે. જેના વડે પશ્ચિમી સંસ્કૃતિના દૂષણો, શરાબ તથા બેશર્મીને ત્યજવામાં આવે છે. હું પૂછું છું કે, સ્ત્રી સ્વાતંત્ર્યની અભિવ્યક્તિ કઈ બાબતથી થાય છે. સ્કર્ટની લંબાઈ કે વક્ષસ્થળોના કૃત્રિમ ઉભારથી કે વિવેકબુદ્ધિ અને ચારિત્ર્યથી ? ઈસ્લામમાં માન-સન્માનનો આધાર સત્તા, સંપત્તિ કે સૌંદર્ય નથી, બલ્કે સંયમ (તકવા) છે.

મને સમજમાં નથી આવતું કે, હું ઈટાલીના વડાપ્રધાન પ્રોડીના આ વલણ પર હસું કે રડું ? જેના મુજબ તેમણે આ ચર્ચામાં ભાગ લેતાં એ જાહેર કર્યું કે, પરદાનો ઉપયોગ ટાળવો જોઈએ. કારણ કે તેનાથી પરસ્પરનો મેળમિલાપ વધારે મુશ્કેલ બની જાય છે. કેટલી વાહિયાત વાત છે ! જો આવી જ વાત છે, તો પછી મોબાઈલ ફોન, ઈ-મેઈલ અને ફેકસના ઉપયોગને કેમ યોગ્ય ઠરાવવામાં આવે છે ? અને રેડિયો પર સાંભળનારને બોલનારનો ચહેરો દેખાતો નથી તો તે રેડિયો બંધ તો નથી કરી દેતો !

ઈસ્લામે મને માન આપ્યું છે. મારા ધર્મે મને શિક્ષણ મેળવવાનો અધિકાર આપ્યો છે. અને હું વિવાહિત હોઉં કે અવિવાહિત, જ્ઞાનપ્રાપ્તિ મારા માટે ફર્ઝ (અનિવાર્ય) ઠરાવી છે. હવે પ્રશ્ન એ છે કે, શું ઈસ્લામી શિક્ષાઓ (તાલીમાત) આપણને એમ દર્શાવે છે કે, સ્ત્રીઓએ અનિવાર્યપણે પોતાના પતિના કપડાં ધોવા જોઈએ, રસોઈ કરવી જોઈએ કે ઘરની સાફસફાઈ કરવી જોઈએ ? વાસ્તવમાં આ સ્ત્રી પર જરૂરી નથી. જ્યાં સુધી એ વાતનો

સબંધ છે કે, પુરૂષોને પોતાની પત્નીઓને મારપીટ કરવાની પરવાનગી આપવામાં આવી છે, તો તે ખોટી છે. ઈસ્લામના ટીકાકારો એકલદોકલ આયતો અને હદીષોનો હવાલો આપે છે, પરંતુ પૂર્વાપર સંદર્ભો (આગળ-પાછળના વર્ણન)થી છૂટી કરીને. તે આયતનો અર્થ વાસ્તવમાં એ છે કે, જો કોઈ પોતાની પત્ની સમક્ષ નારાજગી વ્યક્ત કરવા માટે માત્ર આઘાત આપવા ખાતર હળવી સજા આપવા માંગે તો એ મારી શકે છે, પરંતુ એવી રીતે મારવાની છૂટ નથી કે જેનાથી તેના શરીર પર નિશાન પડી જાય. વાસ્તવમાં કુર્આન એમ કહેવા માંગે છે કે, બેવકૂફ ! પોતાની પત્નીને ન માર.

સ્ત્રીના સ્થાન અને તેની સાથે દુર્વ્યવહારનો જ્યાં સુધી સબંધ છે, ત્યારે માત્ર મુસ્લિમ પુરૂષોનું નામ નહીં લેવું જોઈએ. હાલમાં જ કરવામાં આવેલ એક સર્વેક્ષણ (ઘરેલુ હિંસાનો હોટલાઈન સરવે) મુજબ ચાર લાખ અમેરિકી સ્ત્રીઓ, સરેરાશ એક વર્ષ દરમિયાન પોતાના પુરૂષ મિત્ર કે પતિ તરફથી સખત મારપીટનો ભોગ બનતી હોય છે, અને દરરોજ ત્રણથી વધારે સ્ત્રીઓની પોતાના પતિ કે પુરૂષમિત્ર દ્વારા હત્યા કરવામાં આવે છે. ૯/૧૧ થી આજ સુધી આ સંખ્યા લગભગ ૫૫૦૦ સુધી પહોંચી ચૂકી છે.

સ્ત્રીઓ પ્રત્યે આ હિંસક મનોવલણ એક વૈશ્વિક કરૂણાંતિકા છે. અને હિંસક પુરૂષોનો સબંધ કોઈ એક ધર્મ કે સંસ્કૃતિ સાથે નથી. એક સર્વે મુજબ વિશ્વભરમાં ત્રણમાંથી એક સ્ત્રી પુરૂષના અત્યાચારની ભોગ બને છે. એમાં મારપીટ, જાતીય શોષણ, અપમાનજનક વ્યવહાર, બધું જ શામેલ છે. આ એક સર્વસામાન્ય સમસ્યા છે, જેનો ધર્મ, સંસ્કૃતિ સાથે કોઈ સબંધ નથી.

પરંતુ એ પણ એક વાસ્તવિકતા છે કે, સ્ત્રીઓ તરફથી વિરોધ પ્રદર્શન છતાં પશ્ચિમમાં પુરૂષ ખુદને સ્ત્રીઓથી ચઢિયાતો સમજે છે. તે કોઈ પણ વિભાગમાં હોય, સ્ત્રીઓથી વધારે વેતન અને વળતર મેળવે છે. સ્ત્રીઓને હજુ સુધી એક જાતીય ચીજ (કોમોડિટી) સમજવામાં આવે છે.

તે લોકો માટે, જે હજુ સુધી એવો પ્રયાસ કરી રહ્યા છે કે, ઈસ્લામને એક એવો ધર્મ પુરવાર કરે, જે સ્ત્રીઓ પર અત્યાચારને યોગ્ય ઠરાવે છે,

હું પાદરી પેટ રોબર્ટસનનું એક નિવેદન નોંધીશ, જે તેમણે ૧૯૯૨માં "સશક્ત નારી"ના સંદર્ભમાં આપ્યું હતું કે, "સ્ત્રી મુક્તિનું આંદોલન એક કુટુંબ વિરોધી સોશ્યલિસ્ટ રાજકીય આંદોલન છે. જે સ્ત્રીઓને એ અધિકાર આપે છે કે, તેણીઓ પોતાના પતિઓને છોડીને ચાલી જાય, પોતાના બાળકોને મારી નાંખે, જાદુમંતર કરે, મૂડીવાદને ખતમ કરે અને સજાતીય બની જાય."

હવે તમે મને એ બતાવો કે, સુસભ્ય કોણ છે અને અસભ્ય કોણ છે ?

## વ્યભિચારની સજા

વ્યભિચાર એક એવી જીવલેણ બિમારી છે, જેની અસર માત્ર વ્યકિત પર જ નહિ, પરંતુ સમાજ અને રાષ્ટ્ર પર પણ પડે છે. આજે જે ખૂના-મરકીના કેસો બને છે. તેનો મોટો હિસ્સો ઔરત અથવા તેણીનું જાતિય શોષણ સિવાય બીજો કોઈ નથી. એ જ કારણે આજ સુધીની તમામ કૌમો આ વાત પર એકમત છે કે વ્યભિચાર જીવલેણ રોગ છે.

આજે યુરોપે તો વ્યભિચારને માનવજીવનના એક ભાગ રૂપે અપનાવી લીધો છે. ત્યાં જાતિય આકર્ષણ માટે નિતનવા નુસ્ખા અજમાવાય છે. વ્યભિચારની આ વ્યાપકતાની આડ અસરો અને ગુનાહિત કામોને ત્યાંની સરકારો પણ રોકી શકી નથી. એક તરફ સુકી લાકડી ભેગી કરી તેના પર કેરોસીન છાંટી સળગાવવામાં આવે અને જ્યારે તેમાંથી શોલા ભડકે ત્યારે તેના પર અંકુશ મેળવવા પ્રયત્નો કરવામાં આવે. એ જ દશા વ્યભિચારના આ દુષણ પ્રત્યે યુરોપીય સરકારોની છે.

એનાથી તદન વિપરીત ઈસ્લામે જે ગુનાઓને જીવલેણ ગણાવ્યા તેને ઉગતા જ ડામી દેવાના આદેશો પણ આપ્યા. ઈસ્લામે કહયું "નજર નીચી રાખો." પારકી અવરત પર અજાણતા પડેલી પહેલી નજર માફ છે. પણ ફરી વાર તેણી તરફ જોવુ તે ગુનાહનું કામ છે. તેણે એક ઔરત અને એક મર્દના એકાંતને રોકયું. તેમની પરસ્પરની મુલાકાતો રોકી. ઔરતોને ઘરની ચાર દિવાળ વચ્ચે રહેવા આદેશ આપ્યો. જરૂરત વખતે બહાર નીકળે તો બુરખો જરૂરી કરાર દીધો. સડકના કિનારે ચાલવા કહયું. ખૂશ્બુથી તેમને

રોકી. અવાજ કરનાર ઘરેણા ન પહેરવા કહયું. આટલી બધી હદો ઓળંગીને પણ જો કોઈ વ્યભિચાર આચરે તો એવી સજા નક્કી કરી જે બીજાના માટે ધડો બને.

યુરોપે બુરખાને ટીકા પાત્ર અને ખુલ્લા શરીરે ફરવાને પ્રોત્સાહન આપ્યું છે. એક વાત સમજી લેવાની જરૂર છે કે પ્રત્યેક ગુનો ફાયદો તો પહોંચાડતો જ હોય છે, જેમ કે દગો દેવાથી લાભ થાય, પરંતુ એની પછીની અસરો ખૂબ ભયાવહ છે. એ જોઈને કોઈ ગુનાહિત કામને નફાકારક કહેતું નથી.

ઈસ્લામ કિયામત સુધીનો મઝહબ છે. માટે એમાં ગુનાહિત કામોથી તો રોકવામાં આવ્યા જ છે, સાથે સાથે તેના સાધનોથી (એ રસ્તા કે જેના પર ચાલવાથી ગુનાહ સુધી પહોંચી શકાય) રોકવામાં આવ્યા છે. દા.ત. દારૂને ઈસ્લામે હરામ ઠેરવ્યુ, તો સાથે-સાથે તેને બનાવવા, વેચવા તથા રાખવા વિગેરેને પણ હરામ ઠેરવ્યુ. જે કામોમાં ગૈર કૌમની મુશાબહત (સમરૂપતા) થતી હોય તેનાથી રોકવામાં આવ્યા. દા.ત. ઉગતા-આથમતા સૂર્યને પૂજનારાઓથી વિરૂધ્ધ એ વખતે નમાઝ-સજદહ વિગેરેથી રોકવામાં આવ્યા.

ઈસ્લામ એક એવો મઝહબ છે, જેણે દીનમાં એવા આદેશો નથી કર્યા, જે તેના માનનારાઓ માટે બોજારૂપ બને. કુર્આન શરીફમાં છે : "દીનમાં તમારા ઉપર કોઈ તંગી નાખવામાં આવી નથી" માટે જે કારણરૂપ બાબતો માણસને સત્વરે ગુનાહ તરફ લઈ જાય, તેમને હરામ ઠેરવ્યા. જે દૂરના અસ્બાબ હતા, તેને મકરૂહ ઠેરવ્યા. અને તેથી વિશેષ દૂરના અસ્બાબ પ્રત્યે કોઈ આદેશ જારી કર્યો નથી.

દા.ત. દારૂ વેચવુ દારૂ પીવાનું કારણ બની શકે છે. માટે તેનાથી રોકયા. પારકી અવરતને સ્પર્શ કરવો, જો કે તે સંપૂર્ણ વ્યભિચાર ન ગણાય, પરંતુ તે તરફ જવાના રસ્તાને ખુલ્લો કરતા આ અમલને હરામ ઠેરવ્યો.

એ જ રીતે એવા માણસના હાથે દ્રાક્ષ વેચવી જે ખૂલ્લેઆમ કહે છે કે આનો હું શરાબ બનાવીશ, હરામ છે.

ત્રીજો પ્રકાર એ છે કે આમ માણસોના હાથે દ્રાક્ષ વેચવામાં આવે.

જેમાંના મોટા ભાગના તે ખાય, પરંતુ કદાચ એકાદ જણ તેમાંથી શરાબ પણ બનાવે, જે આપણી જાણમાં ના હોય, તો તેને જાઈઝ ઠેરવ્યું.

આમ ઈસ્લામી આદેશો માણસની ફિતરત (પ્રકૃતિ) પ્રમાણે છે. અને તેથી જ ઈસ્લામ તરફ લોકો આકર્ષાય છે. આજે સાચા મઝહબની તલાશમાં નીકળનારા લોકો ઈસ્લામની આ ખૂબીઓથી આકર્ષાયને મુસલમાન થવા પ્રેરાય છે. જ્યારે અન્યોને એમાં જબરદસ્તી કે જોર-ઝૂલ્મ દેખાય છે. આંખના ચશ્માના રંગ પર છે : "જેવો કાચનો રંગ તેવી દુનિયા દેખાય."

## છોકરીઓનું પાલનપોષણ અને તેની ફઝીલત

ઈસ્લામ ધર્મએ દિકરીઓના પાલન પોષણને એક સવાબ (પુણ્ય)નું કામ ગણાવી તેની પ્રસંશા કરી છે. અને તેને સ્વર્ગ (જન્નત) વસવાટ માટેનો આધાર ગણાવેલ છે. નબી સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમે દિકરીઓની દેખરેખ અને પાલન પોષણ કરવાવાળાઓને ખુશખબરી સંભળાવી છે કે, તેઓ કિયામતના દિવસે મારી સાથે હશે. (આ વિષયે વધુ વિગત પુસ્તકમાં આગળ આવશે.)

હઝરત અનસ (રદી.)થી રિવાયત છે કે આપ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમે ફરમાવ્યું કે, જે વ્યકિત બે પુત્રીઓની બાલિગ (પુખ્તવય) થતા સુધી દેખરેખ રાખે તો કિયામતના દિવસે તે મારી સાથે આ રીતે હશે. (અને આપે બે આંગળીઓ મેળવી ઈશારો કર્યો.)

ઈમામ બુખારી (રહ.)એ અલ-અદબુલ્ મુફરદમાં એક રિવાયત નકલ ફરમાવી છે કે, જે માણસની બે અથવા ત્રણ દિકરીઓ હોય અને તે સારી પેઠે તેમની દેખરેખ તેમજ પાલન પોષણ કરે તો તે માણસ જન્નતમાં જશે.

મુસ્લિમ શરીફમાં છે કે, "જે માણસને દિકરીઓની દેખરેખ અને ભરણપોષણમાં વ્યસ્ત કરવામાં આવ્યો તો તે દિકરીઓ તેના માટે દોઝખથી આડ બની જશે."

અબુ દાઉદ શરીફમાં છે કે જેણે ત્રણ દિકરીઓની દેખરેખ કરી, તેઓની

શાદી કરાવી, અને તેઓ સાથે સારૂ વર્તન કર્યું, તો તે માણસ જન્નતમાં દાખલ થશે.

સદવર્તનના અધિકારમાં દિકરીઓ અને દિકરાઓને સમાન રાખવામાં આવ્યા છે. ફકત દિકરી હોવાના લઈ દિકરી-દિકરા સાથેના વર્તાવમાં કોઈ ફરક કરવો જોઈએ નહી.

હઝરત અબ્દુલ્લાહ ઈબ્ને અબ્બાસ (રદી.) રિવાયત ફરમાવે છે કે આપ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમે ફરમાવ્યું કે, જેના ત્યાં દિકરીનો જન્મ થાય, તેણીને જીવતી રાખે, બેઈઝઝતી ન કરે, દિકરાને તે દિકરી પર પ્રાથમિકતા (ફઝીલત) ન આપે, તો અલ્લાહપાક તેને જન્નતમાં દાખલ ફરમાવશે.

એક વખત રસૂલે અકરમ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમે સુરાકહ બિન માલિક (રદી.)ને ફરમાવ્યું કે, ''સૌથી મોટુ ભલાઈનું કામ બતાવું ?'' સુરાકાએ અર્ઝ કરી કે હા, બતાવો. તો અલ્લાહપાકના રસૂલ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમે ફરમાવ્યું કે, ''તે પુત્રીનું ભરણપોષણ જે તમારી પાસે મોકલી આપવામાં આવી હોય, (તલાક કે અન્ય કારણસર) જેનું તમારા વગર બીજુ કોઈ ભરણપોષણ કરનાર ન હોય.''

કુર્આન મજીદમાં ઓરતથી જે વસ્તુ પર બયઅત લેવાનો આદેશ છે. તેમાં એક આ પણ છે કે **વલા યકતુલ્ન અવલાદહુન્ન.** ભાવાર્થ : ''પોતાની અવલાદને કત્લ નહી કરશે.''

બુખારી શરીફમાં છે કે આ આયતે કરીમાના ઉતર્યા પછી જયારે સ્ત્રીઓ બલ્કે પુરૂષોથી પણ બયઅત લેવામાં આવતી તો તેમાં આ શર્ત પણ લગાવવામાં આવતી કે તેઓ પોતાની અવલાદને કત્લ નહી કરે.

આ સંદર્ભમાં આયતે કરીમાથી સ્પષ્ટ થાય છે કે, **વઈઝલ્મવ્ઉદતુ સુઈલત.** અર્થાત્ : ''જયારે જીવતી કબરમાં દફનાવવામાં આવતી કિશોરીથી પુછવામાં આવશે કે કયા ગુનાહની સજામાં કત્લ કરવામાં આવી ?'' કિયામતના અતિ ભયંકર દિવસમાં કાતિલો પર શું ગુઝરશે અને તેઓ શું

જવાબ આપશે ?

કિશોરીને મોતના ઘાટ ઉતારવી ઘણુ ભયંકર છે. તેણીના મોતની આરઝુ કરવી પણ એક ગુનોહ છે. અદબુલ્મુફરદ (હદીષ શરીફની કિતાબ)માં છે કે હઝરત અબ્દુલ્લાહ ઈબ્ને ઉમર (રદી.) પાસે એક માણસ હતો, જેની ઘણી બધી પુત્રીઓ હતી, તે વ્યકિતએ તેઓની મોતની આરઝુનો ઈઝહાર કર્યો, ઈબ્ને ઉમર (રદી.) ઘણા જ ગુસ્સે થયા અને ફરમાવ્યું કે, શું તું તેમને રોઝી આપે છે ? (અલ્લાહપાક આપે છે.)

અવલાદના જન્મ પછી તેઓની દેખરેખનું સર્વ પ્રથમ કામ તેમને દૂધ પીવડાવવાનું છે.જેની મુદ્દતનું અલ્લાહ તઆલાએ પોતે વિવરણ કરેલ છે.

**વલ્વાલિદાતુ યુરદિઅ્ન અવલાદહુન્ન.** અર્થાત્ : ‘‘અને માતાઓ પોતાના બચ્ચાઓને સંપૂર્ણ બે વર્ષ દૂધ પીવડાવે.’’ આ મુદ્દત તે લોકો માટે છે, જે દૂધ પીવડાવવાની મુદ્દત પુરી કરે અને તે માતાઓના ખાવા અને કપડાનો ખર્ચ વ્યવહાર (દસ્તુર) પ્રમાણે બાપ પર છે.

રોટી–કપડાંની શરત એટલા માટે લગાડવામાં આવી છે કે, જો દૂધ પીવડાવવાની મુદ્દત દરમિયાન શોહર પત્નિથી છુટાછેડા (તલાક) લઈ લે તો પણ તેણીના રોટી કપડાંની જવાબદારી બાપના ઝિમ્મે રહેશે. અને દેખીતી વાત છે કે પત્નિની રોટી કપડાં શોહરના ઝિમ્મે છે, માટે આ શરતની જરૂરત પણ ન હતી. આ આયતે કરીમાથી એ પણ જણાઈ આવ્યું કે, અવલાદ જયાં સુધી સમજદાર અને વિવેકની ઉંમરે ન પહોંચે ત્યાં સુધી તેઓની દેખરેખની જિમ્મેદારી બાપ પર રહે છે. હદીષ શરીફમાં આ બાબતે આદેશ મવજુદ છે.

**અવલાદ પ્રત્યે વિવિધ આદેશો :**

હઝરત સવબાન (રદી.)થી રિવાયત છે કે, રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમે ફરમાવ્યું કે, સૌથી ઉત્તમ તે દિનાર છે, જેને માણસ પોતાની આલ અવલાદ પર ખર્ચ કરે. જેને જિહાદ માટેની સવારી પર ખર્ચ કરે અને અલ્લાહપાકના રસ્તામાં પોતાના સાથીઓ પર ખર્ચ કરે.

આ રિવાયતના એક રાવી (વહનકર્તા) અબુ કિલાબહ ફરમાવે છે કે આપ (સલ.)એ સર્વપ્રથમ આલ અવલાદનું વર્ણન કર્યું અને ફરમાવ્યું કે, તે વ્યકિતથી વધુ ઉત્તમ સવાબવાળુ કોણ હોઈ શકે છે, જે પોતાની નાની વયની અવલાદ પર ખર્ચ કરે છે. જેનાથી તેઓને બીજાની મોહતાજગીથી બચાવી લે છે.

અવલાદ સુખી સદ્ધર છોડીને જવુ નૈતિક ફર્ઝ છે. એટલા માટે છોડેલા માલમાંથી ત્રીજા ભાગથી વધારાની વસિયત કરવી જાઈઝ નથી.

હઝરત સઅદ ઈબ્ને અબી વક્કાસ (રદી.) ધનવાન સહાબી હતા. જેઓની ફકત એક પુત્રી હતી, જેમાં તેઓ એક વેળા એટલા ગંભીર બીમાર પડયા કે જીવનની આશા નહિવત જણાતી હતી. રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ તેમની ખબર લેવા માટે તેઓના ઘરે પહોંચ્યા. તેમણે અર્ઝ કરી કે, યા રસૂલલ્લાહ ! મારી પાસે ઘણી દૌલત છે, જેની વારિસ ફકત મારી એક પુત્રી છે. મારી ઈચ્છા છે કે બે તૃતીયાંસ માલને કોઈ ભલાઈ તેમજ સાર્વજનિક કામ માટે વસિયત કરી આપું. આપે ફરમાવ્યું કે, ના. હઝરત સઅદે અર્ઝ કરી કે સારૂં, અર્ધા માલની વસિયત કરી આપું. આપે ફરમાવ્યું કે, ના. ફકત એક તૃતીયાંસની જ વસિયત કરો અને તે પણ ઘણો માલ છે. પોતાના પાછળ પોતાના વારસદારોને સુખી (સદ્ધર) છોડીને જવું તે ઉત્તમ છે. એમને હાજતમંદ (જરૂરતમંદ) છોડીને જવાથી, કે તેઓ બીજા સમક્ષ હાથ ફેલાવ્યા કરે. *(બુખારી શરીફ, મુસ્લિમ શરીફ)*

અવલાદની દેખરેખની સાથે તેઓની કેળવણી અને શિક્ષણની જવાબદારી પણ માં-બાપ પર છે. કુર્આન મજીદે એક ટુંકા અને અનોખા અંદાજમાં આ વાતનું સ્પષ્ટીકરણ કર્યું છે : **યા અય્યુહલ્લઝીન આમનૂ કૂ અન્ફૂસકુમ વ અહલીકુમ નારા.** અર્થાત્ : હે ઈમાનવાળાઓ ! પોતાને અને પોતાની અવલાદને દોઝખની આગથી બચાવો. *(સૂરએ તહરીમ)*

આ આયતનો મતલબ તેઓને દરેક ખરાબીયો તેમજ તે દુર્ગુણોથી બચાવવાનો છે, જે દોઝખની આગમાં હડસેલી દે. જેમાં નૈતિકતાની તાલીમ

તેમજ કેળવણીના દરેક પાસાનો સમાવેશ થાય છે. હદીષોમાં આ વાતનો ઉલ્લેખ છે કે, આપ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમે ફરમાવ્યું કે, માણસે પોતાની અવલાદને અખ્લાક, સભ્યતા શિખવાડવી એક સાઅ (૩ કીલો ૧૫૦ ગ્રામ) અનાજ ખૈરાત કરવાથી પણ ઉત્તમ છે. બીજી રીવાયતમાં છે કે અવલાદ માટે ઉત્તમ સભ્યતા સારી વર્તણુક અને નૈતિકતાનું શિક્ષણ છે. આ રીતે શિક્ષણનું ફળ એ સ્વરૂપમાં જોવા મળશે કે જે અવલાદ આપ માટે પીડા તેમજ આપત્તિ બની હતી તે દિલના ટુકડા સમાન તેમજ આંખોની ઠંડક બની જશે. **"રબ્બના હબ્લના મિન અઝવાજિના વઝુર્રિયાતિના કુર્રત અઅ્યુન"** અર્થાત : "હે અમારા પાલનહાર ! અમારી પત્નીઓ અને અવલાદને આંખોની ઠંડક બનાવી આપો."

આ સંદર્ભમાં સર્વશ્રેષ્ઠ નમૂનો આપ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમનું અમલી જીવન છે. અવલાદ સાથેના આપ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમના કિસ્સા રિવાયતોમાં મૌજુદ છે. આપની બધી જ અવલાદ આપની જીંદગીમાં સ્વર્ગવાસી થઈ ગઈ હતી. ફકત હઝરત ફાતિમા (રદી.) રહી ગયા હતા. જેઓથી આપ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમને અપાર મુહબ્બત અને પ્યાર હતો. જે પ્રત્યે આપે ફરમાવ્યું કે, ફાતિમા મારા જીસ્મનો એક ટુકડો છે. જે તેને નારાઝ કરશે, તે મને નારાઝ કરશે.

આપ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમને હઝ. ફાતિમા ઝહરા (રદી.)થી એટલી હદે મુહબ્બત હતી કે, એક વેળા હઝરત અલી (રદી.)એ હઝરત ફાતિમા (રદી.)ની હયાતીમાં અબુ જહલની પુત્રી સાથે લગ્ન કરવાની ઈચ્છા વ્યકત કરી. આપ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમને આ બાબતની જાણ થઈ તો આપે એક ખાસ ખુત્બો આપ્યો અને ફરમાવ્યું કે, બનૂ હિશામ બિન મુગય્રહ અલી સાથે પોતાની પુત્રીનાં લગ્ન કરવા માંગે છે, અને મારી પાસે મંજૂરી માંગે છે. હું કદી પણ આ વાતની મંજૂરી નહીં આપું, કદી પણ મંજૂરી નહીં આપું, મંજૂરી નહીં આપું. હા, હઝરત અલી મારી સુપૂત્રીને તલાક આપીને તેમની પુત્રી સાથે નિકાહ કરી શકે છે. ફાતિમા મારા જિસ્મનો એક ટુકડો છે. જેણે તેને તકલીફ પહોંચાડી, એણે મને તકલીફ પહોંચાડી.

બીજી રિવાયતમાં આ મંજૂરી ન આપવાનું કારણ એ બતાવવામાં આવ્યું કે, હું કદી કોઈ હલાલ વસ્તુને હરામ નથી કરતો અને કોઈ હરામ વસ્તુને હલાલ નથી કરતો. પરંતુ ખુદાની કસમ ! અલ્લાહપાકના રસૂલ (સલ.)ની પુત્રી અને તેના શત્રુની પુત્રી એક સાથે ભેગી નથી થઈ શકતી.

હઝરત ફાતિમા (રદી.) જ્યારે આપ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ પાસે આવતા, તો તેમને આવકારવા માટે આપ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ ઉભા થઈ જતા હતા, અને તેમને પોતાની બાજુમાં બેસાડતા હતા. તેમના કપાળ પેશાનીને બોસો આપતા. જ્યારે સફરમાં રવાના થતા, તો અંતમાં હઝરત ફાતિમા (રદી.)ને મળીને જતા. સફરેથી પાછા ફરતા, તો સર્વ પ્રથમ હઝરત ફાતિમા (રદી.)ને મળતા. તેમના સુપૂત્રો સાથે આપ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમની મુહબ્બત અને લાડના કિસ્સા એટલા મશ્હુર છે કે જેના વર્ણનની જરૂરત નથી.

આપ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમની સુપુત્રી હઝરત ઝૈનબ (રદી.) પોતાની વફાત પછી એક કિશોરી છોડીને ગયા, જેનું નામ ઉમામહ હતું. આપને તેણી પ્રત્યે એટલી મુહબ્બત હતી કે, કોઈક વાર મસ્જિદમાં સાથે લઈને આવતા હતા, અને ગોદમાં લઈને નમાઝ પઢાવતા હતા. એક વખત પોતાના ખભા ઉપર બેસાડીને ઉમામહને લઈ મસ્જિદમાં તશરીફ લાવ્યા અને એ જ હાલતમાં નમાઝ પઢાવી. જ્યારે રૂકુઅમાં જતા, તો ઉતારી દેતા હતા અને જ્યારે ઉભા થતા, તો ઉઠાવી લેતા.

પોતાના નવાસાઓ હઝરત હસન અને હઝરત હુસેન (રદી.) સાથે આપ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમની અપાર મુહબ્બતના કિસ્સાઓનું હદીષમાં વિસ્તારપૂર્વક વર્ણન કરવામાં આવેલ છે. જેની ખ્યાતિ અને શોહરત હોવાના કારણે વર્ણન કરવાની જરૂરત નથી સમજાતી.

## વારસા વહેંચણીમાં પુત્રીઓનો હક્ક

વારસા વહેંચણી સામાજિક જીવનની એક મહત્વપૂર્ણ બાબત છે. તેની ન્યાયિક વહેંચણી પર સમાજના કલ્યાણનો ઘણો બધો આધાર છે. પરંતુ

અફસોસ કે સદીઓથી વારસાઈના હક્કો ઝૂંટવી લેવામાં આવી રહયા છે. અને હક્ક પણ કોનો ? એક અબળા-કમજોરનો ! અને ઝૂંટવી લેનારા કોણ છે ? બાપ તથા ભાઈઓ ! જેમના શિરે તે નિર્બળ સર્જનની સારસંભાળનો બોજો નાખવામાં આવ્યો છે. એક સ્ત્રી પ્રતિ સૌથી વધારે પ્રેમ તથા હમદર્દી તેના ભાઈ તથા બાપને હોવી જોઈએ, પરંતુ આ જ લોકો તેના અધિકારો છીનવી લે તો, તે માનવતાનું ચિરહરણ છે. રક્ષકો જ ભક્ષકો બની જાય તો રક્ષા કેવી રીતે થશે ?

આપ આપના હૃદય પર હાથ રાખી બતાવો કે શું દીકરી ખુદાની મખ્લૂક નથી ? શું તે માનવરૂપ નથી ? શું તેની જરૂરિયાત નથી ? આ પ્રશ્નોના જવાબ હકારમાં હોવા છતાં તેની સાથે સાવકો વર્તાવ કરવામાં આવે છે. તેના અધિકારો ખૂંચવી લેવામાં આવે છે. તેનો વારસાઈ હક્ક આપવામાં નથી આવતો. ભાઈઓ નાગની જેમ બાપની જાયદાદ પર કબ્જો જમાવી લે છે. શું કામ તેને તેનો ભાગ નથી આપતા ? બધા ઈચ્છે છે કે સમાજ સારો બને. પવિત્ર તથા ક્રાંતિકારી બને, પરંતુ માં–બહેનોના અધિકારો હજમ કરીને આપણે કેવી રીતે સુખી તથા ક્રાંતિકારી સમાજ બનાવી શકીશું ? તે પીડિતનો વારસાઈ હક્ક પચાવી પાડી આપણે કેવી રીતે નેક બની શકીએ છીએ ? વાસ્તવમાં આ દીકરીઓ પર ખુલ્લો અત્યાચાર છે. આ એક અફસોસજનક પરિસ્થિતિ છે. કયાંક તો છોકરીઓના વારસાઈ હક્કની બાબત વિચારણા હેઠળ પણ નથી આવતી. વિચાર પણ નથી આવતો કે છોકરી પણ વારસામાં ભાગીદાર છે. દારૂલ કઝા કે દારૂલ ઈફતામાં પણ અન્ય મસ્અલાઓની સરખામણીએ વારસા વિશેના મસ્અલાઓ ઓછા આવે છે. વારસા વહેંચણીની બાબતને જાણે દીન સાથે કાંઈ લેવા-દેવા નથી, એમ સમજવામાં આવે છે. બીજી બાજુ દહેજ જેવા દૂષણને નિકાહની અનિવાર્ય શર્ત સમજી લેવામાં આવી છે.

આ ભૂલાવી દેવામાં આવેલી જીમ્મેદારી પ્રતિ ધ્યાન દોરવાને હું મારું સૌભાગ્ય સમજું છું. અને કોઈ કમજોર વર્ગની હિમાયતમાં ઉભા થવાને હું બહુ મોટી ઈબાદત સમજું છું. હદીષમાં છે કે જે વખતે લોકો સુન્નતોને

છોડી દેશે તે વખતે જે માણસ એક સુન્નતને અમલમાં લાવી જીવંત કરશે તો તેને ૧૦૦ શહીદોનો સવાબ મળશે.

## વારસાની ન્યાયિક વહેંચણી દરેક ઉપર ફર્ઝ છે :

કુર્આન શરીફે તેને કેટલી એહમિયત આપી છે, તેનો અંદાજો કુર્આની વર્ણનશૈલી પરથી આવી શકે છે. પહેલા તેને સંક્ષિપ્તમાં એક નિયમ સ્વરૂપે બયાન કર્યો. પછી વિગત દર્શાવી. કુર્આનની આયતોનો સાર એ છે કે માં-બાપ જે કાંઈ સંપત્તિ છોડી વફાત પામી જાય, થોડી હોય કે વધારે, તેમાં દીકરાઓ સહિત દીકરીઓ પણ હિસ્સેદાર છે. આ હિસ્સાઓ અલ્લાહ તઆલા તરફથી પાડવામાં આવેલ છે. ત્રણ આયતો પછી ફરી આ જ બાબતે વિગતવાર આ મસ્અલો બયાન કરવામાં આવ્યો છે. ઈર્શાદ છે કે, દીકરા માટે દીકરીના હિસ્સાથી બમણો હિસ્સો હશે. જો એકથી વધારે દીકરી હશે તો એક તૃતિયાંશ અને એકમાત્ર દીકરી હશે તો અડધા માલની માલિક બની જશે.

અહીં મુફસ્સિરીને એક સુક્ષ્મ મુદ્દો એ વર્ણવ્યો છે કે અલ્લાહપાક માં-બાપથી પણ વધારે મહેરબાન છે. કારણકે અલ્લાહે માં-બાપને સંતાનો સાથે સદ્‌વ્યવહારનો આદેશ આપ્યો છે.

આ બાબત એટલી મહત્વપૂર્ણ હતી કે તેની વિગતો ખુદ અલ્લાહ તઆલાએ બતાવી. તેને માનવીય બુધ્ધિ કે સમજના આધારે છોડી ન મૂકી. તેનો અર્થ એ કે આમાં મરનાર (મય્યિત)ની ઈચ્છા કે અધિકારની પણ દખલગીરી નથી. જેટલા પણ ભાગ છે, તે અલ્લાહપાકે પાડેલ છે. જે તેને સ્વીકારતો નથી, તે તેની ફરજ ચૂકે છે.

## વારસાઈ સબંધી આયતો પર એક નજર તથા એક બોધદાયક ઘટના :

વારસાઈ સબંધી આયતોમાં સ્પષ્ટ કહેવામાં આવ્યું છે કે, વારસાઈ હક્ક માત્ર દીકરાઓને જ નહીં, દીકરીઓને પણ પ્રાપ્ત છે. બીજી વાત એ કે, મરનારની માલિકીની દરેક વસ્તુ નાની હોય કે મોટી તેમાં વારસોનો

હક્ક થઈ જાય છે. કોઈ વારિસ મનસ્વી રીતે વહેંચણી વગર કોઈ વસ્તુ પોતાની પાસે રાખી લેવાનો હક્ક નથી ધરાવતો. અહીં સુધી કે મરનારના પહેરેલા કપડાં પણ વારસાના માલમાં શામેલ થઈ જાય છે. તેમજ જેનો જેટલો ભાગ છે, તેમાં સુધારો વધારો કરી શકવાની કોઈને સત્તા નથી. સૌથી મહત્વપૂર્ણ બાબત એ છે કે, વારસદારો મરનારના માલના માલિક બને છે તે એટલી હદે જડબેસલાક છે કે, જો મરનાર પોતે કોઈને બેદખલ કરે તો પણ તે વારસદાર બેદખલ થતો નથી. વારસદાર માટે પણ એ જરૂરી નથી કે તે મરનારના વારસાઈ હક્કને કબૂલ કરે, બલ્કે જો લેવાનો ઈન્કાર કરે તો પણ તે આપમેળે માલિક બની જાય છે. એ વાત અલગ છે કે વારસા વહેંચણી પછી જ્યારે તે પોતાનો હક્ક પ્રાપ્ત કરી લે, ત્યાર પછી તે પોતાનો માલ કોઈને પણ આપી શકે છે.

વારસા વહેંચણી પહેલાં મહેમાનોની આગતા-સ્વાગતા કે સદકો-ખૈરાત કરવામાં મરનારના માલનો ઉપયોગ જાઈઝ નથી. કારણ કે આ માલમાં બધા વારસોનો હક્ક છે. આ તો જાણે કે ચોરીના માલથી સદકો કર્યો. વારસા વહેંચણી પછી વારસદાર પોતાના ભાગે આવેલ માલમાંથી સદકો-ખૈરાત કરે તો તેમાં કોઈ આપત્તિ નથી, પરંતુ વહેંચણી પહેલા અન્ય વારિસોની પરવાનગી પછી પણ સદકો નહીં કરે. કારણ કે શકય છે કે કોઈ વારસદાર ગેરહાજર હોય અથવા સગીર વયનો હોય. હા, જો બધા વારિસો હાજર તથા પુખ્ત વયના હોય, અને તેઓ દિલથી પરવાનગી આપી દે તો એવી પરિસ્થિતિમાં સદકો કરવો જાઈઝ છે.

અહીં એક બુઝુર્ગની ઘટના સાંભરે છે. તેઓ એક મુસલમાનની ઈયાદત (બીમારપુર્સી) માટે ગયા. થોડીવાર બેઠા હશે કે તેમનો ઈન્તેકાલ થઈ ગયો. તે વખતે જે દીવો સળગી રહયો હતો, તે તેમણે તરત ઓલવી નાંખ્યો અને પોતાની પાસેથી પૈસા આપી તેલ મંગાવ્યું અને દીવો સળગાવ્યો. લોકોએ જિજ્ઞાશાવશ કારણ પૂછયું તો તેમણે કહયું : “જ્યાં સુધી આ માણસ જીવતો હતો, આ દીવો તેમની માલિકીનો હતો. અને તે સંજોગોમાં તેનો ઉપયોગ બરાબર હતો. હવે તેઓ આ દુનિયામાં નથી રહ્યા તો તેમની

દરેક વસ્તુઓ વારિસોની થઈ ગઈ. એટલે વારિસોની પરવાનગીથી આ દીવો આપણે ઉપયોગમાં લઈ શકીશું.''

ઈસ્લામ પહેલાં સ્ત્રીઓ તથા બાળકોને વારસાઈ હક્કો આપવામાં આવતા ન હતા. ઈસ્લામે તેમને સર્વપ્રથમ આ હક્કો આપ્યા.

બુખારી શરીફ તથા નસઈ શરીફમાં એક હદીષ આવેલી છે કે, ઉહુદના યુધ્ધ પછી હઝરત સઅદ બિન રબીઅ્ (રદી.)ની પત્નિએ પોતાની બે દીકરીઓને લઈને હુઝૂર (સલ.)ની ખિદમતમાં હાજર થઈને કહયું : હે અલ્લાહના રસૂલ ! (સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ) આ સઅદની દીકરીઓ છે, જે ઉહુદમાં શહીદ થઈ ગયા. તેમના કાકાએ આખી જાયદાદ પર કબ્જો જમાવી લીધો છે. અને આ બાળકીઓ માટે એક દાણો પણ રહેવા દીધો નથી. તો હવે આ દીકરીઓ સાથે કોણ શાદી કરશે ?

આના જવાબરૂપે વારસાઈ સબંધી આયતો ઉતરી. ત્યારબાદ અલ્લાહ તઆલાના રસૂલ (સલ.)એ હઝરત સઅદ (રદી.)ના ભાઈને બોલાવ્યા. અને હઝરત સઅદ (રદી.)ની પત્નિને આઠમો તથા બન્ને દીકરીઓને બે તૃતિયાંશ ભાગ આપવાનો આદેશ આપ્યો અને કહયું કે, તેમાંથી જે વધે તે તમારો ભાગ છે.

સર્વપ્રથમ મરનારના માલમાંથી કફન-દફનનો ખર્ચ કાઢવામાં આવે, પછી તેના શીરે દેવુ હોય તો તે ચૂકવવામાં આવે. ત્યારપછી મરનારે જો વસિય્યત કરી હોય તો એક તૃતિયાંશ જેટલા માલમાંથી પૂરી કરવામાં આવે. એક તૃતિયાંશ માલથી વધારે માલ વસિય્યતમાં વાપરવો જાઈઝ નથી.

જો મરનારના દીકરા-દીકરી બન્ને હોય તો દીકરાને દીકરી કરતાં બમણો ભાગ મળશે. મતલબ કે ઉપરોકત જીમ્મેદારીઓ અદા કર્યા પછી સમગ્ર સંપત્તિને દા.ત. જો એક જ દીકરો તથા દીકરી હોય તો ત્રણ ભાગમાં વહેંચવામાં આવશે. બે ભાગ છોકરાને મળશે અને એક ભાગ છોકરીને. જો છોકરા ન હોય અને માત્ર છોકરીઓ હોય તો બે તૃતિયાંશ માલ છોકરીઓમાં સરખા ભાગે વહેંચી દેવામાં આવશે. જો એક જ છોકરી હોય તો અડધો

માલ તેને આપી દેવામાં આવશે. (વધારે તફસીલાત માટે મૂફતી સાહેબોનો સંપર્ક સાધવો.)

## વારસાઈ કાનૂન પર અમલ નહીં કરવાથી માણસ ખુદાની અદાલતમાં ગુનેગાર ઠરે છે :

વારસાઈ હક્કો બયાન કર્યા પછી કુર્આને જે જઝા-સજા બતાવી છે, કાશ ! તેને ઝૂંટવી લેનારા તેના પર ધ્યાન આપે. કુર્આન કહે છે "આ અલ્લાહ તઆલાએ બાંધેલી હદબંદીઓ (સીમાઓ) છે, જે અલ્લાહ અને તેના પયગમ્બરની વાત માનશે, અલ્લાહ તઆલા તેને એવા બગીચાઓમાં પ્રવેશ આપશે, જેની નીચેથી નહેરો વહેતી હશે. તેમાં તેઓ કાયમ રહેશે. અને તે વાસ્તવમાં બહુ મોટી સફળતા છે. અને જે માણસ અલ્લાહપાક તથા તેના રસૂલની નાફરમાની કરશે, તેની નક્કી કરેલી સીમાઓ ઓળંગશે, તેને અલ્લાહ તઆલા નર્કની આગમાં દાખલ કરી દેશે. તેઓ તેમાં હંમેશ રહેશે. અને તેમાં તેને અપમાનજનક યાતના આપવામાં આવશે."

વિચાર કરો, કેટલી ધ્રુજાવી નાખનારી આયત છે. તેમાં એવા લોકો માટે કાયમી અઝાબની ચેતવણી આપવામાં આવી છે, જેઓ વારસાઈ કાનૂનમાં ફેરફાર કરી ખુદાની નક્કી કરેલી સીમાઓનું ઉલ્લંઘન કરે છે. એટલે જ હુઝૂર (સલ.)એ આ બાબતે સાવચેતીપૂર્વક સ્પષ્ટ સુચનાઓ આપી. આપ (સલ.)એ ઈર્શાદ ફરમાવ્યો કે "હું તમને ઔરત તથા યતીમ-અનાથના માલથી બચવાની ભારપૂર્વક તાકીદ કરું છું." *(ઈબ્ને કષીર)*

વારસા વહેંચણીમાં દીકરા-દીકરી વચ્ચે ભેદભાવ રાખવો બહુ ખરાબ વાત છે. કારણકે આ તો ખુદાવંદી આદેશ છે. બાળકોને બખ્શીશરૂપે આપવામાં ભેદભાવપૂર્ણ રીતે વર્તવાને પણ ઈસ્લામ અત્યાચાર કહે છે. તો આ તો વારસાઈ હક્ક છે. તેમાં ભેદભાવ કરવો વધારે ખરાબ કહેવાય. હઝરત નુઅમાન (રદી.)ના પિતાએ હઝરત નુઅમાન (રદી.)ને જ્યારે બખ્શીશરૂપે કંઈક આપ્યું અને હુઝૂરે અકરમ (સલ.)ને ગવાહ બનવાની દરખ્વાસ્ત કરી. ત્યારે હુઝૂરે અકરમ (સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ)એ

પૂછયું : "શું તેના બીજા ભાઈઓ પણ છે ?"

જવાબ મળ્યો : હા.

તો પૂછયું : શું બીજાઓને પણ આટલું જ આપ્યું છે ?

જવાબ મળ્યો : નહીં.

તો રસૂલુલ્લાહ (સલ.)એ ફરમાવ્યું કે, શું તમે મને એક અત્યાચારનો સાક્ષી બનાવી રહયા છો ? હું અત્યાચારનો સાક્ષી નહીં બની શકું. તમે તમારા બધા સંતાનો સાથે ઈન્સાફપૂર્વક વર્તો. એ તેમનો તમારા પર હક્ક છે. ત્યારપછી હઝ. બશીર (રદી.)એ પોતાના પ્રિય પુત્ર હઝરત નુઅમાન (રદી.)ને આપેલો માલ પાછો લઈ લીધો.

દીકરીઓને વારસાઈ હક્ક આપવાનો મુદ્દો વર્તમાન સમયનો એક સંવેદનશીલ મુદ્દો છે. આ કારણે જ દહેજના દૂષણે જન્મ લીધો છે. તેના કારણે હત્યાઓ તથા ખૂનરેજીઓ થાય છે. અને હર્યાભર્યા ખાનદાન એવા વેરાન બની જાય છે કે હૃદય દ્રવી ઉઠે છે. જ્યાં સુધી વારસાઈ કાનૂનને સખ્તીપૂર્વક લાગુ કરવામાં નહીં આવે ત્યાં સુધી દહેજના અનિષ્ટને નિર્મૂળ કરવું અશકય થઈ પડશે. જો જમાઈને તથા તેના ઘરવાળાઓને વિશ્વાસ અપાવવામાં આવે કે વારસામાંથી તેમની બહેન-દીકરી (તમારી પત્ની કે વહુ)નો ભાગ આપવામાં આવશે. તો દહેજની અનૂચિત માંગણી કરવાનુ તેઓ જરૂર ટાળશે. અને આમ દહેજની બૂરી બલાથી સમાજ છૂટકારો મેળવશે.

જો આપણને ઔરતોથી સાચા અર્થમાં હમદર્દી છે તો આપણે દઢ નિશ્ચય કરવો પડશે કે, આપણે વારસા વહેંચણીમાં તેઓને તેમનો ભાગ આપીશું. જો આવું થશે તો સફળતા જરૂર આપણા કદમ ચુમશે અને જીવનના એક આહ્‌લાદક અનુભવનો લ્હાવો મળશે.

અમે બધા મુસ્લિમોથી અપીલ કરીએ છીએ કે, તેઓ સ્ત્રીઓના અધિકારો અપાવવા માટે ઉભા થઈ જાય. અને અમારી અવાજને પોતાની અવાજ સમજે. કુર્આન-હદીષને માર્ગદર્શક બનાવે. રસ્મો-રિવાજ તરફ

બિલ્કુલ ધ્યાન આપે નહીં. અલ્લાહપાક આપણને સ્ત્રીઓ બાબતે ન્યાયી પગલાં ભરી ઈમાની તથા ઈસ્લામી જુર્રત તથા ગૈરત (અસ્મિતા)નો પુરાવો આપવાની તૌફીક અતા ફરમાવે, આમીન.

## તલાક બાબતે સાવચેતી

નિકાહ એક મજબૂત બંધન છે. જેમાં એક સ્ત્રી-પુરૂષ એક કરાર વડે એવી રીતે બંધાય જાય છે, જાણે કે કોઈ સાંકળ હોય. આ સબંધની સામાજિક જીવન પર બહુ ઉંડી અસર વર્તાય છે. એટલે ઈસ્લામ તેને વધારેમાં વધારે મજબૂત બનાવવા માંગે છે. એટલે જ અલ્લાહ તઆલાએ કુર્આને કરીમમાં નિકાહને 'મજબૂત કરાર' કહ્યો છે. *(નિસાઅ : ૨૧)* તેમજ આ નિકાહના સબંધને બન્ને પક્ષો વચ્ચે મુહબ્બતનું નિમિત્ત ઠરાવ્યું. જેથી બન્ને રાહત તથા સુકૂન મેળવી સુખી જીવન વિતાવી શકે. કુર્આન શરીફમાં એક જગ્યાએ એમ પણ કહયુ છે કે, ''તેણીઓ તમારા માટે વસ્ત્ર છે અને તમે તેણીઓના વસ્ત્ર છો.'' *(૨:૧૮૭)* મતલબ કે વસ્ત્રો જેમ માણસના ગુપ્ત અંગોને ઢાંકી દે છે તેવી જ રીતે મિયાંબીવી પણ એકબીજાના વસ્ત્રરૂપ છે. બન્ને એક-બીજાની ગુપ્ત બાબતોને ઢાંકી દે છે. જેમ વસ્ત્રોથી સુરક્ષા તથા સુંદરતા મળે છે, તેમ નિકાહના બંધનમાં બંધાય ગયા પછી પતિ-પત્નિ એકબીજાને સુરક્ષા તથા સૌંદર્ય પણ પ્રદાન કરે છે.

દાંપત્યજીવનની આ મહત્વતાને ધ્યાનમાં લેતા ઔરત-મર્દને નિકાહના બંધનમાં જોડાયેલા રાખવાની પુરેપૂરી કોશિશ કરવી જોઈએ. પરંતુ જો દાંપત્યજીવનને સુખરૂપે આગળ ધપાવવામાં મુશ્કેલી નડતી હોય અને મેળ પડવાની કોઈ ગુંજાઈશ બચી ન હોય તો લગ્ન જીવનને વેંઢારવાનો આગ્રહ ન રાખવો જોઈએ. આ સ્થિતિમાં ઈસ્લામે છૂટાછેડાનો માર્ગ ખુલ્લો રાખ્યો છે. બીજા શબ્દોમાં કહો તો અનિવાર્ય સંજોગોમાં ઈસ્લામે તલાકની છૂટ આપી છે. અથવા એમ પણ કહી શકાય કે તલાકની છૂટને અનિવાર્ય સંજોગોમાં જ ઉપયોગમાં લેવી જોઈએ. તલાકના કારણો બહુ સજ્જડ તથા કાયમી હોવા જોઈએ. સ્ત્રીઓમાં વ્યાપકપણે જોવા મળતી સ્વાભાવિક

ખામીઓ તથા નિર્બળતાઓના કારણે તલાક આપવી ન જોઈએ. અલ્લાહ તઆલા કુર્આનમાં ફરમાવે છે :

"તેમની સાથે સારી રીતે વર્તન કરીને રહો. જો તમને તેણીઓ(ની કોઈ ટેવ) નાપસંદ હોય તો શકય છે કે તમને કોઈક વસ્તુ નાપસંદ હોય, પરંતુ અલ્લાહ પાકે તેમાં (તમારા માટે) બહુ ભલાઈ મૂકી દીધી હોય." *(અન્ નિસાઅ : ૧૯)* દા.ત. કયારેક એવું હોય છે કે સ્ત્રી બહુ દેખાવડી નથી હોતી, પરંતુ ચારિત્ર્યશીલ હોય છે. એટલે ટૂંકી દ્રષ્ટિ છોડી ખામીઓ જોવાના બદલે બીવીઓની ખૂબીઓ જોવાની ક્ષમતા કેળવવી જોઈએ.

અલ્લાહપાકના રસૂલ (સલ.)એ ફરમાવ્યું કે, "કોઈ મુઅમિન મર્દ કોઈ મુઅમિન ઔરત (બીવી)થી નફરત ન કરે. જો તેની કોઈ વર્તણૂંક નાપસંદ પડશે તો (ચોક્કસ) બીજી કોઈ તેને પસંદ (પણ) આવશે." *(મુસ્લિમ શરીફ)*

સ્ત્રીઓ લાગણીશીલ હોય છે. પાંસળીથી પેદા થવાના કારણે તે શૌહર સાથે વારંવાર ઘર્ષણમાં ઉતરી પડે છે. તેની સામે આડી ઉતરે છે. બીવીની આ હરકતને મન પર લીધા વગર શૌહરે સમજદારીથી કામ લેવું જોઈએ. કારણકે કુર્આનના શબ્દોમાં તે 'કવ્વામ' (જવાબદાર) છે. આ એક એવી હેસિયત છે, જેમાં સમસ્યાઓનું નિરાકરણ કરવુ જ પડે છે. અલ્લાહપાકના રસૂલ (સલ.)એ બહુ જ અસરકારક શૈલીમાં આ મુદ્દા પ્રતિ ધ્યાન દોર્યુ છે કે, "સ્ત્રીઓ સાથે ભલાઈપૂર્વક વર્તો. કારણકે તેણીઓને પાંસળીથી સર્જવામાં આવી છે. (બલ્કે પાંસળીના સૌથી ઉપરના ભાગથી સર્જવામાં આવી છે) અને પાંસળીનો સૌથી ઉપરનો ભાગ બહુ જ વાંકો હોય છે. જો તમે તેને સીધી કરવા જશો તો તમે તેને તોડી નાંખશો. અને જો તમે તેને તેના હાલ પર છોડી દેશો તો તે વાંકીને વાંકી જ રહેશે. એટલે (ફરી કહું છું) સ્ત્રીઓ સાથે સદ્વર્તન કરશો." *(બુખારી, મુસ્લિમ)*

ઈસ્લામે તલાકને બહુ જ અણગમતી બાબત લેખાવી છે. રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમનો ઈરશાદ છે કે, "અલ્લાહ તઆલાની નજરોમાં નાપસંદ ચીજો પૈકી સૌથી વધારે નાપસંદ ચીજ, હલાલ હોવા છતાં, તલાક છે." *(અબૂ દાવુદ શરીફ)*

આ એટલા માટે કે તલાકની સામાજિક જીવન પર બહુ જ અવળી અસર પડે છે. તેના કારણે અનેક સમસ્યાઓ સર્જાય છે. દા.ત. (૧) જો તેનાથી બાળકો થયા હશે તો તેમની સારસંભાળની સમસ્યા ઉભી થશે. માં-બાપ વચ્ચે ખટરાગના કારણે બચ્ચાઓના મન પર ખરાબ અસર પડે છે. (૨) મિયાં-બીવી સાથે રહયા હોય છે. ત્યારપછીની જુદાઈના કારણે ઘણો જ માનસિક ત્રાસ વેઠવો પડે છે. દિલ ઝખ્મી થઈ જાય છે. (૩) બીવી માટે રોજી-રોટીની સમસ્યા ઉભી થાય છે. ખાસ કરીને ભારતીય સંદર્ભમાં. કારણકે અહીંની આર્થિક પરિસ્થિતિ દિવસે દિવસે બગડતી જાય છે. આ સ્થિતિમાં સ્ત્રીએ જે કાંઈ સહન કરવું પડે છે તે કોઈનાથી છુપી બાબત નથી.(૪) વર્તમાન સ્થિતિમાં સ્ત્રીનું બીજુ લગ્ન સરળ નથી. સામાન્યપણે તેને શાદી વગર આખુ જીવન પસાર કરવું પડે છે. એટલે તલાક અનિવાર્ય સંજોગોમાં જ આપવી જોઈએ. તલાક આપતા પહેલા કે તેનો નિર્ણય કરતા પહેલા સમાધાનની એક કોશિશ કેટલાક મોભેદાર વ્યકિતઓને વચ્ચે રાખી જરૂર કરવી જોઈએ. મતલબ કે શૌહર-બીવી બન્ને બાજુથી એક એક માણસે પ્રતિનિધિરૂપે મળી મેળમિલાપની કોશિશ કરવી જોઈએ. અલ્લાહ ન કરે, જો આ પ્રયાસ નિષ્ફળ જાય તો આવી પરિસ્થિતિમાં તલાકનો નિર્ણય લઈ શકાય એમ છે.

સામાન્ય રીતે લોકો દીનના આદેશોથી અજ્ઞાનતાના લીધે અથવા લાપરવાહીના કારણે તલાક આપવાની ખોટી રીત અપનાવે છે. પરિણામ સ્વરૂપ માત્ર પોતાના માટે જ નહીં, સમાજ માટે પણ પ્રશ્નો ઉભા કરે છે. મુસ્લિમોના સામાજિક જીવનના આવા ગુંચવાયેલા પ્રશ્નો જોઈને વિરોધીઓ શરીઅત તથા પર્સનલ લો પર જ નિશાન તાકે છે. અને શરઈ કાનૂનોમાં સુધારાની માંગ ઉઠાવે છે. અને નવી નવી સમસ્યાઓ સર્જે છે. એટલે મુસ્લિમોએ તલાક સબંધી ઈસ્લામી આદેશોની જાણકારી મેળવી લેવી જોઈએ. અને આવેશમાં આવી જઈ એકીસાથે ત્રણ તલાક આપવાનો ખોટો તરીકો અપનાવવો ન જોઈએ. અલ્લાહપાક દરેક મુસલમાનને દીનના બધા જ આદેશોના પાલનની તૌફીક અતા ફરમાવે, આમીન !

# પતિ-પત્નીના છૂટાછેડા બાબતે અંગત કાયદાઓ

સુપ્રિમ કોર્ટમાં શાયરાબાનુ કેસ પછી વર્તમાન સમયમાં મુસ્લિમ અંગત કાયદા પર સમગ્ર દેશમાં એક વિશાળ ચર્ચા ઉભી થઈ છે. સાયરાબાનુએ તલાક-એ-બિદઅત (એક સાથે ત્રણ તલાક), બહુપત્નિત્વ અને નિકાહ હલાલા (જેમાં પત્નીએ પોતાના પ્રથમ પતિ સાથે ફરીથી લગ્ન કરવા માટે પહેલા અન્ય વ્યક્તિ સાથે એક મધ્યવર્તી લગ્ન કરવા પડે છે)ને એક રિટ પિટિશન દ્વારા ગેરબંધારણીય જાહેર કરવાનો પડકાર ફેંક્યો છે.

કેન્દ્ર સરકાર અને ઓલ ઈન્ડિયા મુસ્લિમ પર્સનલ લૉ બોર્ડ-**AIMPLB** દ્વારા એકબીજાથી વિરોધાભાસી સ્ટેન્ડ સાથે કોર્ટ સમક્ષ કાઉન્ટર એફિડેવિટ દાખલ કરવામાં આવી છે. વર્તમાન કેન્દ્ર સરકાર આ વ્યવહાર સમાપ્તિ માટે કહે છે જ્યારે મુસ્લિમ પર્સનલ લૉ બોર્ડ મુસ્લિમ અંગત કાયદામાં કોઈ પણ દખલગીરીનો વિરોધ કરે છે.

આમ છતાં, આ બાબત સુપ્રિમ કોર્ટમાં પેન્ડિંગ છે. અને તેથી અગમચેતી સાથે પ્રથમ શરીઅતના દૃષ્ટિબિંદુ કે વર્તમાન મુસ્લિમ પર્સનલ કાયદા હેઠળ અસ્તિત્વમાં છે. તેના સંદર્ભમાં એક યુગલ વચ્ચે અલગ થવાના સ્વરૂપો જાણવા જરૂરી છે.

કોઈપણ મુસ્લિમ દંપતી શરીઅત મુજબ નીચેના સ્વરૂપો મુજબ એકબીજાથી અલગ થઈ શકે છે :

### (A) ખુલઅ્ (પરસ્પર સંમતિથી દંપતી અલગ થાય) :

આ કિસ્સામાં પત્ની પોતાના કેટલાક અધિકારો ગુમાવે છે અથવા છૂટાછેડા મેળવવા માટે તેણી અમુક નાણાંકીય વળતર ચૂકવે છે. અને જો પતિ તરફથી ઝુલ્મ થતો હોવાને કારણે ખુલઅ્ લીધા તો પતિ માટે વળતર લેવું પણ જાઈઝ નથી. હા, જો સ્ત્રી તરફથી વગર કારણે અથવા શરીઅતની રૂએ સ્ત્રી તરફથી જ ઝુલ્મ થતો હતો, તો પતિ નાણાંકીય વળતર લઈ શકે

છે. અને તેમાં પણ મુસ્તહબ એ છે કે, જેટલી મહેર આપી હોય એટલું જ વળતર લે, એથી વધારે નહીં. *(કામૂસુલ ફિકહ : ૩૬૩/૩)* જો કે ઈસ્લામના સિદ્ધાંત મુજબ કોઈપણ પુરૂષે માન્ય કારણ વગર છૂટાછેડા આપવા ન જોઈએ અને કોઈપણ સ્ત્રીએ કોઈપણ માન્ય કારણ સિવાય છૂટાછેડા માંગવા જોઈએ નહીં. આમ છતાં, એક મહિલાને ખુલઅ્ માંગવા માટે કોઈ ખાસ બંધનકર્તા નિયમો નથી. જો તેણી સાથે રહેવા માટે પોતાનો અણગમો દર્શાવે અને પતિ તેણીની માંગ સ્વીકારે તો તેમના લગ્નનો અંત લાવે છે. અને એક તલાકે બાઈન થશે. હા, જો પતિ ત્રણ તલાકે બાઈનની નિય્યત કરશે, તો ત્રણ થશે. *(શામી)*

*(વધુ વિગત માટે જુઓ : મજમૂઅ-એ-કવાનીને ઈસ્લામી : ૨૨૯-૨૩૩)*

**(B) ફસ્ખ (લગ્ન રદ કરવા) :**

જો પત્ની લગ્ન રદ કરવાની દારૂલ કઝાને એવી ફરિયાદ કરે કે, તેના પતિ દ્વારા તેને અન્યાય કરવામાં આવે છે અને તેના અધિકાર પરિપૂર્ણ કરવામાં આવતા નથી અને દારૂલ કઝા તેની ફરિયાદને પુરાવાના આધારે માન્ય રાખે, તો તે લગ્ન રદ થશે.

**જે કારણોસર પત્નીને તેના પતિથી અલગ કરી શકાય છે :**

- પતિનું લાપતા (ગુમનામ) થઈ જવું.
- પતિ ગાયબ થઈ જાય, ગેરમફકુદ હોય. (ખોવાયો ન હોય)
- પતિ પોતાની પત્નીનું ભરણપોષણ આપી શકતો ન હોય.
- પતિ ભરણપોષણ આપવા શક્તિશાળી હોવા છતાં ન આપે.
- પત્નિત્વના હક્કો અદા ન કરતો હોય.
- પતિ મજબૂબ (જનેન્ય ઈન્દ્રીનું કપાય જવું) થઈ જાય.
- પતિ નામર્દ (નપુંસક) હોય.
- પતિ પાગલ હોય.
- પતિ કોઈ ગંભીર ચેપી રોગમાં સપડાયેલો હોય.

- નિકાહ ગેરકુફૂમાં થયો હોય.
- નાબાલિગને ખિયારે બુલૂગ (પુખ્તવયનો અધિકાર)ના હકને એખ્તેયાર કરવો.
- સ્ત્રીને હુરમતે મુસાહરત લાગુ પડવી.
- પતિનું પત્નીને મારઝુડ કરવું તેમજ જુલ્મ ગુજારવો.
- પતિ-પત્ની દરમિયાન મતભેદ અને દુશ્મનાવટ થઈ જવી.

## પતિનું મફ્કૂદુલ ખબર (લાપતા) થવું :

જે કારણોસર પતિ-પત્નીમાં જુદાઈ કરી શકાય છે, તે પૈકી એક એ પણ છે કે, પતિ બિલ્કુલ લાપતા થઈ જાય, એની મૌત કે જીવતા હોવાની કોઈ જ ખબર ન હોય. એવા લાપતા માણસને મફકૂદુલ ખબર કહે છે.

લાપતા પતિની પત્ની ધણીના ગાયબ હોવાને કારણે નિકાહ તોડી નાંખવાની માંગણી કરે, તો કાઝી તેણીની માંગણી બાદ ચાર વર્ષ સુધી રાહ જોવાનો હુકમ કરશે અને ચાર વર્ષમાં જો પતિ પાછો ન આવે તો સ્ત્રીને બીજા લગ્નની રજા આપવામાં આવશે. દરખાસ્ત કરતાં પહેલાં પતિના ગાયબ થવાની જે મુદત પસાર થઈ ગઈ તેનો એ'તેબાર કરવામાં આવશે નહીં. અને જો પત્ની દાવો કરે કે, પતિ લાપતા છે અને તેણીના માટે પતિ તરફથી ખાધાખોરાકી તેમજ જીવન જરૂરિયાતનો કોઈ પણ જાતનો બંદોબસ્ત પણ નથી, તો શરઈ કાઝી તત્કાળ નિકાહ તોડી શકે છે. અને જો ખાધાખોરાકી મળતી હોય, પરંતુ ગુનાહમાં સંડોવાય જવાનો પાકો ભય હોય, તો એવા સંજોગોમાં પત્ની લાપતા પતિથી નિકાહ તોડવાનું જરૂરી સમજતી હોય તો આવી પરિસ્થિતિમાં શરઈ કાઝી એક વર્ષની મોહલત આપશે. જો આ મુદતમાં પતિ પાછો નહીં આવે, તો જરૂરી કાર્યવાહી અને શરતોને પૂરી કર્યા બાદ નિકાહ તોડી નાંખવામાં આવશે.

## પતિનું ગાયબ ગેરમફ્કૂદ થવું :

ગાયબ-ગેરમફકૂદ એવા પતિને કહે છે, જે બિલ્કુલ લાપતા તો ન હોય, અલબત્ત પોતાના રહેઠાણથી બહાર અન્ય કોઈ જગાએ ચાલ્યો ગયો હોય

અથવા દેશથી બહાર બીજા કોઈ દેશમાં ચાલ્યો ગયો હોય. ત્યાંથી પત્ની પાસે આવતો-જતો ન હોય અને ખર્ચ પણ ન મોકલતો હોય તથા જરૂરત પણ પૂરી કરતો ન હોય. એટલે શરઈ કાઝી સદર કેસની તપાસ કરીને જરૂરી કાર્યવાહી બાદ પતિ-પત્નીમાં જુદાઈનો ચૂકાદો આપી દેશે.

લાપતા પતિ અને ગાયબ ગેરમફકૂદ બંનેના હુકમની વિગત એ છે કે, બંને સૂરતોમાં સ્ત્રી તે પુરૂષ સાથે પોતાનો નિકાહ સાબિત કરે, પછી એ સાબિત કરે કે તે ખાધાખોરાકી આપીને ગયો નથી અને ખર્ચો આપીને પણ ગયો નથી અને મોકલતો પણ નથી અને જાતે સ્ત્રીએ ખાધાખોરાકીનો પોતાનો હક માફ પણ કર્યો નથી અને શરઈ એ'તેબારથી પતિના જિમ્મે ખાધાખોરાકી વાજીબ છે, અને તેણી હકદાર પણ છે. ઉક્ત વાતો કાઝી સમક્ષ સાબિત થઈ જાય તો કાઝી લાપતા પતિની શોધ અને ગાયબ પતિને યોગ્ય માધ્યમો દ્વારા ખબર વગેરે આપવાની કાર્યવાહી કરે અને તપાસના અંતે સંતોષ થાય, તો જુદાઈનો ફેંસલો કરી આપે.

**મુદ્દત નક્કી કરવી :**

પુરૂષના ગાયબ રહેવાની મુદ્દત નક્કી કરવાનો મસ્અલો ઈજતેહાદી પ્રકારનો છે. સમય, જગા ને સંજોગોના અનુસાર મુદ્દત નક્કી કરી શકાય છે.

ઈમામ અહમદ ઈબ્ને હમ્બલ (રહ.)ના મતાનુસાર છ માસ સુધી પતિ વિના કારણે ગાયબ રહે તો સ્ત્રીને છૂટાછેડા લેવાનો અધિકાર પ્રાપ્ત થશે. ઈમામ માલિક (રહ.)ના મતાનુસાર ત્રણ વર્ષ અને અમુક રિવાયતો પ્રમાણે એક વર્ષ નક્કી કરવામાં આવી છે. એહતેયાત (સાવચેતી) એમાં જ છે કે, જો પતિ ત્રણ વર્ષ વિના કારણે ગાયબ રહે અથવા ત્રણ વર્ષ કે તેથી વધુ મુદ્દત માટે જેલમાં જાય અને સ્ત્રીને ગુનાહિત કૃત્યમાં સંડોવાય જવાનો ભય હોય, તો તેણીને દારૂલ કઝા અથવા આલિમોની મોહકમ-એ-શરઈયાથી છૂટાછેડા લેવાનો અધિકાર રહેશે.

**પતિ ભરણપોષણ આપવાથી લાચાર થઈ જાય :**

પતિ પોતાની ગરીબીના કારણે પત્નીનું ભરણપોષણ ન કરી શકે અને

કરવાની શક્તિ પણ ન હોય તથા પુરૂષના બાપ-દાદા પણ સ્ત્રીનું ભરણ-પોષણ કરવા તૈયાર ન હોય અને સ્ત્રી સ્વયં પણ પોતાનું ભરણપોષણ કરી લેવાની સ્થિતિમાં ન હોય, તો તેણીને કાઝી અથવા મોહકમ-એ-શરઈયાથી નિકાહ તોડવાની દરખાસ્ત આપવાનો હક છે. કાઝી અથવા મોહકમ-એ-શરઈયા સમક્ષ જ્યારે એ વાત સાબિત થઈ જાય કે, પતિ ખરેખર સ્ત્રીના ભરણપોષણથી લાચાર છે, તો કાઝી પોતાને યોગ્ય લાગે તેટલો સમય હજુ પુરૂષને મહેતલ (મોહલત) આપે અને એ સમયગાળાનો ફાયદો ઉઠાવીને પણ પુરૂષ ભરણપોષણ અદા ન કરી શકે, તો નિકાહ તોડી નાંખે.

ઉપરોક્ત તફરીક (છૂટાછેડા કરવા) રજઈ તલાકના હુકમમાં છે. જો ઈદ્દત દરમ્યાન પતિ ખાધાખોરાકી આપવા પર શક્તિશાળી થઈ જાય તો રૂજૂઅ કરી શકે છે.

## પતિ શક્તિશાળી હોવા છતાં ખાધાખોરાકી ન આપે :

પતિ ખાધાખોરાકી આપવા પર શક્તિમાન હોય અને સારી સ્થિતિમાં હોવા છતાં પત્ની પ્રત્યે ઉદાસિન હોય અને ખાધાખોરાકી ન આપે અને પત્ની પોતાની જરૂરિયાત પોતે પૂરી કરી શકતી ન હોય અને ન તો તેણીના વાલીઓ એવી સ્થિતિમાં હોય કે તેણીની મદદ કરી શકે, તો આલિમોનો ફતવો છે કે, શરઈ કાઝી અથવા મોહકમ-એ-શરઈયા પરિસ્થિતિની તપાસ બાદ પતિને કહેશે કે, તે તલાક આપી દે. જો પતિ તલાક આપવા પર તૈયાર ન હોય તો કાઝી અથવા મોહકમ-એ-શરઈયા બંનેમાં જુદાઈ કરી દેશે. એવા પતિને ફિકહની પરિભાષામાં 'મુતઅન્નિત' કહેવામાં આવે છે.

## પતિનું પત્નિત્વના હકો અદા ન કરવું :

સ્ત્રીને પતિના ઘેર ખાવા-પીવા અને રહેવાની કોઈ તકલીફ ન હોય, પરંતુ પતિનું કોઈ ખાસ ધ્યાન પત્ની તરફ ન હોય અને પત્નિત્વના હકો એટલે કે શરીર સુખ ન આપતો હોય, જે નિકાહનો મૂળભૂત હેતુ છે અને વારંવાર ધ્યાન અપાવવા છતાં પણ તે સંભોગ માટે તૈયાર થતો ન હોય, એવી લાપરવાહીના કારણે સ્ત્રીના ગુનાહમાં પડવાનો ભય હોય, તો સ્ત્રી

કાઝી અથવા મોહકમ-એ-શરઈયા પાસે ઉક્ત અત્યાચારને બંધ કરાવવા માટે અપીલ કરી શકે છે. પ્રશ્નની તપાસ બાદ જો કાઝી અથવા મોહકમ-એ-શરઈયા પતિ-પત્નીમાં છૂટાછેડા કરવાનું યોગ્ય સમજે, તો છૂટાછેડા કરી દેવામાં આવે.

### પતિ મજબૂબ હોય :

મજબૂબ એવા માણસને કહેવામાં આવે છે, જેની જનૈન્ય ઈન્દ્રી ન હોય. પેદાઈશથી જ ન હોય અથવા પેદાઈશ પછી કોઈ કારણસર કપાઈ ગઈ હોય. જો પત્ની પોતાના પતિને ઉક્ત સ્થિતિમાં પામે તો શરઈ કાઝી અથવા મોહકમ-એ-શરઈયાથી છૂટાછેડાની માંગણી કરે અને કાઝી અથવા મોહકમ-એ-શરઈયા દા'વાની સાબિતી બાદ કોઈ પણ મુદતની રાહ જોયા વગર તાત્કાલિક છૂટાછેડા આપી દે. કારણ કે એનો કોઈ ઈલાજ જ નથી. માટે ઈલાજ માટેનો સમય પણ આપવામાં નહીં આવે.

### પતિનું ઈન્નીન (નપુંસક) હોવું :

ઈન્નીન એવા પુરૂષને કહેવામાં આવે છે, જેની જનૈન્ય ઈન્દ્રી હોવા છતાં સંભોગ પર શક્તિમાન ન હોય. જેને નામર્દ (નપુંસક) કહેવામાં આવે છે. એના વિશે એ હુકમ છે કે, પત્નીના દાવા પછી કાઝી અથવા મોહકમ-એ-શરઈયા પુરૂષથી તહકીક કરશે. જો તેણે પોતાના નામર્દ હોવાનો અને સંભોગ પર અશક્તિમાન હોવાનો ઈકરાર કરી લીધો, તો ઈલાજ માટે એક વર્ષની મુદ્દત આપવામાં આવશે. અને પુરૂષ જો સ્ત્રીના દાવાનો ઈન્કાર કરે, તો ડોક્ટરી તપાસ કરાવવામાં આવશે. જો ડોક્ટરી તપાસમાં તેનું પુરૂષત્વ સાબિત થઈ ગયું, તો સ્ત્રીના દાવાને રદ કરી દેવામાં આવશે અને જો નપુંસક સાબિત થાય તો કાઝી અથવા મોહકમ-એ-શરઈયા પોતાને યોગ્ય લાગે તે પ્રમાણે મામલાને નજર સમક્ષ રાખી ચાહે તો તાત્કાલિક છૂટાછેડા કરી આપે અથવા એક વર્ષ ઈલાજ કરવાની મહેતલ આપે.

### પતિનું ગાંડા (પાગલ) હોવું :

પાગલપણાંના શરીઅતમાં બે પ્રકારો છે :

(૧) **જુનૂને મુતલક :** કાયમ પાગલ જ રહેતો હોય. એનો હુકમ એ છે કે, શરઈ કાઝી અથવા મોહકમ-એ-શરઈયા પતિ-પત્ની દરમિયાન તત્કાળ છૂટાછેડા આપી દે.

(૨) **જુનૂને ગેરમુતલક :** આમાં કાયમ માટે ગાંડપણ રહેતું નથી, બલ્કે જુનૂનના દૌરા પડતા હોય. મતલબ કે અમુક વખતે પાગલ થઈ જાય. એનો હુકમ એ છે કે, તેને ઈલાજ માટે એક વર્ષની મુદ્દત આપવામાં આવે.

**પતિનું કોઈ ગંભીર ચેપી રોગમાં સપડાયેલા હોવું :**

પતિ કોઈ ગંભીર ચેપી રોગમાં અથવા જાતિય રોગમાં સપડાયેલો હોય, જેના કારણે સ્ત્રી સાથે શરીર સબંધ બાંધી શકતો ન હોય અને જે રોગના કારણે સ્ત્રીને પતિથી નફરત હોય, અને નુકસાનની શંકા હોય અથવા સાથે રહેવાથી પત્નીને તે રોગ લાગુ પડવાનો ભય હોય અને નુકસાન વગર સ્ત્રીનું પુરૂષ સાથે રહેવું અશક્ય હોય અને નિકાહથી પહેલાં સ્ત્રીને પુરૂષની ઉક્ત બીમારીની ખબર ન હોય અને નિકાહ બાદ રોગની ખબર પડતાં સંભોગ માટે જુબાન અથવા અમલથી રજામંદી જાહેર ન કરી હોય અને શરઈ કાઝી અથવા મોહકમ-એ-શરઈયાથી ઓરત દરખાસ્ત કરે કે, પતિથી તેણીના નિકાહ તોડી નાંખવામાં આવે, તો કાઝી અથવા મોહકમ-એ-શરઈયા નિકાહ તોડી નાંખશે.

ફુકહાએ તો સામાન્યપણે છૂટાછેડા માટે ત્રણ બીમારીઓ : (૧) પાગલપણું (૨) રક્તપિત્ત અને (૩) કોઢનું વર્ણન કર્યું છે. પરંતુ એમાં તમામ ગંભીર ચેપી રોગો અને પતિથી નફરત પેદા કરનાર ઐબો શામેલ રહેશે, જેનો ઈલાજ અશક્ય છે. દા.ત. એઈડ્ઝ વગેરે. જો પતિ એઈડ્ઝનો દર્દી હોય અને પત્ની નિરોગી હોય અને સ્ત્રીને ચેપ લાગવાનો ભય હોય. કારણ કે શરીર સબંધના કારણે એઈડ્ઝનો ચેપ લાગે છે. તો પત્ની પોતાના એઈડ્ઝના દર્દી પતિથી છૂટાછેડાની માંગણી કરી શકે છે.

*(ઠરાવ : મજમઉલ ફિકહિલ ઈસ્લામી, જીદ્દહ, ૧લી ઝિલ્કદ, ૧૪૧૫ હિ. મુતાબિક ૧લી એપ્રિલથી ૬ એપ્રિલ સુધી, અબુઝબી મુકામે મજલિસ યોજવામાં આવી હતી.)*

## નિકાહનું ગેરકુફૂમાં થવું :

ફુકહાએ નિકાહ સબંધ જીવનભર ટકી રહે અને મજબૂત સબંધ રહે એ આશયથી એની રિઆયત જરૂરી ઠેરવી છે કે, પુરૂષ, ખાનદાન, અખ્લાક, માલ-દૌલત અને સમાજ-સોસાયટીના આધારે સ્ત્રીના સમાન હોવો જોઈએ. સ્ત્રીથી નીચા ધોરણનો ન હોય. કારણ કે જો પુરૂષ તેની પત્ની કરતાં નીચા ધોરણનો હોય તો સ્ત્રીમાં મોટાઈ મારવાની બીમારી આવશે અને પતિ સાથેના સબંધો ખરાબ થશે. ઉક્ત સ્ત્રી-પુરૂષમાં બરાબરી અને સમાનતાને 'કુફૂ' અથવા 'કફાઅત' કહેવામાં આવે છે.

જો વાલી બાલિગ છોકરીના નિકાહ તેણીની પરવાનગીથી કરી દે અને જે પુરૂષથી નિકાહ કરવામાં આવ્યો હતો, તેણે નિકાહ સમયે પોતાની કફાઅત-બરાબરી જાહેર કરી હતી, હાલાંકે તે પુરૂષ ઉક્ત છોકરીનો 'કુફૂ' ન હતો. આવા સંજોગોમાં છોકરી તેમજ તેના વાલીને હક રહેશે કે, તેઓ શરઈ કાઝી અથવા મોહકમ-એ-શરઈયામાં છૂટાછેડાનો દાવો માંડે. જો કાઝી સમક્ષ એ વાત સાબિત થઈ જાય કે, પતિએ જૂઠુ બોલીને પોતાની જાતને સ્ત્રીનો કુફૂ કહી નિકાહ કર્યા છે, તો એવા નિકાહને તોડી નાંખવામાં આવશે.

## નાબાલિગનો ખિયારે બુલૂગ (પુખ્તવયનો અધિકાર)નો ઉપયોગ કરવો :

પતિ-પત્નીમાં અલગ થવાનું એક કારણ ખિયારે બુલૂગ પણ છે. ખિયારે બુલૂગનો અર્થ એ છે કે, બાપ-દાદા સિવાય અન્ય કોઈ સગા-સબંધી છોકરા-છોકરીના સગીરાવસ્થામાં નિકાહ કરી દે, તો બાલિગ થયા પછી છોકરા-છોકરી બંનેને ઈખ્તિયાર સાંપડશે. જો નિકાહ યથાવત્ રાખવા ઈચ્છે તો યથાવત્ રાખે અને ઈચ્છા ન હોય તો શરઈ કાઝી અથવા મોહકમ-એ-શરઈયામાં અરજી આપી ઉક્ત નિકાહ તોડી નાંખે.

ખિયારે બુલૂગના કારણે નિકાહ તોડવા માટે ફિકહની કિતાબોમાં ઘણી શરતો છે. માટે શરઈ કાઝી અથવા મોહકમ-એ-શરઈયાએ દરખાસ્ત બાદ શરતોની રોશનીમાં વિગતવાર છણાવટ કર્યા બાદ જ ચૂકાદો આપવો જોઈએ.

## સ્ત્રીને હુરમતે મુસાહરત લાગુ પડે :

મુસાહરતનો અર્થ એ છે કે, કોઈ પુરૂષ કોઈ સ્ત્રી સાથે ઝિના-વ્યભિચાર કરે અથવા શહવત (વાસના) સાથે ઝિનાની પ્રાથમિક ભૂમિકા અદા કરે, જેમકે ચુંબન વગેરે અને વિર્ય ન નીકળે. એવી જ રીતે કોઈ સ્ત્રી કોઈ પુરૂષને શહવત સાથે ચુંબન કરે, તો પુરૂષ પર તે સ્ત્રીની પુત્રી અને માં હરામ થઈ જશે. એટલે કે ઉસૂલ (માંથી ઉપરની સગાઈવાળી સ્ત્રીઓ, જેમકે માં, નાની વગેરે) અને ફુરૂઅ (જેમકે પુત્રી, પૌત્રી, નવાસી વગેરે) હરામ થઈ જશે. જો પતિ પોતાની સાસુમાં સાથે ઉક્ત કૃત્ય કરે તો તેની પત્ની તેના ઉપર હરામ થઈ જશે. જાણી જોઈને કર્યું હોય કે અજાણ્યે કર્યું હોય.

જો કોઈ સસરો પોતાના પુત્રની પત્ની સાથે એવું કૃત્ય (ઝિના અથવા શહવત સાથે ચુંબન વગેરે) કરે તો પુત્ર ઉપર તેની પત્ની હરામ થઈ જશે. સસરો ઉક્ત કૃત્ય જાણી જોઈને કરે કે અજાણ્યે કરે. બંનેનો એક જ હુકમ છે. હુરમતે મુસાહરત માટે અદાલતના ચૂકાદાની જરૂરત નથી. અલબત્ત પતિ અથવા પત્નીમાંથી કોઈ ઉક્ત હરામ થવાને માન્ય ન રાખતું હોય અને કેસ અદાલતમાં જાય તો કાઝી, ગવાહ અને સાબિતી મળવા બાદ ચૂકાદો આપશે. હુરમતે મુસાહરતનું પ્રકરણ ઘણું જ લાંબુ, ગુંચવણભર્યું અને નાઝુક છે. કાઝીને જરૂરત વખતે ઉંડાણપૂર્વક વાંચી-વિચારીને ચૂકાદો આપવો જોઈએ.

## પતિ દ્વારા પત્ની પર અત્યાચાર ગુજારાતો હોય :

પવિત્ર શરીઅતે મુસલમાનોનું કૌટુંબિક જીવન સુખમય અને શાંતિમય રાખવા માટે સ્ત્રીની નાફરમાનીની સુધારણા માટે અંતિમ ઈલાજના રૂપે સામાન્ય મારપીટની રજા પતિને આપી છે. જેની તશરીહ (સ્પષ્ટિકરણ) હદીષ શરીફમાં 'જરબે ગૈર મુબર્રહ' કરવામાં આવી છે. મતલબ કે, એટલું મારો કે તેને તકલીફ ન થાય. હદીષ શરીફમાં છે કે, ચહેરા પર ન મારો, ગાળો ન ભાંડો અને મારપીટ પણ કોઈ જાઈઝ બુન્યાદ પર હોવી જોઈએ. બાકી વગર કારણે મારવું જાઈઝ નથી. જો પત્નીની એવી કોઈ ભૂલ હોય

અને મારે તો સ્ત્રીને પીડાયુક્ત કરે એટલી હદે ન મારે. જેમકે હાથ-પગ તૂટી જાય, માથુ ફૂટી જાય, ઝખ્મી થઈ જાય, શરીર પર સોળ ઉપસી આવે, મોઢા પર મારે, ગાળો ભાંડે, આ બધી વાતો પતિનો ઝુલ્મ લેખાશે અને આવા અત્યાચારના કારણે સ્ત્રીને અધિકાર સાંપડશે કે તેણી તલાક માંગે. શરઈ કાઝી સલાહ-સૂચન અથવા પંચ નક્કી કરી સુધારવાની કોશિશ કરે. તેમ છતાં પણ જો સુધારો ન દેખાય, તો બંનેના છૂટાછેડા કરી આપે. પતિના અત્યાચારના કારણે અદાલત પતિ-પત્નીમાં જે જુદાઈ કરશે, તે એક તલાકે બાઈન ગણાશે.

**પતિ-પત્નીમાં સખત મતભેદ અને દુશ્મનાવટ થઈ જવું :**

પતિ-પત્ની દરમ્યાન કોઈ કારણસર સખત મતભેદ અને દુશ્મનાવટ એ હદે થઈ જાય કે, સમજાવવા અને પંચની દરમિયાનગીરી છતાં પણ સ્થિતી સુધરી ન શકે અને અલ્લાહપાકની હદ-મર્યાદાઓ તૂટે તેમજ નિકાહના મૂળભૂત હેતુઓ જ પાયમાલ થતા હોય, તો એવા સંજોગોમાં શરઈ અદાલતે છૂટાછેડા (નિકાહ તોડવા)નો ફેંસલો આપી દેવો જોઈએ.

**(C) ઈલા (અમુક શરતોની અસર) :**

કોઈપણ પતિ ભવિષ્યમાં ઓછામાં ઓછા ચાર મહિના માટે તેની પત્ની સાથે જાતિય સબંધ ન બાંધવા માટે અલ્લાહપાકના સોગંદ સાથે પ્રતિજ્ઞા લે અને તે ચાર મહિના માટે આ શપથને અનુસરે, તો તેમના છૂટાછેડા માન્ય ગણાશે. *(મજમૂઅ-એ-કવાનીને ઈસ્લામી : ૨૨૧-૨૨૮)*

**(D) લિઆન (એટલે કે પતિ દ્વારા કોઈ આરોપ) :**

કોઈ પતિ એવો આરોપ કરે કે, તેણે પોતાની આંખોથી જોયું છે કે, તેની પત્ની વ્યભિચાર કરી રહી હતી અને તેની પાસે કોઈ જ ગવાહો નથી, તો પછી દારૂલ કઝા તેને આ વાત શપથ હેઠળ ચાર વખત જણાવવાનું કહેશે. ચારેય વખત પતિ જણાવશે કે, ‘‘હું અલ્લાહપાકને ગવાહ બનાવું છું કે, તેણી પર આક્ષેપ (વ્યભિચારનો દાવો) કરવામાં હું સાચો છું’’ અને પાંચમી વખતે એમ કહેશે કે, ‘‘જો હું મારા આ દાવામાં જૂઠો હોય તો મારા ઉપર

અલ્લાહપાકની લાનત ઉતરે.'' ત્યાર બાદ ચાર વખત પત્ની જણાવશે કે, ''હું અલ્લાહપાકને ગવાહ બનાવું છું કે, તે (પતિ) મારા ઉપર વ્યભિચારનો આક્ષેપ લગાવવામાં જૂઠો છે'' અને પાંચમી વખત જણાવશે કે, ''જો તે આક્ષેપ લગાવવામાં સાચો હોય તો મારા ઉપર અલ્લાહપાકનો પ્રકોપ ઉતરે.'' આ કાર્યવાહી બાદ દારૂલ કઝા આ લગ્ન રદ કરશે. *(મજમૂઅ-એ-કવાનીને ઈસ્લામી : ૨૧૫-૨૨૦)*

## (E) તલાક આધારિત છૂટાછેડા :

પતિ નીચેના સ્વરૂપોથી પોતાની પત્નીને છૂટાછેડા આપી શકે છે :

(૧) પતિ એવું એક વખત કહે કે, હું તને છૂટાછેડા આપું છું અને શબ્દ તલાક સ્પષ્ટ રીતે કહે કે, હું એક વખત તને છૂટાછેડા આપું છું. આ કિસ્સામાં ઈદત (છૂટાછેડા પછીનો સ્ત્રીએ પસાર કરવાનો સમયગાળો) સમાપ્ત થાય તે પહેલાં તે તેની પત્નીને ફરીથી નિકાહમાં લઈ શકવા માટે હકદાર છે. આ પ્રથાને રદ કરવાપાત્ર છૂટાછેડા (તલાકે રજઈ) પણ કહેવામાં આવે છે.

(૨) પતિ બે વાર છૂટાછેડા શબ્દનો ઉપયોગ કરી શકે છે અને શબ્દ તલાક સ્પષ્ટ રીતે બે વાર કહી શકે છે. આ કિસ્સામાં પણ તે રદ કરવા-પાત્ર છૂટાછેડા (તલાકે રજઈ) હશે.

(૩) તલાકે બાઈન (એટલે કે છૂટાછેડા કે કાયમી છૂટાછેડા) : પતિ પોતાની પત્નીને કહી શકે છે કે, હું તને 'તલાકે બાઈન' આપું છું અથવા તે કેટલાક અસ્પષ્ટ શબ્દ કહે, જે છૂટાછેડાનો અર્થ ધરાવતા હોય. દા.ત. તે કહી શકે છે કે, ''મેં તને મુક્ત કરી.'' આ અર્થમાં તે પોતાની સેવામાંથી મુક્ત કરવાનો સંદર્ભ લઈ શકે છે અથવા તેણીને પોતાના પિતાના ઘરમાં રહેવા માટે મુક્ત કરે છે. તેનો પણ અર્થ એ છે કે, તે વૈવાહિક સબંધ તોડે છે, જે છૂટાછેડા સમતુલ્ય જ છે. ઉપરના શબ્દોનો ઉપયોગ કરીને છૂટાછેડા આપવા એ અટલ છૂટાછેડાનું એક ઉદાહરણ છે. અને પછી આ દંપતિ વચ્ચે ફરીથી વૈવાહિક સબંધો માત્ર પુનર્લગ્ન દ્વારા જ ફરી શરૂ થઈ શકે છે.

જો કે પતિ એકપક્ષીય રીતે તેના લગ્ન પાછા કરી શકતો નથી. અટલ છૂટાછેડામાં જો બે વાર તલાક શબ્દનું ઉચ્ચારણ કરવામાં આવે છે, તો પણ તે માત્ર એક વાર જ અસરકારક રહેશે, બીજો રદબાતલ ગણાશે. જો કે છૂટાછેડા અમલમાં આવશે, પરંતુ પુનર્લગ્ન માટે અવકાશ બાકી રહેશે.

(૪) કોઈ પતિ ત્રણ વાર તલાક શબ્દનું ઉચ્ચારણ કરે છે અને અલ્લાહ પાકના સોગંદ સાથે એ સ્પષ્ટ કરે છે કે, તેણે તેની પત્નીને માત્ર એક વાર જ છૂટાછેડા આપવા માટે કહ્યું હતું અને ત્રણ વાર છૂટાછેડા શબ્દનો ઉપયોગ માત્ર તેના નિવેદનનું પુનરાવર્તન કરવા માટે જ હતું અને તેનો ટ્રીપલ તલાકનો હેતુ ન હતો, તો તે એક તલાક જ ગણાશે અને તે રદ કરવાપાત્ર છૂટાછેડા તરીકે લેવામાં આવશે. અને પતિ પ્રતિક્ષા સમય દરમિયાન તેના લગ્ન પાછા લેવા માટે હકદાર હશે. અને આ રાહ જોવાના સમયગાળા બાદ પરસ્પર સંમતિ દ્વારા તેમના પુનર્લગ્ન માટે પણ અવકાશ રહેશે. *(તલાક આધારિત છૂટાછેડાની વિગત માટે જુઓ : મજમૂઅ-એ-કવાનીને ઈસ્લામી, પેજ : ૧૯૩-૧૯૬)*

આ બધા આઠ સ્વરૂપો છે, જેમાંના અંતિમ ચાર છૂટાછેડા છે અને અન્ય ચાર (**A** થી **D**) એકબીજાથી અલગ થવાના સ્વરૂપ છે. આ તમામ કિસ્સાઓમાં આ દંપતિ જો ફરીથી લગ્ન કરવા માંગે છે, તો આ કિસ્સાઓમાં એક તલાકે બાઈન પડવાને કારણે સ્ત્રીને અન્ય વ્યક્તિ સાથે લગ્ન કરવા પડતા નથી, અને તેણી માત્ર પોતાની મરજી સાથે તેના ભૂતપૂર્વ પતિ સાથે પુનઃલગ્ન કરી શકે છે.

હવે માત્ર છૂટાછેડાના નવમા સ્વરૂપમાં, જ્યારે પતિ દ્વારા એક જ સમયે તેની પત્નીને એક સાથે ત્રણ વાર છૂટાછેડા આપવામાં આવે (એક સાથે ત્રણ તલાક) અને પતિ સ્પષ્ટ કરે છે કે તેણે શબ્દ છૂટાછેડાનું ત્રણ વાર પુનરાવર્તન કર્યું છે, એ ભાર મૂકવા માટે નહીં અને માત્ર પુનરાવર્તન માટે નહીં પરંતુ તેનો હેતુ તેણીને સંપૂર્ણ છૂટાછેડા આપવાનો હતો, તો માત્ર ત્યારે જ મુસ્લિમોના મુખ્ય પ્રવાહ (સુન્ની)ના મુસ્લિમ ન્યાયશાસ્ત્રીઓ આ ટ્રિપલ છૂટાછેડાને માન્ય રાખશે. આ કિસ્સામાં જો હવે આ સ્ત્રીને ભવિષ્યમાં તેના ભૂતપૂર્વ પતિ સાથે પરણવું ઉચિત લાગે તો તેણીએ અન્ય કોઈ વ્યક્તિ

સાથે લગ્ન કરવા પડશે અને તેની સાથે જાતિય સબંધ સ્થાપિત થયા પછી જો તેનો બીજો પતિ મૃત્યુ પામે અથવા તો બીજો પતિ તેણીની સાથે જાતિય સબંધો બાંધ્યા પછી તેણીને છૂટાછેડા આપે, એ પછી તેણી પોતાના પહેલા પતિ સાથે પુનઃલગ્ન કરી શકે છે.

## ત્રણ તલાક બાબતે ઈસ્લામી દ્દષ્ટિકોણ

કુર્આન શરીફમાં નિકાહના બંધનને કાયમી બાંધી રાખવા ઉપર ધ્યાન કેન્દ્રિત કરવામાં આવ્યું છે. અને તેના માટે સંખ્યાબંધ આયતોમાં પતિ-પત્નીના હક્કો, જવાબદારીઓ, પ્રેમ અને મુહબ્બતના બારીક સબંધો (સહવાસ) તથા બાળકના જન્મ પહેલા અને જન્મ્યા બાદ તેને દૂધ પીવડાવવા તથા તેની સારસંભાળ રાખવા માટેના નિયમો વર્ણન કર્યા છે. જેથી બન્નેવ એકબીજાના હક્કો અદા કરે. છતાં બન્નેવના સબંધોમાં તણાવ આવે તો તેને દૂર કરવાના ઉપાયો પણ પાંચમા સિપારામાં વર્ણન કર્યા છે. અને છેવટે તલાક સિવાય કોઈ પણ હલ ન હોય તો તેનો અધિકાર પુરૂષને આપ્યો, જેથી તે સમજી વિચારીને તલાક આપે. સ્ત્રીને ડાયરેક્ટ હક્ક નથી આપ્યો. તે પોતે ઈસ્લામી જજ કે કાઝી અથવા શરઈ પંચાયત પાસે જઈ રજૂ કરશે અને તેનો ઉકેલ કાઝી કરશે. તલાક વિશે પણ ઘણા પ્રકારો, શર્તો અને મર્યાદાઓ વિવિધ આયતોમાં દર્શાવી.

ઈસ્લામ પૂર્વેના આરબ સમાજમાં તલાકની કોઈ ગણત્રી ન હતી અને સેંકડોના આંકડામાં તલાક આપવામાં આવતી હતી, તો તેને રોકવા માટે કુર્આન શરીફમાં ત્રણની મર્યાદા નક્કી કરવામાં આવી. અને તેના માટે કુર્આન શરીફની આયતમાં આ અંદાજ રાખવામાં આવ્યો કે, પ્રથમ બે તલાકો જેમાં સ્ત્રીથી નિકાહ સંપૂર્ણ નથી તૂટતા, હજુ પત્ની તરીકે બાકી રહે છે, તેનું વર્ણન કર્યું. અને ત્યાર બાદ આયતમાં આગળ જણાવ્યું કે, આ બે તલાકો પછી ત્રીજી તલાક પણ આપી દીધી, તો હવે પછી આ સ્ત્રી આ પુરૂષ માટે હલાલ નથી. જો નિકાહમાં લાવવી હોય તો આ સ્ત્રી બીજી જગ્યાએ નિકાહ કરે અને ત્યાર બાદ તે શોહર પણ તલાક આપે તો પહેલા શોહરના

નિકાહમાં આવી શકે છે. (આ કોઈ જરૂરી તાકીદી હુકમ નથી. ફક્ત બન્નેવની રાજીખુશી ઉપર મર્યાદિત છે.) માટે ઈસ્લામના હલાલાના નિયમ ઉપર જે ગેરમુસ્લિમો આક્ષેપ કરે છે, તે ખોટો છે. આ ફક્ત એક છેલ્લો વિકલ્પ છે, જરૂરી નથી.

આ જ પ્રમાણેનો હુકમ હદીષ શરીફમાં પણ છે કે, સ્ત્રીઓને એકી સાથે ત્રણ તલાક ન આપો. જેથી વિચારવાની કોઈ તક બાકી ન રહે. બલ્કે હદીષ શરીફમાં તો માસિકના દિવસોમાં તથા એકી સાથે ત્રણ તલાક આપવાથી રોકવામાં આવ્યા છે. અને તેની જગ્યાએ વિગતવાર સુન્નત રીતો દર્શાવી છે કે, છેલ્લા તબક્કામાં સ્ત્રીને જો તલાક જ આપવી હોય તો એવા પાકીના દિવસોમાં તલાક આપો, જેમાં શોહરે સ્ત્રી સાથે સંભોગ ન કર્યો હોય. અને તે પણ ફક્ત એક તલાક આપો. ત્યાર પછી માસિક અવસ્થા પૂરી થયા બાદ બીજા પાકીના દિવસોમાં એક તલાક આપો અને ત્યાર બાદ ત્રીજા પાકીના પિરિયડમાં ત્રીજી તલાક આપે.

જ્યારે ઔરતને તલાક આપવી જ હોય તો તેને શરઈ રીતથી તલાક આપો. તલાકની શરઈ રીત એ છે કે, (૧) ઔરતને માત્ર એક તલાક આપો. અર્થાત્ શૌહર બીવીથી એમ કહે કે, ''મેં તને એક તલાક આપી.'' અથવા ''તને તલાક'' બસ આટલું જ બોલવામાં આવે. (૨) તલાક બે સાક્ષીઓ સમક્ષ આપવામાં આવે. (૩) પાકીની હાલત (માસિકમાં ન હોય એ હાલત)માં તલાક આપવામાં આવે. તેનું પણ ધ્યાન રાખે કે જે પાકીની હાલતમાં તેણે તલાક આપી હોય તેમાં તેણે સંભોગ કર્યો ન હોય. (૪) એક તલાક આપ્યા પછી ઈદ્દત પુરી કરાવવામાં આવે. ઈદ્દત ત્રણ હેઝ (માસિક) છે. જો ગર્ભવતી હોય તો બાળક જન્મે ત્યારે ઈદ્દત પુરી થઈ કહેવાશે. ઈદ્દત દરમિયાન મર્દ પોતાની તલાક પાછી લઈ (રુજૂઅ કરી) શકે છે. રુજૂઅ કરવા માટે માત્ર એટલું જ કહેવુ પુરતુ છે કે, ''મેં રુજૂઅ કરી લીધું'' અથવા ''મેં મારી તલાક પાછી લઈ લીધી.'' જો કે રુજૂઅ બે ગવાહોની ઉપસ્થિતિમાં કરવામાં આવે તો સારુ લેખાશે. ઈદ્દત દરમિયાન જો તલાક પાછી નહીં લીધી તો ઈદ્દત પુરી થતાંની સાથે જ તલાકે બાઈન (જુદાઈકારક તલાક)

થઈ જશે. તેનો મતલબ એ છે કે હવે શૌહરને રુજૂઅનો અધિકાર ન રહયો. અલબત્ત, જો ભૂતપૂર્વ મિયાં-બીવી ઈચ્છે તો નિકાહ કરી ફરી ઘરસંસાર માંડી શકે છે.

તલાકનો આ જ બેહતરીન તરીકો છે. સુન્નત વિરૂદ્ધ તલાક એ છે કે, એકીસાથે ત્રણ તલાક આપવામાં આવે. સામાન્યપણે એવુ જાણવા મળે છે કે પતિ ગુસ્સામાં આવી જઈ ત્રણ વખત બોલી દે છે, તલાક, તલાક, તલાક. આવી તલાકને 'તલાકે બિદઅત' કહેવામાં આવે છે. જો કે તે ત્રણે તલાક પડી તો જાય છે, પરંતુ આ અલ્લાહ તઆલા તથા તેના રસૂલ સાથે રમત રમવા જેવું છે. કારણ કે શરીઅતે મર્દને તલાક આપવાનો જે અધિકાર આપ્યો છે તેને એવી રીતે જ ઉપયોગમાં લેવો જોઈએ, જેવી રીતે શરીઅતે તરીકો બતાવ્યો હોય. જે તરીકો શરીઅત વિરૂદ્ધ હોય તે કુર્આન હદીષ સાથે મજાક નથી તો બીજુ શું છે ?

મતલબ કે કુર્આન શરીફમાં બે તલાક ઉપર ચેતવી દીધા છે. ત્યાર બાદ ત્રીજી તલાકનો ઉલ્લેખ કર્યો છે. આ સમજાવવાની તે સૌથી સારી રીત છે, જે અરહમુર્રાહિમીને પોતાના બંદાઓ ઉપર રહમ કરી દર્શાવી છે.

કુર્આન શરીફ સહીહ કાયદાકીય રીતે સુન્નત પ્રમાણે ત્રણ તલાક આપ્યા બાદ પણ તેને ત્રણ તલાક તરીકે માન્ય રાખે છે. એ બાબત આ વાતની સ્પષ્ટતા કરે છે કે, જ્યારે તેના આદેશ વિરૂદ્ધ એક બેઠકમાં એકી સાથે ત્રણ તલાક આપશે, તો ચોક્કસ તે પણ લાગુ પડવાની જ છે. ગુનેહગારને તો વધુ સજા મળવી જોઈએ.

એક વ્યક્તિ ગવર્મેન્ટના કોઈ કાયદાનું ઉદ્ધતાઈપૂર્વક ઉલ્લંઘન કરે અને બીજી વ્યક્તિ કાયદાને માન આપે, તો શું માન આપનાર ઉપર કાયદો લાગુ પડે અને તેની વિરૂદ્ધ કરનારને કાયદો કોઈ સજા ન આપે ?

કુર્આન શરીફ ચોક્કસ એક બેઠકમાં એકી સાથે ત્રણ તલાકનો સ્પષ્ટ શબ્દોમાં તો ઉલ્લેખ નથી કરતું, પરંતુ તલાક આપવાની બીજી સહીહ રીતોને વર્ણન કરે છે. આયતનો આ આદેશ એટલો સ્પષ્ટ છે કે, ઈમામ

બુખારી (રહ.) પોતાની કિતાબ સહીહ બુખારી શરીફમાં એકી સાથે એકી બેઠકમાં ત્રણ તલાક આપવાથી તે ત્રણ તલાક ગણાશે. એની સાબિતી માટે કુર્આન શરીફની આ જ આયતને હેડીંગમાં રજૂ કરે છે. એમનું હેડીંગ છે باب من أجاز طلاق الثلاث لقول الله تعالىٰ " الطلاق مرتان فامساك بمعروف او تسريح باحسان ". *(બુખારી શરીફ : ભાગ-૨, પેજ-૭૯૧)* "અને એટલા જ માટે એક સહાબી (રદી.)એ આપ (સલ.)ને પૂછ્યું કે, આયતમાં ત્રીજી તલાકનું વર્ણન ક્યાં છે ?" તો આપ (સલ.)એ ફરમાવ્યું : تسريح باحسان هو الثالث આ ત્રીજી તલાક છે. *(અબૂ દાઉદ : ભાગ-૨, પેજ-૧૩૫)* **અને કોઈ આયતમાં ઈશારા કે સંકેતથી પણ એવું નથી માલૂમ પડતું કે, એકી બેઠકની ત્રણ તલાક તલાક ગણાશે નહીં.**

ખુલાસો એ કે, આયતમાં તલાકોનો ક્રમ દર્શાવ્યો નથી, બલ્કે તેની સંખ્યા દર્શાવી છે. તેનું બેકગ્રાઉન્ડ પણ હું રજૂ કરી ચૂક્યો છું. એટલે કે કેટલી તલાક સુધી પત્નીને નિકાહમાં પાછી લાવી શકે છે, અને કેટલી તલાક બાદ નિકાહમાં પાછી લાવી શકતો નથી. તલાક તો પુરૂષનો હક્ક છે, જે તેને નિકાહ દ્વારા પ્રાપ્ત થયો છે. હવે ચાહે તે અલગ-અલગ કરીને વાપરે કે એકી સાથે તેને ત્રણ તલાક આપે. જ્યારે અને જેવી રીતે વાપરશે, તે હક્ક ખતમ થઈ જશે. હા, સુન્નત રીતે આપશે તો ગુનેહગાર થશે નહીં. અને એકી સાથે એક બેઠકમાં ત્રણ તલાક આપશે, તો તેનાથી પણ તલાકનો હક્ક તો ખતમ થઈ જશે, સાથે ગુનોહ પણ લાગશે. ઈમામ બુખારી (રહ.) તો બુખારી શરીફમાં આને (એકી સાથે ત્રણ તલાક આપવાને) જાઈઝ કહેવા માંગે છે અને બધા જ સહાબએ કિરામ, મુફસ્સિરો, મુહદ્દીષો અને મુજતહિદોએ પણ આયતની આ જ તફસીર સમજી છે. ઈબ્ને હઝમ ઝાહિરી (ગેરમુકલ્લિદ હોવા છતાં) રહ.એ પણ આયતનો આ જ ભાવાર્થ સમજ્યો છે. *(મુહલ્લા ઈબ્ને હઝમ : ભાગ-૧૦, પેજ-૧૬૮)*

હદીષ શરીફ પણ કુર્આન શરીફની ચોખવટ-વિસ્તૃતિકરણ માટે જ બયાન કરવામાં આવી છે. માટે ઘણી બધી સહીહ હદીષોમાં તેનું વર્ણન આવ્યું છે. અને તેને ત્રણ તલાક ગણવામાં આવી છે. અત્રે અમુક હદીષો

વર્ણન કરી રહ્યો છું :

**હદીષ-૧ :** હઝરત મહમૂદ બિન લબીદ (રદી.) ફરમાવે છે કે, આપ (સલ.)ને ખબર કરવામાં આવી કે, એક માણસે પોતાની સ્ત્રીને ત્રણ તલાકો એકી સાથે આપી છે. (અરબીમાં શબ્દ છે طلق امرأته ثلاث تطليقات جميعًا) તો આપ (સલ.)એ ગઝબનાક થઈ તકરીર ફરમાવી કે, શું મારા તમારા દરમ્યાન હોવા છતાં **અલ્લાહપાકની કિતાબ** સાથે રમત રમવામાં આવી રહી છે ? આપ (સલ.)નો આ ગુસ્સો જોઈ એક સહાબી (રદી.) ઉભા થઈ ગયા અને અર્ઝ કરી કે, યા રસૂલલ્લાહ (સલ.) ! શું હું આ માણસને કતલ ન કરૂં ? *(નસઈ શરીફ : ભાગ-૨, પેજ-૩૬, ઈગાસતુલ્લહફાન, પેજ-૩૫૪)* (આ કિતાબ ઈબ્ને કય્યિમ જૌઝી રહ.ની લખેલ કિતાબ છે, જે ત્રણ તલાકને ત્રણ ગણતા નથી, છતાં આ હદીષ શરીફને સહીહ સમજી પોતાની કિતાબમાં વર્ણન કરે છે.)

ઉપરોક્ત હદીષથી સાબિત થાય છે કે, જો એકી બેઠકની સામટી ત્રણ તલાક લાગુ ન પડતી હોય તો આપ (સલ.) ગુસ્સે થવાની જગ્યાએ ફક્ત એટલું જ ફરમાવી દેતે કે કોઈ વાંધો નહીં, તલાક થઈ નથી. પરંતુ આપ ગુસ્સે થયા અથવા ગુસ્સે થયા બાદ પણ એવું ફરમાવતે કે, તમે ખરાબ કામ કર્યું, હવે પછી એવું ન કરશો. અને તમારી પત્નીને તલાક થઈ નથી. પરંતુ આવો કોઈ આદેશ હદીષ શરીફમાં નથી. અને હદીષ શરીફના ખાસ શબ્દ ''અલ્લાહપાકની કિતાબથી રમત રમવાનો'' જે વાપર્યો છે, તે દર્શાવે છે કે, કુર્આન શરીફ પણ આ પ્રમાણેની તલાકને પસંદ કરતું નથી. પરંતુ તલાક લાગુ જરૂર પડે છે.

**હદીષ-૨ :** હઝરત અબ્દુલ્લાહ ઈબ્ને ઉમર (રદી.)એ પોતાની બીવીને માસિક (હૈઝ)ના દિવસોમાં એક તલાક આપી. પછી ઈરાદો કર્યો કે, બે પાકીના પિરિયડમાં અલગ અલગ બીજી બે તલાકો આપે. આપ (સલ.)ને ખબર પડી તો આપે ફરમાવ્યું કે, ઈબ્ને ઉમર (રદી.) આ પ્રમાણે તમોને અલ્લાહપાકે હુકમ નથી કર્યો. તમે સુન્નત વિરૂદ્ધ (માસિકના દિવસોમાં) તલાક આપી. સુન્નત રીત એ છે કે, પાકીના દિવસોની રાહ જોતે અને દરેક

પાકીના પિરિયડમાં તલાક આપતે. આપ (સલ.)ના કહેવાથી મેં તલાક પાછી ખેંચી લીધી (રુજૂઅ કર્યું). પછી આપ (સલ.)એ ફરમાવ્યું કે, પાક થયા બાદ ચાહો તો તલાક આપો, ચાહો તો પાછી ખેંચી લો. મેં કહ્યું કે, અલ્લાહના રસૂલ (સલ.) ! જો મેં **ત્રણ તલાક** આપી દીધી હોત, તો શું મારા માટે પાછી ખેંચવી જાઈઝ થતે ? આપ (સલ.)એ ફરમાવ્યું કે, **તે સુરતમાં બીવી તમારાથી જુદી થઈ જતે** અને તમારૂં આ કામ (ત્રણ તલાક એકી સાથે દેવી) ગુનાહનું કામ થતે. *(દારે કુતની : ભાગ-૨, પેજ-૪૩૮, મુસન્નફ ઈબ્ને અબી શયબહ : પેજ-૧૪૧, ઝાદુલ્મઆદ : ભાગ-૨, પેજ-૨૫૭, આ કિતાબ પણ અલ્લામા ઈબ્ને કય્યિમ રહ.ની છે.)* બુખારી શરીફ અને મુસ્લિમ શરીફમાં પણ આ રિવાયત છે. લીટી ખેંચેલા શબ્દો ધ્યાનથી વાંચો અને એટલા જ માટે હઝરત ઈબ્ને ઉમર (રદી.) એકી સાથે ત્રણ તલાકને ત્રણ તલાક સમજતા હતા અને તેનો ફત્વો પણ આપતા હતા.

**હદીષ-૩ :** હઝરત નાફિઈ ફરમાવે છે કે, હઝરત ઈબ્ને ઉમર (રદી.)થી ત્રણ તલાક બાબતે મસ્અલો પૂછવામાં આવતો તો ફરમાવતા કે, જો બે આપી હોતે, તો પાછી ખેંચી શકત, **પરંતુ ત્રણ આપવાને લઈ** બીવી હરામ થઈ જશે. *(બુખારી શરીફ : ભાગ-૨, પેજ-૭૯૨ તથા ભાગ-૨, પેજ-૮૦૩)*

મુસ્લિમ શરીફમાં હઝરત અબ્દુલ્લાહ ઈબ્ને ઉમરનો ફતવો વર્ણન કરેલ છે. *(મુસ્લિમ શરીફ ભાગ-૧, પેજ-૪૭૬)* તેમાં દારે કુતનીની ઉપર વર્ણન કરેલ રિવાયતને અનુમોદન મળે છે. અને મુસ્લિમ શરીફમાં આ શબ્દો પણ છે કે, જો તમે તમારી પત્નીને ત્રણ તલાક આપતે, તો તમે અલ્લાહપાકના પણ નાફરમાન (ગુનેહગાર) ઠેરત.

**હદીષ-૪ :** હઝરત હસન ઈબ્ને અલી (રદી.)એ પોતાની પત્ની હઝ. આઈશહ ખશ્અમિય્યહને આ શબ્દોથી તલાક આપી انطلقی فانتِ طالق ثلاثا અર્થાત્ તુ ચાલી જા, તને **ત્રણ તલાક** છે. તે ચાલી ગઈ. પછી હઝરત હસન (રદી.)ને ખબર પડી કે, આઈશહને જુદાઈનો ઘણો જ ગમ છે. તો આપ પોતે રડ્યા અને કહ્યું કે, જો મેં તેમને બાઈન તલાક ન આપી હોતે તો પાછી

ખેંચત. મેં મારા વાલિદ હઝરત અલી (રદી.)થી અને તેમણે આપ (સલ.)થી આ સાંભળ્યું છે કે, જે વ્યક્તિ પોતાની બીવીને ત્રણ તલાક આ રીતે આપે કે દરેક પાકીના પિરિયડમાં એક તલાક આપે અથવા દરેક મહિનાના શરૂમાં એક તલાક આપે **અથવા ત્રણ તલાક એકી સાથે આપે**, તો જ્યાં સુધી તે સ્ત્રી બીજા મર્દ સાથે નિકાહ ન કરે, તે પહેલા શોહર માટે હલાલ નથી થઈ શકતી. જો મેં આપ (સલ.)નો આ ફેંસલો ન સાંભળ્યો હોતે, તો હું તલાક પાછી ખેંચત. *(સુનને દારે કુતની : ભાગ-૨, પેજ-૪૩૮, સુનને બયહકી : ભાગ-૭, પેજ-૩૩૬)* આ હદીષ શરીફની સનદ બાબતે મહાન મુહદ્દિસ હાફિઝ ઈબ્ને રજબ ફરમાવે છે : اسناده صحيح અર્થાત્ આ હદીષની સનદ સહીહ છે. સુનને તબ્રાનીમાં પણ આ હદીષ છે.

**હદીષ-૫** : હઝરત ઉવયૂમિર અઝલાની (રદી.) અને એમની પત્ની દરમ્યાન ઝઘડો થયો અને મસ્અલો લિઆનનો હતો. આપ (સલ.) સમક્ષ તેનાથી (લિઆન) ફારિગ થઈ હઝરત ઉવયૂમિર (રદી.)એ અર્ઝ કરી કે, અલ્લાહના રસૂલ (સલ.) ! હવે જો હું મારી પત્નીને મારા નિકાહમાં રાખું તો હું જુઠો સાબિત થઈશ. ત્યાર બાદ તેમણે પોતાની પત્નીને **ત્રણ તલાક** આપી. *(બુખારી શરીફ : ભાગ-૨, પેજ-૮૧, મુસ્લિમ શરીફ : ભાગ-૧, પેજ-૪૮૯, નસાઈ શરીફ : ભાગ-૨, પેજ-૮૧, અબુ દાઉદ : ભાગ-૧, પેજ-૩૧૨, મુઅત્તા માલિક : પેજ-૨૦૬)* હઝરત ઉવયૂમિર (રદી.)એ આપ (સલ.)ની સામે **એક બેઠકમાં ત્રણ તલાક** આપી અને કોઈ પણ રિવાયતમાં એવું નથી કે આપે તેમને રોક્યા હોય અને **ત્રણ તલાકને એક તલાક** ગણી હોય. આપ (સલ.)નું ખામોશ રહેવું ત્રણ તલાક સાબિત થયાની દલીલ છે. અને તે એટલી સ્પષ્ટ છે કે, હઝરત ઈબ્ને હઝમ ઝાહિરી (ગેરમુકલ્લિદોના સરદાર)ને આ હદીષ શરીફની શરહ (વિવરણ) કરતા લખવું પડ્યું કે, ولولا وقوع الثلاث مجموعة لأنكر ذلك عليه જો **એક સાથે ત્રણ તલાક આપવું** સહીહ ન હોતે, તો આપ (સલ.) જરૂર આનાથી રોકતે. અને એટલા જ માટે ઈમામ બુખારી (રહ.)એ આ હદીષનું હેડીંગ એવું લગાડ્યું, જેનાથી **એક બેઠકમાં એકી સાથે ત્રણ તલાક આપવાવાળા**ની દલીલ બની શકે. અને

આ હેડીંગ પછી આ રિવાયત લાવી તેને પાક્કુ કર્યું. ઈમામ નસઈ (રહ.) જેમની હદીષ શરીફની શર્તો ઈમામ બુખારી (રહ.)થી પણ વધુ સખ્ત છે. તેમણે પણ હેડીંગ લગાડ્યું કે, باب الرخصة في ذلك અર્થાત્ : **ત્રણ તલાક એકી સાથે આપવાની ઈજાઝત** અને ત્યાર બાદ આ જ રિવાયત લાવ્યા. તેના આગલા પ્રકરણમાં الثلاثة المجموعة નો શબ્દ પણ વાપરી ચૂક્યા છે. જેથી في ذلك નો અર્થ સ્પષ્ટ એકી સાથે ત્રણનો જ થાય છે. અબૂ દાઉદમાં તો ચોખ્ખી સ્પષ્ટતા છે કે, આપ (અલયહિસ્સલામ)ની સામે **ત્રણ તલાક આપી** فانفذه رسول اللّٰه صلى الله عليه وسلم અને આપ (સલ.) **તેને ત્રણ તરીકે લાગુ પાડી, ન કે એક તરીકે લાગુ પાડી.**

*(અબૂ દાઉદ : ભાગ-૧, પેજ-૨૧૩)*

**હદીષ-૬** : હઝરત ફાતિમા બિન્તે કૈસ (રદી.)ને તેમના શોહરે ત્રણ તલાક આપી (શોહર યમન ગયા હતા ત્યાંથી મોકલાવી). فاجاز ذلك رسول اللّٰه صلى الله عليه وسلم આપ (સલ.)એ તે ત્રણેવ તલાકોને મંજૂર રાખી. *(ઈબ્ને માજહ : પેજ-૧૪૭, નસઈ શરીફ : ભાગ-૨, પેજ-૮૨, અબૂ દાઉદ શરીફ, ભાગ-૧, પેજ-૩૧૯, દારે કુત્‌ની : ભાગ-૨, પેજ-૪૨૯)*

દારે કુત્‌નીમાં સાફ શબ્દો છે : فلما طلق حفص بن عمرو بن المغيرة فاطمة بنت قيس بكلمة واحدة **અર્થ** : જ્યારે હફસ બિન અમ્ર મુગયરહે હઝરત ફાતિમા બિન્તે કૈસને **એક જ શબ્દમાં ત્રણ તલાકો આપી** તો હમોને આપ (સલ.)ની તેના ઉપર ઐબ લગાડવાની ખબર નથી પડી. મતલબ કે આપ (સલ.)એ તેના ઉપર કોઈ ઐબ લગાડ્યો નહીં. فلم يبلغنا ان النبي صلى اللّٰه عليه وسلم عاب ذلك عليه

આ હદીષથી વધુ સ્પષ્ટતા થાય છે. કારણ કે શોહર યમન હતા અને તેમણે પોતાના વકીલ મારફતે તલાક મોકલાવી. જો અલગ-અલગ શબ્દોમાં આપી હોત, તો ત્રણ વખતે યમનથી તલાક રવાના કરી હોત. પરંતુ એવું બનવાની કોઈ સાબિતી નથી. બલ્કે દારે કુત્‌ની (હદીષની કિતાબ)ની રિવાયતમાં તો હદીષના રાવીની સામે કોઈએ એવું કહ્યું કે, **ત્રણ તલાક એકી સાથે આપવી મકરૂહ છે.** તેના જવાબમાં હદીષ શરીફના રાવી

અબૂ સલમહ (રદી.)એ હઝરત ફાતિમા બિન્તે કૈસનો બનાવ વર્ણન કરી **મકરૂહ હોવાનો પણ ઈન્કાર કર્યો.** જેને અરબીમાં ''આબ''ના શબ્દથી સંબોધ્યો. ગેરમુકલ્લિદોના ઈમામ ઈબ્ને હઝ્મે પણ આ કિસ્સાને નકલ કરી તેને **એક જ બેઠકમાં એકી સાથેની ત્રણ તલાક** ગણાવી. બલ્કે ઈબ્ને હઝ્મે તો જે રિવાયતો આ રિવાયતના વિરૂદ્ધ માલૂમ પડે છે, તે બધાનો જવાબ પણ આપ્યો છે. *(મુહલ્લા ઈબ્ને હઝ્મ : ભાગ-૧૦, પેજ-૧૭૧-૧૭૨)*

**હદીષ-૭ :** સુનને દારે કુત્નીમાં હઝરત અલી (રદી.) ફરમાવે છે કે, આપ (સલ.)ને ખબર પડી કે, એક માણસે પોતાની ઔરતને તલાકે બત્તહ આપી. (البتة આ શબ્દથી જો ત્રણની નિય્યત હોય તો ત્રણ પડે છે અને એકની નિય્યત હોય તો એક જ પડે છે.) તો આપ (સલ.) ગુસ્સે થયા અને ફરમાવ્યું કે, અલ્લાહપાકની આયતોને મઝાક બનાવો છો ? જે માણસ તલાકે બત્તહ આપશે, હમે **તેના ઉપર ત્રણ તલાક લાગુ પાડીશું.** અને તેની બીવી તેના માટે બીજી શાદી કર્યા વગર જાઈઝ નહીં થશે.

*(દારે કુત્ની : ભાગ-૨, પેજ-૪૩૩)*

*(**ઈગાસતુલ્લહફાન : પેજ-૩૫૯,** આ કિતાબ ઈબ્ને કય્યિમ રહ.ની છે.)*

**હદીષ-૮ :** દારે કુત્નીની બીજી રિવાયતમાં આપ (સલ.) ફરમાવે છે કે, હે મુઆઝ (રદી.) ! જે કોઈ બિદઅત તલાક આપશે, ચાહે એક આપે, બે આપે કે **પછી ત્રણ આપે, હમે તેને લાગુ પાડીશું.**

*(દારે કુત્ની : ભાગ-૨, પેજ-૪૪૩, ઈગાસતુલ્લહફાન : પેજ-૩૫૬)*

**હદીષ-૯ :** હઝરત આઈશહ (રદી.) ફરમાવે છે કે, એક માણસે પોતાની પત્નીને **ત્રણ તલાક** આપી. તે ઓરતે બીજી શાદી કરી. બીજા શોહરે પણ તલાક આપી. આપ (સલ.)થી પૂછવામાં આવ્યું કે, શું આ સ્ત્રી પહેલા શોહર માટે હલાલ થઈ ગઈ ? તો આપ (સલ.)એ ફરમાવ્યું કે, નહીં. જ્યાં સુધી બીજા શોહર પણ પહેલા શોહરની જેમ સંભોગ (સહવાસ) ન કરે. *(બુખારી શરીફ : ભાગ-૨, પેજ-૭૯૧, મુસ્લિમ શરીફ : ભાગ-૧, પેજ-૪૬૩)*

ઈમામ બુખારી (રહ.) આ હદીષને એકી સાથે ત્રણ તલાક આપવાના

હેડીંગમાં લાવ્યા છે તથા બુખારી શરીફના શરહકર્તા મહાન મુહદ્દિષ હાફિઝ ઈબ્ને હજર (રહ.) સાફ શબ્દોમાં લખે છે : فالتمسك ظاهر قوله طلقها ثلاثا فانه ظاهر في كونها مجموعة અર્થાત્ હદીષનો સ્પષ્ટ શબ્દ طلقها ثلاثا થી **ત્રણ તલાક એકી સાથે આપવી** સાબિત થાય છે.

**હદીષ-૧૦ :** હઝરત ઉબાદહ બિન સામિત (રદી.) ફરમાવે છે કે, તેમના પિતાએ પોતાની પત્નીને **એક હઝાર તલાક** આપી. હઝરત ઉબાદહ (રદી.) આપ (સલ.)ની સેવામાં હાજર થયા અને કિસ્સો બયાન કર્યો. આપ (સલ.)એ ફરમાવ્યું કે, એમની પત્ની **ત્રણ તલાકથી છૂટી** થઈ ગઈ. અને ૯૯૭ તલાકો ઝુલ્મ અને અત્યાચાર ગણાશે. અલ્લાહપાક ચાહે તો સજા આપશે અને ચાહે તો માફ કરી દે. *(દારે કુત્‌ની : ભાગ-૨, પેજ-૪૩૩, **ઝાદુલ્મઆદ : ભાગ-૩, પેજ-૩૩૦,** આ કિતાબ અલ્લામા ઈબ્ને કય્યિમની છે. મુસન્નફે અ.રઝ્ઝાક : ભાગ-૬, પેજ-૩૯૩)*

આ હદીષમાં એકી સાથે આપેલ હજારમાંથી આપ (સલ.)એ ત્રણના લાગુ પડવાને માન્ય રાખી બાકીને ગુનોહ દર્શાવ્યો.

આટલી બધી હદીષો જેમાં વધુ પડતી હદીષો તો મુહદ્દિષીનની પરિભાષા પ્રમાણે બિલ્કુલ સહીહ છે. અને અમુક જ હદીષો મુહદ્દિષીનની પરિભાષા મુજબ વિવિધ રાવીઓના હવાલાઓથી (તઅદ્દૂદે તુરૂક) હસન લિ ગયરિહીના દરજામાં છે, જે મસાઈલને સાબિત કરવા માટે દલીલરૂપે સાબિતી બની શકે છે. તથા વધુ પ્રમાણમાં સહાબાએ કિરામના ફતવાઓ પણ તેના સમર્થનમાં (અને તે પણ બુખારી શરીફ, મુસ્લિમ શરીફમાં) છે.

આ સાથે એક મહત્વની બાબત વિચારવા જેવી છે કે, અમૂક નાજાઈઝ વસ્તુઓ તો એવી હોય છે, જે થોડી વાર માટે ગુનોહ હોય છે. જેમકે કોઈએ ચોરી કે ઝિના કર્યો, તો તેનો ગુનોહ તેટલી વાર માટે થયો. પરંતુ અમુક ગુનાહ લગાતાર હોય છે. જેમકે દાઢી ન રાખનાર લગાતાર સુન્નત છોડનાર ગણાશે. એ જ પ્રમાણે પોતાની બીવીને એક બેઠકમાં એકી સાથે ત્રણ તલાક આપનારની તલાકને જે લોકો એક દર્શાવી રહ્યા છે, તેમણે

ઉપરોક્ત હદીષોના અનુસંધાનમાં વિચારવું જોઈએ કે આ બધી હદીષો ત્રણ તલાક બાદ સ્ત્રીને હરામ ઠેરવી રહી છે, છતાં તેઓ તેને એક તલાક ગણીને ઔરતને હલાલ કરી રહ્યા છે. તો જે માણસ આ પ્રમાણે તલાક આપ્યા બાદ પણ તે ઔરતને પત્ની તરીકે ચાલુ રાખશે, તો મૌત સુધીનો સબંધ તેની સાથે હરામનો રહેશે. જ્યારે કે મુહદ્દિષો અને ઉસૂલે ફિકહના મહાન આલિમોએ કુર્આન શરીફ અને હદીષ શરીફની રોશનીમાં આ નિયમ દર્શાવ્યો છે કે, કોઈ વસ્તુના હરામ અને હલાલ હોવા વિશે બે રાય (મંતવ્ય) ભેગી થઈ જાય, કોઈ હલાલ કહે અને કોઈ હરામ કહે, તો તે વસ્તુના હરામ હોવાને પ્રાધાન્ય-પ્રાથમિકતા અપાશે.

હવે હું તે રિવાયત (ઈબ્ને અબ્બાસ રદી.)ને નકલ કરૂં છું. હઝરત અબૂસ્સહ્બાઅ (રહ.)એ હઝરત અબ્દુલ્લાહ ઈબ્ને અબ્બાસ (રદી.)થી પૂછ્યું કે, શું આપને ખબર નથી કે આપ (સલ.) અને હઝરત અબૂબક્ર (રદી.) તથા હઝરત ઉમર (રદી.)ના શરૂના ખિલાફતયુગમાં ત્રણ તલાક એક હતી. હઝરત ઈબ્ને અબ્બાસ (રદી.)એ ફરમાવ્યું કે, હા. પરંતુ જ્યારે લોકોએ વધુ પ્રમાણમાં તલાક આપવાનું શરૂ કર્યું તો હઝરત ઉમર (રદી.)એ ત્રણેવને લાગુ પાડી દીધી. આ તે રિવાયત છે, જેને ગેરમુકલ્લિદો રજૂ કરે છે. અને સાથે એ પણ કહે છે કે, આ હદીષ મુસ્લિમ શરીફમાં છે. તો મારૂં કહેવું છે કે, માશાઅલ્લાહ જે સહાબી (ઈબ્ને અબ્બાસ રદી.) આ રિવાયત નકલ કરે છે, તેમનો જ ફત્વો મુસ્લિમ શરીફમાં જ તેમની રિવાયત વિરૂદ્ધ જઈ રહ્યો છે. તો હવે આપ મુસ્લિમ શરીફની કઈ વાતને દલીલરૂપે માન્ય રાખશો ? હવે આ રિવાયતની સનદ બાબતે જાણો.

આ રિવાયત હઝરત ઈબ્ને અબ્બાસ (રદી.)થી ફક્ત આપના એક શાગિર્દ તાઈસ (રહ.) નકલ કરે છે. તેમના સિવાય હઝરત ઈબ્ને અબ્બાસ (રદી.)ના આઠ શાગિર્દો એક બેઠકમાં આપેલ ત્રણ તલાક લાગુ પડવાનો ફત્વો હઝરત ઈબ્ને અબ્બાસ (રદી.) તરફથી નકલ કરે છે. અને તાઉસ (રહ.) આ રિવાયત અબૂસ્સહ્બાઅના હવાલાથી નકલ કરે છે. હદીષ શરીફના નિષ્ણાંત મુહદ્દિસોએ આ હદીષને **મુન્કર** તથા **શાઝ** કહી છે. (આ

બન્નેવ ઉસૂલે હદીષની પરિભાષાઓ છે.) એ જ પ્રમાણે ઈમામ નસાઈ (રહ.) અબૂસ્સહ્બાઅને **ઝઈફ** અને બીજા મુહદ્દિષો તેમના વિશે **મુતકલ્લમફીહી** તથા **મુખ્તલિફુસ્સિહત**ના હદીષી પારિભાષિક શબ્દો વાપરે છે. ઈમામ નસઈ જેવા હદીષના મહાન સંશોધક કહે છે કે, તાઉસ આ રિવાયત હઝરત ઈબ્ને અબ્બાસથી અબૂસ્સહ્બાઅના હવાલાથી નકલ કરે છે. અને અબૂસ્સહ્બાઅને હઝરત ઈબ્ને અબ્બાસ (રદી.)ના આઝાદ કરેલ ગુલામ (મવલા) તરીકે સંબોધે છે. જ્યારે કે અબૂસ્સહ્બાઅ નામી કોઈ આઝાદ કરેલ (મવલા) ઈબ્ને અબ્બાસના ગુલામ હતા જ નહીં.

આ બધી ઉસૂલી કમઝોરીઓને લઈને જ ઈમામ બુખારી (રહ.)એ આ રિવાયતને બુખારી શરીફમાં નકલ કરી નથી. આ બધી દલીલો તો ફક્ત સનદ ઉપર થઈ છે. હવે જ્યાં સુધી આ રિવાયતના શબ્દો (મતન) વિશે ચર્ચા કરવાની છે, તો સૌ પ્રથમ તો આ રિવાયતમાં આપ (સલ.)ના કોઈ કથન (કૌલ) અને કોઈ અમલ (કૃત્ય)નું વર્ણન જ નથી. અને ન એ સાબિત થાય છે કે, ત્રણ તલાકને એક કરવાની આપ (સલ.)ને જાણ થતી હતી, અને જાણ થવા છતાં આપ (સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ) ખામોશ રહેતા હતા. જ્યારે આ બધી (કૌલ-અમલ-ખામોશી) ત્રણેવ બાબતોમાંથી કોઈ બાબત ન હતી, તો પછી આને મુહદ્દિષીનની પરિભાષામાં હદીષ કહેવામાં જ આવતી નથી. કારણ કે હદીષ હોવા માટે આપ (સલ.)નું કથન-અમલ કે આપની રૂબરૂમાં એક વસ્તુ થતી હોય અને આપ જાણ થવા છતાં ચૂપ રહેતા હોય, તો તેને હદીષ કહેવામાં આવે છે. અને આ કિસ્સામાં હઝરત ઈબ્ને અબ્બાસ (રદી.) આપ (સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ)ના કથન-અમલ કે ખામોશીમાંથી કોઈ જ વસ્તુ નકલ કરતા નથી.

મહાન આલિમ **ઈબ્ને હઝ્મ** આ રિવાયતને (હદીષ તરીકે) રદ કરી રહ્યા છે. આપ પોતાની પ્રખ્યાત કિતાબ ‘‘મુહલ્લા’’માં લખે છે કે, ‘‘હઝરત તાઉસ (રહ.)ની રિવાયત (મુસ્લિમ શરીફવાળી)માં આ વર્ણન જ નથી કે આપ (સલ.)એ જ ત્રણ તલાકને એક સાબિત કરી અથવા ત્રણને એક સમજી એક તલાક અપાવી. અને એ પણ વર્ણન નથી કે આપ (સલ.)એ

ત્રણ તલાકને એક સાબિત કરવાનું જાણ્યું અને તેને બાકી રાખ્યું.''

*(મુહલ્લા : ભાગ-૧૦, પેજ-૧૬૮)*

આ છે ગેરમુકલ્લિદોના મહાન પેશ્વા, જે આ મુસ્લિમ શરીફવાળી રિવાયતને પોતાના સમર્થન માટે વ્યવસ્થિત દલીલ નથી માનતા. અને જે લોકો માને છે, તેમને મના કરે છે કે, આ હદીષ આપણા દાવા માટે પૂરતી દલીલ નથી. કારણ કે આ રિવાયતમાં આપ (સલ.) તરફથી કોઈ વાત સાબિત થતી નથી. અને એટલા જ માટે અમૂક મુહદ્દિષો આને ઈબ્ને અબ્બાસનો કોલ (કથન) કહે છે. આને હદીષ માનવા તૈયાર નથી.

મહત્વની વાત તો એ છે કે, આ રિવાયતમાં ત્રણ તલાકોને એક ગણવાની કોઈ જ સ્પષ્ટતા નથી. એટલા જ માટે ઈમામ અબૂ ઝુર્આહ રાઝી (રહ.) જે ઈમામ મુસ્લિમ (રહ.)ના ઉસ્તાદ અને ઈલલે હદીષ (હદીષ શરીફમાં અત્યંત બારીક ભૂલ)ના મહાન આલિમ છે, જેમની સમક્ષ ઈમામ મુસ્લિમે મુસ્લિમ શરીફ સમીક્ષા માટે રજૂ કરી. તે ઈમામ અબૂ ઝુર્આહ (રહ.)એ આ રિવાયતનો એ ભાવાર્થ દર્શાવ્યો કે આ તલાક જે આજે (તેમના યુગ બીજી, ત્રીજી સદી હિજરીમાં) ત્રણ ત્રણ આપવામાં આવે છે, તે આપ (સલ.) અને હઝરત અબૂબક્ર સિદ્દીક (રદી.)ના યુગમાં એક જ આપવામાં આવતી હતી. જ્યારે હઝરત ઉમર (રદી.)નો યુગ આવ્યો અને લોકોએ ફટાફટ ત્રણ ત્રણ તલાક આપવાનું શરૂ કર્યું, તો હઝરત ઉમર (રદી.)એ તેને પણ લાગુ પાડી દીધી. (સુનને કુબરા, બયહકી તથા તહાવી શરીફમાં આનું વિગતવાર વર્ણન છે.) બધા જ મુહદ્દિષોએ હઝરત ઈબ્ને અબ્બાસ (રદી.)ની આ રિવાયતનો આ જ અર્થ લીધો છે.

હાફિઝ ઈબ્ને હજર (રહ.) શર્હે બુખારીમાં ફરમાવે છે કે, બધા જ સહાબાએ હઝરત ઉમર (રદી.)ની વાત સાથે સહમતી દર્શાવી. આ દલીલ છે કે, તાઉસવાળી રિવાયતનો આ અર્થ નથી, જે ગેરમુકલ્લિદો સમજે છે.

અમુક મુહદ્દિષો ફરમાવે છે કે, તાઉસવાળી રિવાયતમાં આ પણ સ્પષ્ટતા નથી કે કઈ ત્રણ તલાકો એક ગણાતી હતી. એક સાથે આપેલી,

અથવા અલગ-અલગ પાકીના પિરિયડોમાં આપેલી કે એક સાથે આપેલી, એક શબ્દમાં અથવા ત્રણ શબ્દોમાં આપેલી, અને તે પણ ફક્ત નિકાહ કર્યા બાદ આપેલી, અથવા સંભોગ કર્યા બાદ આપેલી તલાક મુરાદ છે.

અલ્લામા ઈબ્ને કય્યિમ (રહ.)એ પણ લખ્યું છે કે બેશક, હઝરત ઈબ્ને મસ્ઉદ (રદી.), હઝરત અલી (રદી.) અને હઝરત ઈબ્ને અબ્બાસ (રદી.)થી **એક મજલિસની ત્રણ તલાક** ભેગી લાગુ પડવી સાબિત છે. *(ઈગાસતુલ્લહફાન : પેજ-૧૭૯)*

# બહુપત્નીત્વ

એમ તો બહુપત્નીત્વનો રિવાજ આખા માનવ ઈતિહાસમાં પ્રવર્તતો રહ્યો છે. હઝરત ઈબ્રાહીમ (અબ્રાહમ), હઝરત યઅ્કૂબ (જેકોબ), હઝરત દાઉદ (ડેવિડ), હઝરત સુલયમાન (સોલોમન) અલયહિમુસ્સલામ વગેરે જેવા પયગમ્બરોએ, રાજવીઓ અને શાસકોએ તેમજ પૂર્વ તથા પશ્ચિમના સામાન્ય લોકોએ અગાઉના યુગોમાં પણ ચાલુ જમાનામાં પણ એના પર અમલ કર્યો છે. આજે પણ પૂર્વ તેમજ પશ્ચિમના મુસ્લિમો તથા ગેરમુસ્લિમો બન્ને એના પર વિવિધ રૂપોમાં ક્યાંક કાયદેસર રીતે તો ક્યાંક ગેરકાયદે અને પાખંડીપણે, કદીક છૂપાવીને તો ક્યારેક જાહેરમાં અમલ કરી જ રહ્યા છે. એ શોધી કાઢવા માટે ઝાઝી તપાસ કરવી પડે તેમ નથી કે, ક્યાં અને કેવી રીતે કેટલાયે પરણેલા લોકો ખાનગી રખાતો રાખે છે. પોતાની મહબૂબાઓની પાસે આવ-જા કરે છે અને પારકી ઔરતો સાથે હરતા-ફરતા રહે છે. અને તેમ છતાં સામાન્ય કાનૂન હેઠળ સુરક્ષિત જ રહે છે. સદાચારીઓ એને પસંદ કરે કે ન કરે, તો પણ એ મુદ્દો કાયમ જ રહે છે કે, એક પુરૂષનો એકથી વધુ ઔરતો સાથેનો સંપર્ક અમલમાં છે, અને એ પ્રત્યેક ઠેકાણે જોઈ શકાય છે અને એ ઈતિહાસના દરેક યુગમાં દેખા દે છે.

બાઈબલના ઉતરાણ સમયે બહુપત્નીત્વ સર્વસામાન્ય રીતે સ્વીકારાયેલ વસ્તુ હતી. અને એના પર સામાન્ય રીતે અમલ થતો હતો. એનો સ્વીકાર ધાર્મિક, સામાજિક અને નૈતિક રીતે થતો હતો. અને એની સામે કંઈ જ

વાંધો ઉઠાવવામાં આવતો ન હતો. શાયદ એ જ કારણસર સ્વયં બાઈબલે એ વાતની ચર્ચા નથી કરી. કારણ કે એ એક સામાન્ય વાત અને રોજિંદા વ્યવહારની વસ્તુ હતી. બાઈબલ ન તો એને મના કરે છે કે, ન તો અટકાવે છે કે, ન એને નિયમિત કરે છે. કેટલાક લોકોએ તો બાઈબલની દસ કુમારિકાઓવાળી વાતનું એવું પણ અર્થકરણ કર્યું છે કે, બાઈબલ એક સાથે દસ પત્નીઓ રાખવાની મંજૂરી આપે છે.

**યુરોપ અને બહુપત્નિત્વ :**

ખુલ્લી વાત છે કે, પ્રત્યેક ધર્મએ પોતપોતાના યુગમાં બહુપત્નીત્વના નિયમને માન્ય રાખ્યો છે. કારણ કે બહુપત્નીત્વ એક સ્વાભાવિક અને પ્રાકૃતિક નિયમ છે. એના માટે 'ઈન્સાયક્લોપિડિયા બ્રિટાનિકા'માં પોલીગામી અર્થાત્ બહુપત્નીત્વ અંગેનો લેખ વાંચવો જોઈએ.

યુરોપવાદીઓ અને તેમના અનુયાયીઓના નજદીક પ્રકૃતિથી મુરાદ પશુઓની પ્રકૃતિ હોય છે. તેઓ પ્રાણીઓના જીવનનું ઉંડું અને વિસ્તૃત અવલોકન કરે છે. અને તેઓની આ માન્યતા હોય છે કે, 'પશુઓની પ્રકૃતિ' એક પત્નીત્વની છે. અને પછી તે પ્રકૃતિને દલીલ તરીકે પેશ કરે છે. પરંતુ પશુ જાતિના અભ્યાસી અને અનુભવી નિષ્ણાંતોની એ માન્યતા નથી.

જેમકે 'માનવવિદ્યા'ના પ્રખ્યાત નિષ્ણાંત **'લેટોરીનો'**એ પોતાની વિખ્યાત કૃતિ **"Evolatoon of Marriage & Tanilis"** એટલે કે "દાંપત્ય સબંધ અને ખાનદાનની પ્રગતિ"માં ૨૦ થી ૩૬ માં પેજ સુધી જે ચર્ચા કરી છે, તે ઉપરથી ફલિત થાય છે કે :

- પ્રાણીઓમાં એક પત્નીત્વ તથા બહુપત્નીત્વ બંનેનો રિવાજ છે.
- જે પ્રાણીઓ સોશ્યલ છે અને હળીમળીને રહે છે, તેમનામાં બહુ-પત્નીત્વની પ્રથા સામાન્ય છે.
- જે પ્રાણીઓ માનવોને મળતા છે અથવા માનવ નજીક છે, તેમનામાં બહુપત્નીત્વનો પણ રિવાજ છે અને એકપત્નીત્વનો પણ. પરંતુ તેઓમાં અમુક જાતિઓ માત્ર બહુપત્નીત્વથી ટેવાયેલી છે. પરંતુ ઈસ્લામ માનવ

પ્રકરણમાં પાશવી પ્રકૃતિને નહીં, પણ માનવ પ્રકૃતિને જ મહત્વતા આપે છે. જેથી અમે એ વિશે લાંબી ચર્ચા કરતા નથી.

**ડોક્ટર રોમલેન્ડ** સ્પષ્ટ શબ્દોમાં સ્વીકારે છે કે, ‘‘એક અપૂર્ણ દુન્યા જેમાં આપણે રહીએ છીએ, બહુપત્નીત્વને સ્વાભાવિક રીતે જાઈઝ સ્વીકારવું પડશે. બહુપત્નીત્વનો સંપૂર્ણપણે અંત લાવવા માટે આપણે સૌપ્રથમ પૂરી સંસ્કૃતિના કિરદાર (કામગીરી)ને બદલવો પડશે, પછી પુરૂષની પ્રકૃતિને અને સૌથી છેવટમાં ખુદ પ્રકૃતિને બદલવી પડશે."

### ઈન્સાયક્લોપિડિયામાં એક પત્નીત્વ બાબતે ચર્ચા :

ઈન્સાયક્લોપિડિયા ભાગ-૧૪માં ‘‘એક પત્નીત્વ"ના શિર્ષક હેઠળના એક લાંબા ઉતારાનો ખુલાસો બહુપત્નીત્વના લેખક સય્યિદ હામિદ અલીએ નીચે મુજબ લખ્યો છે :

- છેવટે તે સમય આવ્યો કે જ્યારે યુરોપમાં બહુપત્નીત્વને મના ઠરાવ-વામાં આવ્યું અને એક પત્નીત્વનો કાયદો બનાવી દેવામાં આવ્યો.
- એ એકપત્નીત્વ દેખાવ પૂરતું હતું. પશ્ચિમી દેશોના રીત-રિવાજોએ એ કાયદા વિરૂદ્ધ સક્રિય બળવો પોકારી દીધો. વેશ્યાઓ સાથે મિત્રતા, વ્યભિચાર અને સ્વતંત્ર જાતિય સબંધોના સામાન્ય રિવાજે એક-પત્નીત્વના કાયદાના ટુકડે ટુકડા કરી નાંખ્યા ! અંતે કાયદાને રસ્મો-રિવાજની સામે ઝૂકવું પડ્યું અને વેશ્યાઓ સાથે મિત્રતા તથા સ્વતંત્ર જાતિય સબંધોને સામાન્ય રીતે સહન કરી લેવામાં આવ્યા અને રખાત રાખવાના તરીકાને ઘણા દેશોમાં કાયદાનું સ્થાન પ્રાપ્ત થઈ ગયું.
- આ પરિસ્થિતિએ સોસાયટી (સમાજ)ની પવિત્રતાને લૂંટી લીધી અને તેને નિરાધાર હરામી બાળકોની ભારે ફોજની ભેટ આપી. એ ભેટ સોસાયટીને માટે માથાનો દુઃખાવો બની ગઈ છે. અને તેનાથી અગણિત ગૂંચવણભર્યા પ્રશ્નો ઉત્પન્ન થઈ રહ્યા છે.
- આ પ્રકારના બહુપત્નીત્વના વલણો આજે પણ મૌજૂદ છે અને એવા સમાજો તથા એવા વર્ગોમાં મૌજુદ છે, જે સૌથી વિશિષ્ઠ અને સૌથી

સંસ્કારી ગણાય છે. એ વલણો તે સમાજોની મોટા ભાગની વ્યક્તિ-ઓમાં જોવામાં આવે છે. અને એટલી તિવ્રતાપૂર્વક જોવામાં આવે છે કે, તેમને રોકવું તેમના માટે મુશ્કેલ બની રહ્યું છે અને પ્રત્યેક જોવાવાળો તેમના દશ્યોને ખુલ્લી આંખે જોઈ શકે છે.

- એકપત્નીત્વનો કાયદો જો કે આદર્શ છે, પરંતુ માનવજાતિની જરૂરિયાત અનુસાર નથી. સાચી હકીકતને આઈડિયલને માટે કુરબાન કરી દેવી અને માનવપ્રકૃતિ તથા તેની માંગણીઓને લક્ષમાં લીધા વગર કાયદા ઘડવા કેવળ મૂર્ખાઈ છે.
- સમય આવી લાગ્યો છે કે, આપણે પોતાની ભૂલોને સમજીએ અને એકથી વધારે સ્ત્રીઓ સાથેના સબંધોને કાયદાની રૂએ જાઈઝ અને સાચા સ્વીકારી લઈએ.

એ પ્રકારના પ્રમાણો અને દષ્ટાંતો તથા એ જ પ્રકારના પ્રશ્નોને અનુલક્ષીને **'ડો. રૂમલેન્ડુ'**એ કહ્યું છે કે, "ઈતિહાસ અને સાયન્સે પ્રાપ્ત કરેલી સઘળી ગવાહીઓથી આ વાત આવશ્યક બની જાય છે કે, બહુ-પત્નીત્વને વધારે પ્રમાણિકતાથી સ્વીકારી લેવામાં આવે."

- સારાંશ કે, એકપત્નીત્વની સિસ્ટમ અનિવાર્ય રીતે બહુપત્નીત્વ (અહીં એનો મતલબ વ્યભિચાર એટલે અનેક રખાતો સાથે સમાગમ થાય છે)ને જન્મ આપે છે.
- ખ્રિસ્તીઓના દેશોમાં જ્યાં એકપત્નીત્વનો તરીકો કાયદાની રૂએ પ્રચલિત છે, ત્યાં બહુપત્નીત્વનો રિવાજ દુન્યાના સઘળા દેશોથી વધારે છે. આ જ વાત છે કે, તે બહુપત્નીત્વ અસ્વાભાવિક અને બનાવટી સ્વરૂપમાં છે. એટલે કે રખાતોના સ્વરૂપોમાં. અને તેને એક સીસ્ટમની હેસિયતથી કાયદેસર સ્વીકારવામાં આવે તેમ નથી.
- બહુપત્નીત્વને કાયદેસર નહીં સ્વીકારવાનો મતલબ એ છે કે, સ્ત્રી સાથે અન્યાય થાય, પુરૂષ તેમનાથી (રખાતોથી) મોજ તો માણે, પરંતુ તેણીની તથા તેના બચ્ચાંઓની જવાબદારી લે નહીં, એ ખુલ્લો ઝુલ્મ છે અને

ખ્રિસ્તી યુરોપમાં એ ઝુલ્મ ખુલ્લમખુલ્લા સ્પષ્ટપણે થઈ રહ્યો છે.

યુરોપિય ચિંતકો અને વિચારકો ઉપરાંત યુરોપના જાતિય વિષયોના માનસશાસ્ત્રીઓ તથા અનુભવી નિષ્ણાંતોના મંતવ્યો જાણ્યા પછી આવી સંભવિતતા સ્પષ્ટપણે સામે આવે છે કે, બહુપત્નીત્વનું વલણ અને રૂચિ એક સ્વાભાવિક રૂચિ છે. એટલી બધી સ્વાભાવિક કે પ્રત્યેક યુગમાં, પ્રત્યેક કૌમમાં અને દરેક સંસ્કૃતિમાં તે મૌજૂદ રહી છે. બહુપત્નીત્વની કાયદાથી મનાઈ કરવા છતાં તે એ રૂચિ અને વલણનો અંત લાવી શકી નથી. ઉલ્ટું એ મનાઈથી તેમાં વધારો જ થયો છે.

વળી, આ વાત પણ સ્પષ્ટ થઈ ગઈ છે કે, સામાજિક અને નૈતિક હિતો પણ બહુપત્નીત્વની છૂટ આપવાની જ તરફદારીમાં છે. અને એ જ કારણે અકલમંદીની વાત આ છે કે, બહુપત્નીત્વના તરીકાને અમુક શરતો અને મર્યાદાઓ સહિત કાયદાની રૂએ જાઈઝ સ્વીકારી લેવામાં આવે અને સોસાયટી (સમાજ)ને પ્રચલિત બહુપત્નીત્વની અપ્રાકૃતિક, અસ્વાભાવિક અને અનૈતિક રીતો અને પધ્ધતિઓથી મુક્તિ અપાવવામાં આવે.

સ્વાભાવિક રીતે પુરૂષો અને સ્ત્રીઓ સમાન સંખ્યામાં પેદા થાય છે, પરંતુ અમુક કારણોસર, જેવા કે યુદ્ધો અને રમખાણોને પરિણામે ઘણી વખતે પુરૂષોની સંખ્યા ઘટી જાય છે અને સ્ત્રીઓની સંખ્યા વધી જાય છે. વળી, એક બીજું કારણ આ પણ શક્ય છે કે, રોઝી કમાવા તથા રાજકીય કારણોને આધિન પુરૂષો બીજા વિભાગો અથવા દેશોમાં જતા રહે છે અને એ રીતે કોઈ એક ખાસ વિભાગમાં સ્ત્રીઓનું પ્રમાણ વધી જાય છે.

સ્ત્રીઓની સંખ્યાનું વધી જવું એક એવો પ્રશ્ન છે કે, જે કૌમોને માટે પરેશાની ઉપજાવનારો છે. એક તરફ સ્ત્રીઓને માટે રહેવાની જગ્યા તથા રોઝી-રોટી પ્રાપ્ત કરવાનો પ્રશ્ન હોય છે, તો બીજી તરફ તેણીઓની જાતિય મનેચ્છાઓના નૈતિક સાંત્વનનો પ્રશ્ન હોય છે. સાથે જ આ ચિંતા પણ પરેશાન કરનારી પુરવાર થાય છે કે, સમાજના પુરૂષોના ચારિત્ર્યનું રક્ષણ કેવી રીતે કરવામાં આવે ? કારણ કે સમાજમાં જ્યારે અનૈતિકતા-બદ-

અખ્લાકી જન્મે છે, તો તે સબંધિત વ્યક્તિઓ સુધી મર્યાદિત નથી રહેતી. જો સમયસર પ્રતિબંધ કરવામાં ન આવે, તો તે પૂરા સમાજમાં પ્રસરી તેને પોતાની લપેટમાં લઈ નાંખે છે.

વળી, તે ઉપરાંત હરામી બચ્ચાંઓના ટોળાં, પોતાની સાથે અગણિત નૈતિક લંપટતા અને સામાજિક અરાજકતા વગેરે ગૂંચવાયેલા આ પ્રશ્નોના ઉકેલનો એકમાત્ર યોગ્ય તરીકો એ છે કે, પુરૂષોને અમુક શર્તો અને મર્યાદાઓની સાથે એકથી વધારે સ્ત્રીઓ સાથે શાદીની છૂટ આપી દેવામાં આવે. એ સિવાય આ પેચીદા પ્રશ્નોનો કોઈ ઉકેલ નથી.

## બહુપત્નીત્વની સંજોગોનુસાર શર્તો સાથે પરવાનગી :

જ્યારે આપ (સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ) દ્વારા ઈસ્લામની પુનઃ રજૂઆત કરવામાં આવી, ત્યારે સમાજ જીવનમાં બહુપત્નીત્વનો રિવાજ પ્રચલિત અને ઉંડો ઉતરેલો હતો. કુર્આને એ પ્રથાને ન તો અવગણી કે ન એને પડતી મૂકી કે, ન એને અબાધિત કે અસીમ રીતે ચાલુ રહેવા દીધી. કુર્આને કરીમ એ પ્રશ્ન પ્રત્યે બેપરવા રહી શકનાર ન હતું કે, ન એ બહુપત્નીત્વની સાથે સંકળાયેલ બિનજવાબદારીઓ અને અંધાધૂંધીઓને સાંખી શકનાર હતું. સમાજમાં પ્રચલિત બીજી પ્રથાઓ અને રિવાજોની જેમ કુર્આને બહુપત્નીત્વની પણ નોંધ લીધી. અને એને એ રીતે સુવ્યવસ્થિત કરી કે, જેથી પ્રચલિત ખરાબીઓ દૂર થઈ શકે અને ફાયદાઓ સુરક્ષિત રહી શકે. કુર્આન શરીફે આ બાબતે એટલા માટે ચર્ચા કરી કે, એણે વાસ્તવિક્તાને ધ્યાનમાં લેવાની હતી અને તે કુટુંબની ઈમારતમાં તોડફોડને સહી શકે તેમ ન હતું કે, જે સમાજનો ખાસ પાયો છે. કુર્આનની કલ્યાણકારી દખલગીરીએ નીચે મુજબના ધારાધોરણો દાખલ કર્યા :

- અમુક સંજોગોમાં અને અમુક શરતો સાથે બહુપત્નીત્વ પર અમલ કરી શકાય છે. એ એક શરતી પરવાનગી છે.
- આ પરવાનગીમાં વધુમાં વધુ ચાર પત્નીઓની છૂટ છે. ઈસ્લામ અગાઉ આવી કોઈ સીમા કે કોઈ પણ પ્રકારની બાંહેધરીઓ ન હતી.

- બીજી કે ત્રીજી પત્ની જો કદી કરવામાં આવે તો તેના હક્કો અને અધિકારો પણ તેવા જ છે, જે પહેલી પત્નીના છે. તેને પણ તે બધું જ પ્રાપ્ત કરવાનો પૂરેપૂરો અધિકાર છે, જે પ્રથમ પત્નીને મળવું જોઈએ. વહેવાર, જીવન જરૂરિયાતોની સગવડ વગેરેમાં સમાનતા એ એવી પૂર્વ શરત છે કે, જેનું પાલન એકથી વધુ પત્નીઓ કરનાર દરેક મર્દને માટે જરૂરી છે. આ સમાનતાનો આધાર મોટેભાગે સબંધિત વ્યક્તિના અંતરજ્ઞાન પર છે.
- આ પરવાનગી સામાન્ય રીતથી અપવાદરૂપ છે. અમુક સામાજિક તથા નૈતિક સમસ્યાઓના ઉકેલ માટેનો તેમજ અમુક અનિવાર્ય મુશ્કેલીઓને પહોંચી વળવાનો છેવટનો પ્રયાસ છે. ટૂંકમાં એ એક તાકીદનું પગલું છે. અને એ અર્થમાં જ સીમિત રહેવું જોઈએ.

આ બાબત સબંધી કુરૂઆનની આયતો આ મુજબ છે : જો તમને એવું લાગે કે, તમો અનાથો (જેમને તમો પરણો અથવા જેમની માંઓને તમો પત્નીઓ તરીકે અપનાવો) સાથે ન્યાયપૂર્ણ વર્તન ન કરી શકો તો પોતાની પસંદની ઓરતો સાથે લગ્ન કરો, બે અથવા ત્રણ અથવા ચાર. પરંતુ જો તમને એવું લાગે કે, તમો તેઓની સાથે ઈન્સાફ નહીં કરી શકો, તો માત્ર એક જ અથવા (એક બંદીણી) જે તમારા હાથમાં છે. તમને અન્યાયથી રોકવા માટે એ વધુ યોગ્ય છે. *(૪:૩)*

આ આયતનું ઉતરાણ લડાઈ પછી થયું હતું, જેમાં અમુક માણસો મરાઈ ગયા હતા અને પોતાની પાછળ વિધવાઓ તથા અનાથ કે યતીમ બાળકો મૂકતા ગયા હતા. જેમની યોગ્ય સારસંભાળ બાકી બચેલા મુસ્લિમો માટે અનિવાર્ય હતી. તે વિધવાઓ અને અનાથોને રક્ષવાનો એક માર્ગ લગ્ન હતો. યતીમોના હક્કોની રક્ષા માટે તથા વાલીઓને તેમના આશ્રિતો પ્રત્યે અન્યાય કરતા રોકવા માટે કુરૂઆને ઉપરોક્ત ચેતવણી સહિત એ છૂટ આપી.

આ ઉપરથી એ જણાઈ આવે છે કે, ઈસ્લામે બહુપત્નીત્વની શોધ નથી કરી અને એ નિયમો દાખલ કરીને એક રિવાજ તરીકે તેને પ્રોત્સાહન

આપવા નથી માંગતો. એણે એને નાબૂદ પણ ન કર્યું, કેમકે જો એણે એના પર પ્રતિબંધ મૂક્યો હોત તો તે માત્ર નામ પૂરતી જ મનાઈ રહેત અને લોકોએ એના પર અમલ ચાલુ જ રાખ્યો હોત. જેમકે આજે પણ એવા બીજા લોકોમાં જોઈ શકાય છે કે, જેમના બંધારણો તથા સામાજિક ધારાધોરણો બહુપત્નીત્વને મંજૂર નથી રાખતા. ઈસ્લામ વાસ્તવિક અને વહેવારી રીતે અમલમાં આવવા માટે આવ્યો હતો, નહીં કે અધ્ધર રહેવા કે માત્ર થીયરી બની રહેવા માટે. એ વાસ્તવિક મઝહબ છે અને જીવન બાબત એનું દષ્ટિબિંદુ વહેવારૂ છે. અને તેથી જ એ શરતી તથા સીમિત બહુપત્નીત્વની પરવાનગી આપે છે. કેમકે જો સમગ્ર માનવતાને માટે એને નાબૂદ કરી દેવું જ હિતકારી હોત, તો જરૂર અલ્લાહ તઆલાએ એ પ્રથાને ખત્મ કરી નાંખવાનો હુકમ ફરમાવી દીધો હોત. પરંતુ અલ્લાહપાક કરતાં વધુ જ્ઞાન કોની પાસે છે ?

એવા વિવિધ કારણો છે કે, જેમને લીધે ઈસ્લામ બહુપત્નીત્વની પરવાનગી આપે છે. કોઈને એ કારણોનો ખ્યાલ કરવાની કે અનુમાન કરી લેવાની આવશ્યક્તા નથી. એ વાસ્તવિક છે અને દરરોજ, દરેક ઠેકાણે જોઈ શકાય છે. આવો ! એમાંના અમુક કારણોને આપણે તપાસીએ :

અમુક સમાજોમાં ઔરતોની સંખ્યા મરદો કરતાં વધુ છે. આ વાત મહદ્અંશે તે પ્રદેશોને વધુ લાગુ પડે છે કે, જે ઔદ્યોગિક અને વ્યાપારી ઈલાકાઓ છે. અને તે દેશોને પણ કે, જે યુદ્ધોમાં સંડોવાય છે. હવે જો કોઈ મુસ્લિમ સમાજ એ વિભાગમાં આવતો હોય અને જો ઈસ્લામ બહુપત્નીત્વની મનાઈ કરતો હોય, અને કાયદેસરના લગ્નને એક જ પત્ની સુધી સીમિત રાખતો હોય, તો અવિવાહિતો શું કરતે ? કુદરતી રીતે ઈચ્છનીય એવો સંગાથ તેઓ ક્યાં અને શી રીતે પ્રાપ્ત કરતે ? જરૂરી હમદર્દી, લાગણી, સહકાર તથા આશરો તેઓ ક્યાંથી અને કેવી રીતે પામી શકત ? આ સમસ્યાની ગૂંચવણો માત્ર દૈહિક જ નથી, બલ્કે નૈતિક, ધાર્મિક, સામાજિક, મનોવિકારી તથા પ્રાકૃતિક પણ છે. પ્રત્યેક સામાન્ય ઔરત પછી તે વેપાર-ઉદ્યોગમાં લાગેલી હોય કે પ્રાયવેટ અથવા સરકારી નોકરી કરતી હોય, તે

કુદરતી રીતે જ પોતાના એક આગવા ઘર અને કુટુંબની ઝંખના સેવે છે. તે પ્રાકૃતિક રીતે જ એવી ઈચ્છા ધરાવે છે કે, કોઈ તેની દેખરેખ રાખે અને તે કોઈની દેખરેખ રાખે. તે સમાજ તેમજ કુટુંબનું એક અંગ હોવાનું ચાહે છે. તદ્દન દૈહિક દૃષ્ટિકોણથી જોઈએ તો પણ વધુ મૂંઝવણો ઉપસ્થિત થાય છે, જે અતિ ગંભીર પ્રકારની હોઈ અવગણી શકાય તેવી નથી હોતી. નહિંતર જો એમને વણઉકલી પડતી મૂકવામાં આવે તો એના અનિવાર્ય પરિણામરૂપે માનસિક ગ્રંથિઓ, દિમાગી ખરાબીઓ, સામાજિક અકળામણ અને મેન્ટલી અસ્થિરતાઓ ઉપસ્થિત થઈ જાય છે. આના ઘણાખરા મેડીકલ પુરાવાઓ મૌજુદ છે.

## દત્તક પુત્રનો પ્રશ્ન શરીઅતની રોશનીમાં

ઈસ્લામી શરીઅત ખુદાપાક તરફથી ઉતરેલી એક એવી જીવનરીતિ છે, જે માનવીની દુનિયા તથા આખિરતની સફળતાની ખાત્રી આપે છે. અલ્લાહપાક જેવી રીતે સૃષ્ટિનો સર્જક છે, તેવી જ રીતે તે માનવીનો પણ સર્જક છે. સર્જક હોવાની હેસિયતથી તે માનવીની પ્રકૃતિ (તબીઅત) તથા તેની કમઝોરીઓથી સંપૂર્ણપણે વાકેફ છે. શરીઅત હકીકતમાં તે જ સર્જક તરફથી આપવામાં આવેલ જીવન સંવિધાન (બંધારણ) છે, જેમાં તેણે માનવીય સ્વભાવનું ધ્યાન રાખી તે બધી વિશેષતાઓ મૂકી છે, જે માણસને ગુંચવાડાઓથી મુક્તિ અપાવે છે. માત્ર એટલું જ નહીં, બલ્કે જીવનના દરેક ક્ષેત્રે ખૂશી મેળવી આપે છે. મુસલમાન ભલેને વિશ્વના કોઈ પણ ખૂણામાં કેમ ન રહેતા હોય, જીવનના દરેક મામલામાં તે શરીઅતનો પાબંદ છે. તે કોઈ પણ વસ્તુ છોડી શકે છે, પરંતુ શરીઅતે ઈસ્લામીને છોડી નથી શકતો.

ભારતના મુસ્લિમોએ સ્વતંત્રતાની ચળવળમાં આગળ પડતો ભાગ એ આશાએ લીધો હતો કે, સ્વતંત્રતા પછી તેમને ઈસ્લામી શરીઅત પર અમલ કરવાની પૂરેપૂરી સ્વતંત્રતા મળી રહેશે અને પારિવારિક (સામાજીક) કાનૂન સાથે જીવનના બધા જ ક્ષેત્રોમાં ઈસ્લામી શરીઅત પર તેઓ અમલ કરી શકશે. દેશ સ્વતંત્ર થયો અને દેશના સંવિધાનમાં અન્ય કૌમોની જેમ

મુસ્લિમોને પણ પોતાના પર્સનલ લો પર અમલ કરવાની સંપૂર્ણ બાંહેધરી આપવામાં આવી, પરંતુ દેશનો એક વર્ગ જેને અહીંનું ધાર્મિક તથા સાંસ્કૃતિક વાતાવરણ કોઈ પણ રીતે નથી ગમતું. તે હંમેશ એ માટે પ્રયત્નશીલ રહે છે કે, મુસ્લિમોને પારિવારિક કાનૂનની બાબતે તેમના પર્સનલ લો પર અમલ કરવા દેવામાં ન આવે અને સમાન નાગરિક ધારા તેમજ અન્ય ચાલબાજીઓ વડે ઈસ્લામી શરીઅતમાં દખલગીરી માટે માર્ગ મોકળો કરવામાં આવે. એટલે સુપ્રિમ કોર્ટ અને રાજ્યોની હાઈકોર્ટસ દ્વારા સમયાંતરે મુસ્લિમ પર્સનલ લોમાં દખલગીરી કરવાની કોશિષ કરવામાં આવતી રહે છે. એક કાળે આ પરિસ્થિતિના લીધે મુસ્લિમ ઉલમામાં ચિંતાનું મોજું ફરી વળ્યું. પરિણામે ૧૯૭૨માં ઓલ ઈન્ડિયા મુસ્લિમ પર્સનલ લો બોર્ડની સ્થાપના કરવામાં આવી.

મુસ્લિમ પર્સનલ લો હેઠળ આવતી જે બાબતો (મસાઈલ)માં સામાન્યપણે સુધારાની માંગણી કરવામાં આવતી રહી છે. તેમાં એક દત્તકપુત્રનો પ્રશ્ન હતો. ૧૯૭૨માં જ સંસદમાં દત્તકપુત્ર બિલ રજૂ કરવામાં આવ્યું. જો આ બિલ પસાર થઈ ગયું હોતે તો તેનું વ્યવહારિક પરિણામ એ આવતે કે દત્તકપુત્ર જીવનના બધા જ મામલાઓમાં સગા પુત્રનો દરજ્જો મેળવી લેત. સંસદમાં જ્યારે આ પ્રશ્ન ઉઠાવવામાં આવ્યો તો મુસ્લિમો તરફથી સખત વિરોધ દર્શાવવામાં આવ્યો અને મુસ્લિમ પર્સનલ લો બોર્ડે પૂરી તાકાતથી તેનો વિરોધ કર્યો. જેની અસર એ થઈ કે, સરકારે લોકમત જાણવાના આશયે એક કમિટી બનાવી દીધી. કમિટીના સભ્યો તરફથી વિવિધ દેશોનો પ્રવાસ ખેડવામાં આવ્યો અને અગ્રણી મુસ્લિમોના મંતવ્યો વિશે જાણકારી મેળવવામાં આવી. પરંતુ કમિટી કોઈ એક મત પ્રત્યે સર્વસંમતિ સાધી ન શકી અને અંતે મતભેદ વ્યક્ત કરતો અહેવાલ સરકારમાં રજૂ કરી દેવામાં આવ્યો. તે દરમિયાન ઈમરજન્સી લદાઈ અને ત્યાર પછી જ્યારે સરકાર બદલાય ગઈ તો જનતા પાર્ટીના શાસનકાળમાં દત્તકપુત્ર બિલ પાછું લઈ લેવામાં આવ્યું.

અત્રે આ ચોખવટ જરૂરી છે કે, કોઈ ગરીબ અનાથ બાળકની મદદ

કરવી ઘણા મોટા સવાબનું કામ છે. જેની ઘણી બધી ફઝીલતો કુર્આન શરીફ અને હદીષ શરીફમાં વર્ણન કરવામાં આવી છે. તેની કોઈ મનાઈ નથી, ફક્ત તેને દત્તક પુત્ર બનાવી સગા પુત્રની જેમ તેની સાથે હલાલ-હરામ અને વારસા વહેંચણીના નિયમો લાગુ પાડવાની મનાઈ છે. તેની માલી મદદ કરવી કે તેના પ્રત્યે હમદર્દી દાખવી તેની દરેક પ્રકારે સહાય કરવા માટે તો કુર્આન શરીફ અને હદીષ શરીફમાં પ્રોત્સાહન આપવામાં આવ્યું છે. અને ઈસ્લામની ઝકાત-સદકહ-કફ્ફારાની રકમ દેવામાં આ પ્રકારના નિઃસહાય છોકરા-છોકરીઓને પ્રથમ હકદાર તરીકે દર્શાવ્યા છે.

ઈસ્લામ આગમન પહેલાના યુગ (દૌરે જાહિલિય્યત)ના સમાજમાં જેવી રીતે બીજા દૂષણો વ્યાપક હતા તેવી જ રીતે દત્તકપુત્ર સબંધે અવાસ્તવિક (શરીઅત વિરૂદ્ધ) વિચાર પ્રચલિત હતો. તે કાળમાં દત્તકપુત્રને તે જ હેસિયત પ્રાપ્ત હતી, જે સગા પુત્રની હતી. દત્તકપુત્રને વારસો અને જીવનના બધા મામલાઓમાં સગા પુત્રની જેમ હકદાર સમજવામાં આવતો હતો. સગા પુત્રની જેમ દત્તકપુત્રને પણ તેના પાલક પિતાનું નામ આપવામાં આવતું હતું. અરબી ભાષામાં સગા પુત્રને "ઈબ્ન" અને દત્તકપુત્રને "મુતબન્ના" કહે છે. ઈસ્લામમાં આ બનાવટી સબંધની કોઈ ગુંજાઈશ નથી. એટલે દત્તક પુત્રને સગા પુત્રની હેસિયત આપવી મસ્અલા તથા બુધ્ધિ બન્ને રીતે ખોટું છે. કારણ કે પિતા પુત્રનો સબંધ કુદરતી હોય છે. જે માત્ર કલ્પના કરી લેવાથી સ્થપાય શકતો નથી.

મૌલાના ખાલિદ સૈફુલ્લાહ રહમાની સા. લખે છે કે, આ કોઈ તબેલો નથી કે કોઈ ભેંસ પસંદ પડી ગઈ તો તેની કિંમત અદા કરી ખરીદી લીધી અને પાળી લીધી, બસ હવે તે આપણી થઈ ગઈ. દેખીતી વાત છે કે આ લાલન-પાલન અને લાંબા સમય સુધી સાથે રહેવાના કારણે મુહબ્બતનો સબંધ જરૂર સ્થપાય જાય છે, પરંતુ તે મુહબ્બત સગા માતા-પિતા જેવી નથી હોતી. તેમજ સગા પુત્ર-પુત્રી અને દત્તકપુત્ર-પુત્રી સાથે ભેદભાવ વગર એકસમાન વર્તનની આશા પણ ઠગારી નીવડે છે. હકીકતમાં ઈસ્લામ દરેક ક્ષેત્રે અસત્યને બદલે સત્ય સ્થાપવા માંગે છે. જેવી રીતે તેણે વિચાર ક્ષેત્રે

અનેક ખુદાવાદ (શિર્ક)ને નિર્મૂળ કરી એક ખુદાવાદને પ્રોત્સાહન આપ્યું, તેવી જ રીતે સામાજીક ક્ષેત્રે અનેક પિતાવાદને બદલે એકપિતાવાદને જારી કર્યો. ઈસ્લામ એમ કહે છે કે, જે તમારો સાચો રબ છે, તેને જ રબ માનો. બીજા બધા જુઠ્ઠા રબનો ઈન્કાર કરી દો. તેવી જ રીતે જે તમારો સાચા પિતા છે તેને જ પિતા કહો, અન્યને પોતાના પિતા ન કહો.

આ પ્રશ્નની મહત્વતાનો અંદાજો એ વાતથી લગાવી શકાય છે કે, આ સમસ્યાની છણાવટ અને ઈસ્લામ પૂર્વકાળ (દૌરે જાહિલિય્યત)માં થતા આવા ખોટા કાર્યની સુધારણા માટે કુરૂઆન શરીફની આયતો ઉતરી. સૂરએ અહઝાબની પ્રારંભિક આયતોમાં આ સમસ્યાનો સંપૂર્ણ ઉકેલ દર્શાવવામાં આવ્યો છે. એ આયતોનો સબંધ ખુદ અલ્લાહપાકના રસૂલ (સલ.)ની મુબારક ઝાત સાથે છે. અલ્લાહપાકના રસૂલ (સલ.)એ હઝરત ઝૈદ બિન હારિષાને જે આપ (સલ.)ના ગુલામ હતા, પોતાના દત્તકપુત્ર બનાવી લીધા હતા. જ્યારે હઝરત ઝૈદ (રદી.)ના પિતા તથા કાકા તેમને લેવા આવ્યા તો હઝરત ઝૈદ (રદી.)એ પિતા સાથે જવાના બદલે અલ્લાહ તઆલાના રસૂલ (સલ.) સાથે રહેવાને વધારે પસંદ કર્યુ. તે પ્રસંગે અલ્લાહ તઆલાના રસૂલ (સલ.)એ તેમને માત્ર આઝાદ (મુક્ત) જ નહીં કર્યા, પોતાના દત્તકપુત્ર બનાવી લીધા અને એલાન ફરમાવ્યું કે, "હે લોકો ! ઝૈદ હવે મારા ગુલામ નથી, મારા પુત્ર છે." ઈસ્લામ પૂર્વકાળમાં દત્તકપુત્રને સગા પુત્રની જેમ સમજવામાં આવતો હતો. એ કારણે નબી (સલ.)ના એલાન પછી સહાબાએ કિરામ હઝરત ઝૈદ બિન હારિષાને ઝૈદ બિન મુહમ્મદ (સલ.)ના નામથી બોલાવવા લાગ્યા. એટલે તે પ્રસંગે સૂરએ અહઝાબની આ આયત ઉતરીઃ "દત્તકપુત્રો તમારા પુત્રો નથી. તેમને પુત્ર કહેવા એ તમારા મોઢાની વાત છે (કાંઈ હકીકત નથી) અને અલ્લાહપાક તો સાચી વાત જ કહે છે. તે જ સાચા માર્ગે લઈ જાય છે. દત્તકપુત્રોને તેમના પિતાના નામથી બોલાવો. કારણ કે અલ્લાહપાકને ત્યાં આવી રીતે બોલાવવું જ ન્યાયસંગત છે. અને જો તમે તેમના પિતાને નહીં જાણતા હોય તો તે દત્તકપુત્રો તમારા દીની ભાઈ છે." *(અલ અહઝાબ : ૩-૪)*

આ આયતોના ઉતરાણથી આપ (સલ.)ના માનવંત સાથીઓ સમક્ષ એ સ્પષ્ટ થયું કે, દત્તકપુત્રની હેસિયત સગા પુત્રની નથી.

જે કાળમાં દત્તકપુત્ર બિલ માટે સરકારી સ્તરે પ્રયત્નોનો સિલસિલો ચાલુ હતો ત્યારે ઘણા બધા લોકોને આ વાત પર આશ્ચર્ય થઈ રહ્યું હતું કે, આખરે મુસ્લિમો આ બિલનો આટલો સખત વિરોધ કેમ કરી રહ્યા છે ? દત્તકપુત્રને જો સગાપુત્રનો દરજ્જો આપી દેવામાં આવે તો એનાથી ક્યાં આભ તૂટી પડવાનું હતું ? પરંતુ એ લોકોને એ વાતનો અંદાજો ન હતો કે, ઈસ્લામના કોઈ પણ આદેશમાં સુધારો-વધારો કિયામત સુધી શક્ય નથી. તદુપરાંત ઈસ્લામી શરીઅતના બધા કાનૂનો એકબીજા સાથે એટલા બધા સંકળાયેલા છે કે કોઈ એક કાનૂનમાં સુધારો કરવાથી અન્ય અસંખ્ય કાનૂનો પર તેની વિપરિત અસર પડે છે. વર્તમાનકાળમાં મુશ્કેલી એ છે કે, ઈસ્લામના બધા કાનૂનો સમાજમાં લાગુ નથી. લોકો દીનની સર્વપક્ષીય વિભાવનાથી હટીને જ્યારે કોઈ એકલદોકલ પ્રશ્ન પર વિચારવિમર્શ કરે છે, તો તેઓને આ વાત સમજમાં નથી આવતી. દત્તકપુત્ર બિલની સૌથી વધારે અવળી અસર નિકાહના કાનૂન પર પડે છે. એટલા માટે કે નિકાહમાં સબંધોના હલાલ હોવા કે હરામ હોવાનો આધાર પૈતૃક (બાપ) સબંધ પર છે. એ વાત બધા લોકો સમક્ષ સ્પષ્ટ છે કે, માણસ પર તેના માતા-પિતાની વંશાવલીમાં આવતી કેટલીક સ્ત્રી તથા પુરૂષો હરામ હોય છે. દા.ત. બાપ, દાદા, નાના, માતા, દાદી, નાની, ભાઈ, બહેન, કાકા, મામા, ફોઈ, માસી, પૌત્ર, પૌત્રી, નવાસા, નવાસી સાથે નિકાહ હરામ છે. આ હરામ હોવાનો આધાર લોહીના સબંધ પર જ છે. આવી સ્થિતિમાં જો દત્તકપુત્રને સગો પુત્ર માની લેવામાં આવે તો તેના કારણે ઘણા બધા હલાલ સબંધો હરામ થઈ જશે, જેને શરીઅતે હલાલ ઠરાવ્યા હતા.

દત્તકપુત્રના અજ્ઞાનતાભર્યા વિચારને નિર્મૂળ કરવાનો સોનેરી અવસર તે વખતે પ્રાપ્ત થયો, જ્યારે હઝરત ઝૈદ બિન હારિષા અને હઝરત ઝૈબન (રદી.) વચ્ચે દાંપત્ય જીવનમાં તિરાડ ઉભી થઈ. થયું એવું કે, અલ્લાહ તઆલાના રસૂલ (સલ.)એ પોતાના દત્તકપુત્ર ઝૈદ બિન હારિષાનો નિકાહ

પોતાની ફોઈની દીકરી હઝરત ઝૈનબ (રદી.) સાથે કરાવ્યા. પરંતુ બન્ને વચ્ચે મનમેળ નહીં થઈ શક્યો. અંતે તલાક સુધી નોબત પહોંચી ગઈ અને ઈસ્લામ પૂર્વકાળમાં દત્તકપુત્રને સગાપુત્રની હેસિયત પ્રાપ્ત હતી એ કારણે દત્તકપુત્રની છુટાછેડા થયેલ પત્ની (મુતલ્લકા) સાથે પિતા નિકાહ કરે એને ખરાબ સમજવામાં આવતું હતું. જ્યારે હઝરત ઝૈદ (રદી.)એ તલાક આપી દીધી તો અલ્લાહપાકના રસૂલ (સલ.)એ માત્ર એટલા માટે તેમની તલાક આપેલ સ્ત્રી સાથે નિકાહનો ઈરાદો કર્યો કે આપના વર્તનથી લોકોને એ ખબર પડી જાય કે દત્તકપુત્રની સ્ત્રી પોતાની સગી વહુ અર્થાત્ સગા પુત્રની પત્નીની જેમ હરામ નથી હોતી. પરંતુ આપ પણ માત્ર એટલા માટે દ્વિધામાં હતા કે, મુનાફિકો (દંભીઓ)ના હાથમાં આપની વિરૂદ્ધ ચળવળ ચલાવવાનો એક નવો મુદ્દો આવી જશે. અંતે કુર્આન મજીદની આયતો ઉતરી અને દત્તકપુત્રની છુટાછેડા થયેલ સ્ત્રી સાથે નિકાહ સબંધે અજ્ઞાનતાભર્યા ખ્યાલને જડમૂળથી ઉખેડી નાંખવામાં આવ્યો. આમ હઝરત ઝૈનબ (રદી.) અલ્લાહ તઆલાના રસૂલ (સલ.)ના નિકાહમાં આવી ગયા.

દત્તકપુત્ર બિલની વિપરીત અસરો જેવી રીતે નિકાહ માટે હલાલ તથા હરામ સબંધો પર પડે છે, તેવી જ રીતે વાલીપણાં તથા સરખાપણાં (વિલાયત વ કફાઅત) જેવી બાબતો ઉપર પણ તેની બહુ ખરાબ અસરો પડે છે. ઈસ્લામી કાયદાશાસ્ત્ર મુજબ આ મસ્અલો જાણીતો છે કે, જો કોઈ છોકરા કે છોકરીના નિકાહ સગીરવયમાં બાપદાદા સિવાય કોઈ બીજા વાલીએ કરાવ્યા હોય તો પુખ્તવયમાં પહોંચ્યા પછી તે છોકરા-છોકરીને પેલા નિકાહને રદબાતલ ઠરાવવાનો અધિકાર મળેલો રહે છે. આ અધિકારને ઈસ્લામી કાયદાશાસ્ત્રની પરિભાષામાં ‘ખિયારે બુલૂગ’ કહેવામાં આવે છે. પરંતુ જો બાપદાદાએ આ નિકાહ કરાવ્યો હોય તો તે નિકાહ રદ કરવા પાત્ર નહીં રહેશે, તે લાગુ થઈ જશે. અને કેટલીક વિશેષ પરિસ્થિતિઓને બાદ કરતાં સામાન્ય સ્થિતિમાં છોકરા કે છોકરીને તે નિકાહને રદ (ફસ્ખ) કરવાનો અધિકાર નહીં રહેશે. દત્તકપુત્રને સગા પુત્ર માની લેવાની સ્થિતિમાં શરીઅતે તેને પુખ્તવયમાં આવ્યા પછી નિકાહને યથાવત્ રાખવાનો કે રદ કરવાનો જે અધિકાર આપ્યો હતો, તે

છિનવાય જશે. દેખીતી વાત છે કે, આ તેના પક્ષે બહુ મોટો અન્યાય છે.

એવી જ રીતે કોઈ પુખ્તવયની કન્યા પોતાના નિકાહ પોતાનાથી આર્થિક તથા સામાજીક સ્તરે અસમાન છોકરા સાથે કરી લે તો તેના પિતાને એ અધિકાર મળે છે કે, એ તે નિકાહને રદ કરી દે. પરંતુ બાપદાદા સિવાય કોઈ અન્યને આ અધિકાર નથી. દત્તક સંતાનને સગા સંતાન ઠરાવી દેવાની સ્થિતિમાં જેણે કોઈ છોકરીને દત્તક લીધી હોય તો તે દત્તક પિતાને તેનો નિકાહ રદ કરવાનો અધિકાર મળી જશે, જે શરીઅતના હિસાબથી બરાબર નથી. એવી જ રીતે પિતા-દાદા સિવાય કોઈ અન્ય વડીલે કોઈ નાબાલિગ (સગીર)નો નિકાહ અસમાન છોકરા (ગેરકુફૂ) સાથે કરી દીધો હોય તો શરઈ દૃષ્ટિએ તે નિકાહ ચોક્કસપણે લાગુ નહીં થાય. પરંતુ દત્તક સંતાનને સગા સંતાન કલ્પી લેવાની સ્થિતિમાં તે નિકાહને મને-કમને વેઠી લેવો પડશે. આ બધા દત્તકપુત્ર બિલના નકારાત્મક પાસાઓ છે.

ઈસ્લામી શરીઅતમાં વારસા વહેંચણીની વ્યવસ્થાનો આધાર લોહીના સબંધ પર છે. જે વારસ મરનારથી જેટલો નજીકનો સબંધ ધરાવે છે, તે વારસાનો એટલો જ વધારે હકદાર બને છે. જો દત્તક સંતાનને સગા સંતાનનો દરજ્જો આપી દેવામાં આવે તો ચોક્કસ જ મરનારના મૂળ વારસોનો હક ઝૂંટવાય જશે અથવા ક્યારેક મૂળ વારસ પોતાના ભાગથી બિલ્કુલ વંચિત રહી જશે. એ કારણે કે ક્યારેક અમુક સગા-સબંધીઓને તે જ વખતે ભાગ મળે છે, જ્યારે મરનારનું કોઈ સંતાન ન હોય. દત્તક સંતાનને સગા સંતાન માની લેવાની સ્થિતિમાં આવા બધા સગા-સબંધીઓ વારસામાં પોતાના ભાગથી વંચિત થઈ જશે. આમ, દત્તક બિલ સમગ્ર વારસા વહેંચણીની વ્યવસ્થા પર અવળી અસર નાંખશે. આ એક બાજુ કુર્આન-હદીષ પર અત્યાચાર છે, તો બીજી તરફ ખુદ તે માણસ ઉપર પણ અત્યાચાર છે, જેણે દત્તક સંતાનને ઉછેર્યું છે, અને તેની પર પોતાની ધનદૌલત ખર્ચી નાંખી છે, અને તેને એવો સક્ષમ બનાવ્યો કે તે પોતાના પગ પર ઉભા રહી શકે. જો તેના ઈન્તેકાલ પછી તત્કાલ તેનું દત્તક સંતાન તેની આખી જાયદાદ પર કબ્જો જમાવી લે તો એ ભૂંડા પ્રકારની હરકત હશે.

# દત્તક લેવા બાબતે ઈસ્લામી દૃષ્ટિકોણ

[૧] ઈસ્લામી શરીઅત મુજબ સબંધોની સાબિતી ત્રણ રીતે આપવામાં આવે છે :

(ક) બધા જ કુળલક્ષી (નસલી) સબંધો લગ્ન પછી સ્ત્રી-પુરૂષના વિશેષ મિલન થકી અસ્તિત્વમાં આવે છે, જેને સામાન્ય બોલચાલમાં લોહીના સબંધો કહેવામાં આવે છે. માતા-પિતા, દાદા-દાદી, નાના-નાની, કાકા, ફોઈ, મામા, માસી, પુત્ર, પુત્રી, બહેન આ બધા સબંધો સાહજીક રીતે બંધાય છે; અર્થાત્ સ્ત્રી-પુરૂષના હલાલ (વૈદ્ય) સબંધ પછી જ્યારે બાળ ક અવતરે છે, તેનાથી જ દાદા સબંધી (દાદીહાલ) તથા મોસાળ (નાનીહાલ) સબંધી કુટુંબ આકાર લે છે.

(ખ) બીજી સ્થિતિ દૂધના સબંધોની છે. આ સબંધનો આધાર એ વાત પર છે કે, કોઈ બાળક બે વર્ષની ઉંમર થતાં પહેલાં કોઈ સ્ત્રીનું દૂધ પી લે. દૂધ સબંધોનો વ્યાપ લોહીના સબંધ કરતાં ઓછો હોય છે. અને તેની અસર નિકાહ હરામ સુધી સીમિત રહે છે. અર્થાત્ દૂધ પીનાર છોકરો કે છોકરી, દૂધ પિવડાવનાર સ્ત્રી તથા તેના પતિ તથા બન્નેવના માં-બાપ માટે મહરમ બની જતા હોય છે. દૂધ પીનારના અન્ય ભાઈ-બહેનો પર તેની કોઈ અસર નથી થતી, તેમજ આ સબંધનો પ્રભાવ માત્ર એટલો પડે છે કે, પરસ્પર નિકાહ હરામ થઈ જાય છે. દા.ત. દૂધ પીનાર છોકરો, દૂધ પિવડાવનાર, તેની માતા, પુત્રી, બહેન, સાસુ, માસી, ફોઈ સાથે નિકાહ કરી શકતો નથી. આવી જ રીતે દૂધ પીનાર છોકરીનો, દૂધ પિવડાવનારના પતિ, પુત્રો, પિતા, ભાઈ અને દાદા વિગેરે સાથે નિકાહ થઈ શકતા નથી. *(સૂ.નિસા : ૩૪)* દૂધ સબંધના આધારે જીવનનિર્વાહ માટેનો ખર્ચ કે પાલનપોષણની જીમ્મેદારી નથી આવતી. તેમજ આ સબંધના કારણે કોઈ પ્રકારના વાલીપણાં કે ઉછેરનો અધિકાર નથી મળતો.

(ગ) દામ્પત્ય/પતિ-પત્નિનો સબંધ જ એક એવો સબંધ છે, જે માત્ર જીભ વડે યાને ઈજાબ વ કુબૂલ (સાદ-પ્રતિસાદ) વડે આકાર લે છે. આ

સિવાય બીજો કોઈ માન્ય કાનૂની સબંધ માત્ર જીભ વડે બંધાતો નથી.

[૨] કુર્આનપાકમાં સ્પષ્ટપણે કહેવામાં આવ્યું છે કે, કોઈને માતા કહેવાથી તે તેની માતા નથી બની જતી. *[મુજાદિલા : ૨ / અહઝાબ : ૪]* તેમજ કોઈને પુત્ર કહી દેવાથી તે પુત્ર નથી બની જતો. હઝરત ઝૈદ બિન હારિષાને આપ (સલ.)ના પુત્ર તરીકે લોકો બોલાવતા હતા, અલ્લાહપાકે તેની મનાઈ ફરમાવી દીધી. *[અહઝાબ : ૫]*

[૩] હદીષ શરીફમાં પણ આ બાબતે સખત મનાઈ ફરમાવવામાં આવી છે. હદીષ શરીફમાં છે કે, જે માણસ જાણી જોઈને કોઈ અન્યને પિતા કહેશે તો તેની પર જન્નત હરામ છે. અન્ય એક રિવાયતમાં તેને ''કાફિરોનું કાર્ય'' કહેવામાં આવ્યું છે.

જે વખતે સૂરએ અહઝાબની આયત નં. ૫ ઉતરી ત્યારે હઝરત ઝૈદ રદી. સિવાય અન્ય એક-બે સહાબીઓ પણ પોતાના પાલક પિતાના નામથી જાણીતા હતા. જે પૈકી એક હઝરત મિકદાદ હતા. તેમના મૂળ પિતા 'અમ્ર' હતા, પરંતુ અસ્વદ બિન યગૂષે તેમને પુત્ર બનાવ્યા હતા એટલે લોકો તેમને ''મિકદાદ બિન અસ્વદ'' તરીકે બોલાવતા હતા. હઝરત સાલિમ (રદી.) નામી સહાબીને પણ લોકો હઝરત અબૂ હુઝયફા (રદી.)ના પુત્ર તરીકે ઓળખતા હતા. કુર્આને પાકનો આ આદેશ આવ્યા પછી બધાને પોતપોતાના મૂળ પિતાના નામે પોકારવાનું શરૂ કરવામાં આવ્યું.

વાસ્તવમાં કોઈ કોઈને પુત્ર બનાવે તેને પુત્ર કહેવું કે લેનારને પિતા કહેવું ખોટી વાત છે. એટલે તે જૂઠ તથા ધોકેબાજીના ક્ષેત્રમાં આવે છે, બલ્કે આ એવું જૂઠ છે, જે અન્ય જૂઠી વાતોથી વધારે ખરાબ છે.

[૪] કોઈને પુત્ર માની લેવાની બાબત કોઈ સાદી બાબત નથી કે, તેની સાથે માત્ર ઉછેરનો અધિકાર જેવી બાબતો સંકળાયેલી હોય, બલ્કે તેની સાથે કેટલાક આદેશો જોડાયેલા છે.

(ક) પુત્ર પર પોતાના માતા-પિતાની સમગ્ર વંશાવલી હરામ હોય છે. એવી જ રીતે માતા-પિતા ઉપર પુત્ર-પુત્રીની આખી વંશાવલી. પુત્ર કે પુત્રી

માટે માં-બાપ તથા બધા જ પૂર્વજો હરામ હોય છે. અને પૂર્વજો માટે બધા જ સંતાનો (અનુજો) હરામ હોય છે. *[વિગત માટે જુઓ સૂરએ નિસાઅ : ૩૩]*

પાલક માતા-પિતાને જો મૂળ માતા-પિતાનો દરજ્જો આપવામાં આવે તો ઘણા બધા હલાલ સબંધો હરામ થઈ જશે. અને શરીઅતમાં જેમ હરામને હલાલ ઠેરવવાની મનાઈ છે, તેવી જ રીતે હલાલને હરામ કરવાની પણ મનાઈ છે. *[તહરીમ : ૧]*

(ખ) કોઈને દત્તક લેવાથી વારસાઈ કાનૂન ઉપર પણ તેની અસર થાય છે. સંતાનો, માં-બાપના વારસ બને છે, અને માં-બાપ, સંતાનોના ચોક્કસપણે વારસ બને છે. મરનારના માં-બાપ કે સંતાન હયાત હોય તો અન્ય કેટલાક સબંધીઓ વારસાથી વંચિત થઈ જાય છે, કયાં તો તેમનો ભાગ ઓછો થઈ જાય છે. અને કયારેક જે સબંધીઓને નથી મળતું તેઓને માં-બાપ કે ઔલાદના માધ્યમથી મળે છે. દત્તક બાળકને સગુ બાળક સમજી લેવાથી ઉપરોકત બધા વારસા સબંધી આદેશો પર અવળી અસર થશે.

(ગ) તેની અવળી અસર વસિય્યતના કાનૂન ઉપર પણ પડશે. ઈસ્લામમાં "વારસ માટે વસિય્યત જાઈઝ નથી"નો કાનૂન છે. જો દત્તક પુત્રને અસલી પુત્રનો દરજ્જો આપી દેવામાં આવે તો પછી તેના માટે વસિય્યત કરવાની પણ ગુંજાઈશ રહેશે નહીં.

(ઘ) ઈસ્લામમાં "બખ્શિશનો કાનૂન" જે છે, તેમાં એવી જોગવાઈ છે કે કેટલીક શરતો સહિત બખ્શિશ કરનાર પોતાની બખ્શિશ પાછી લઈ શકે છે, તેને "રૂજૂઅ અનિલ હિબા" કહેવામાં આવે છે, પરંતુ એક મહરમે બીજા મહરમ સગાને જો કોઈ વસ્તુ બખ્શિશરૂપે આપી હોય તો તેને પછી લેવાની હદીષમાં મનાઈ છે. *[હિદાયા : ૩/૨૯૦]* દત્તક પુત્રને જો વાસ્તવિક પુત્ર સમજી લેવામાં આવે તો બખ્શિશના ઉકત કાનૂન મુજબ પાછી લેવાની સુવિધા બન્ને પક્ષને નહીં મળશે.

(ચ) આ બાબતનો સબંધ વાલીપણાંના કાનૂન સાથે પણ છે. પિતાને તથા પિતાની ગેરહાજરીમાં પિતા તરફના સગાંને પોતાના સગીર કે પાગલ

સંતાનો બાબતે વાલીપણાંનો અધિકાર મળે છે. *[તુહફતુલ ફુકહા : ૨/૨૨૯]* તે કેટલીક સ્થિતિમાં બાળકની શાદી કરાવી શકે છે, તેનો માલ વાપરી શકે છે. કેટલીક પરિસ્થિતિઓમાં વાલીને પોતાના સંતાનોના નિકાહ માટે દબાણ કરી શકાય એમ છે. તેમજ જ્યારે વાલી છોકરીથી નિકાહની પરવાનગી માંગે અને તે હસી પડે કે ખામોશ રહે તો તેની મૂક સંમતિ માનવામાં આવે છે.

દત્તક પુત્રને અસલી પુત્ર તરીકે દરજ્જો આપવાથી ઉપરોકત બધી જીમ્મેદારીઓ એવા માણસના શીરે આવી પડે છે, અથવા એવા માણસને ઉપરોક્ત સત્તાઓ મળી જાય છે, જે વાસ્તવમાં તેના માટે લાયક નથી.

(છ) તેની વિપરીત અસર ઈસ્લામના ''ઉછેર અધિકારના કાનૂન'' ઉપર પણ પડશે. શરીઅત મુજબ બાળકના ઉછેર બાબતે સર્વપ્રથમ માંને પ્રાધાન્ય આપવામાં આવે છે, પછી નાની, ત્યારપછી દાદી, ત્યારપછી બહેન, ત્યારપછી માસી, ત્યારપછી ફોઈને પ્રાધાન્ય આપવામાં આવશે. *[હિદાયા : ૨/૪૨૪]*

દત્તક પુત્રને વાસ્તવિક પુત્ર સમજવાથી એવા લોકોને તેને ઉછેરવાનો અધિકાર મળી જશે, જેઓ વાસ્તવમાં તેના અધિકારી નથી.

(જ) આ બાબત સાથે ''પર્દાનો કાનૂન'' પણ સંકળાયેલો છે. સ્ત્રી પોતાના મહરમ સબંધીઓ (બાપના પક્ષના હોય કે માતાના પક્ષના હોય) સમક્ષ ખુલ્લા ચહેરે કે ઉઘાડા માથે આવી શકે છે. ગૈર મહરમ સમક્ષ નહીં આવી શકે. *[હિદાયા : ૪/૪૬૧]*

જો દત્તક બાળક પુત્ર છે, તો પુખ્ત વયે પહોંચ્યા પછી દત્તક લેનાર માતા તેનાથી પરદો કરે. તથા પુત્રી છે તો દત્તક લેનાર પિતાથી તે પરદો કરે એ જરૂરી છે. પરંતુ તેને અસલી સંતાન માની લેવાથી તે ખોટી રીતે પરદાના આદેશ હેઠળ નથી આવતો.

(ઝ) ખર્ચ વિગેરેની જવાબદારી પણ સૈધ્ધાંતિક રીતે રિશ્તેદારીના આધારે આવતી હોય છે. પિતા પર પુત્રની સારસંભાળ જરૂરી છે. કેટલીક

સ્થિતિમાં આ જવાબદારી કાકા તથા દાદા ઉપર પણ આવી જાય છે. એવી જ રીતે જો પુત્ર ખર્ચ ઉઠાવવા સક્ષમ બની જાય અને પિતા જરૂરતમંદ હોય તો પુત્ર પર માં-બાપની જવાબદારી છે. ક્યારેક આ જવાબદારી પૌત્ર તથા ભત્રીજાઓ ઉપર પણ આવી પડે છે. આ સાર-સંભાળનું પ્રમાણ જે તે વ્યક્તિના વારસાઈ હકકના પ્રમાણસર રાખવાની રહેશે. *[દુર્રે મુખ્તાર]*

દત્તક પુત્રને સગા પુત્ર જેવો દરજ્જો આપવાથી પુત્રના ખર્ચની જેમની પર મૂળ જવાબદારી હશે, તેઓ તેમાંથી છૂટી જશે. અને જેમની પર વાસ્તવમાં કોઈ જવાબદારી નહીં હશે તેઓ સપડાય જશે. આ શરીઅતના કાનૂનમાં દખલગીરી સમાન છે.

[૫] વિચાર કરો તો આ સબંધે ઈસ્લામી દ્રષ્ટિબિંદુ અત્યંત સાહજીક છે.

માં-બાપ તથા સંતાનોનો સબંધ સ્વભાવિક છે. સંતાનોમાં માં-બાપના સંસ્કારો ઉતરી આવે છે. એવી જ રીતે માં-બાપના દિલમાં સંતાનો પ્રત્યે ગાઢ પ્રેમ જોવા મળે છે. ત્યાં સુધી કે છોરુ કછોરુ થાય તો પણ માવતર કમાવતર નથી થતું. કોઈપણ સંજોગોમાં માં-બાપના દિલમાંથી સંતાનો પ્રત્યેની મુહબ્બત જતી નથી. એ એવો સબંધ છે કે કોઈપણ એક પક્ષ તેને કાપવા ચાહે તો પણ તે કાપી શકતો નથી. મોઢાથી, બોલ વડે જે સબંધ સ્થપાય છે, તે કમજોર હોય છે. તેને બાંધી પણ શકાય છે, અને તોડી પણ શકાય છે.

એટલે માં-બાપ તથા સંતાન જેવો કોઈ સબંધ માત્ર શબ્દો વડે બાંધવો શકય નથી. કુર્આન શરીફ કહે છે કે, સંતાનોની મુહબ્બત અલ્લાહપાક દિલોમાં નાંખે છે. *[તાહા : ૩૯]*

[૬] અત્રે સ્પષ્ટતા કરી લઈએ કે ઈસ્લામ કોઈ મજબૂર ગરીબ કે લાવારીસ બાળકની જવાબદારી ઉપાડવાની મનાઈ નથી કરતો. મનાઈ માત્ર એ વાતે છે કે તેને સંતાન ઠરાવવામાં આવે. સંતાન ઠરાવ્યા વગર મદદ કરવા યોગ્ય બાળકની મદદ કરવાને ઈસ્લામ સારુ કાર્ય સમજે છે. આ સારસંભાળ છતાં તેઓ પોતાના મૂળ પિતાના નામે જ ઓળખાશે. અને તેમના ઉછેરની

જવાબદારી પણ મૂળ પિતાની જ હશે. જેણે દત્તક લીધું હોય તે પોતાની જાયદાદ-સંપત્તિમાંથી પોતાના દત્તક લીધેલા બાળકને બખ્શિશરૂપે કંઈક આપે કે તેના માટે વસિય્યત કરી જાય તો તેની મનાઈ નથી.

જો ઝીણવટપૂર્વક વિચારવામાં આવે તો નિરાધાર બાળકો માટે તે કાનૂન વધારે સહાયક છે. જેને ગાર્જિયનશિપ કહેવામાં આવે છે. કારણ કે કોઈને દત્તક લેવાથી માણસની પોતાની ઔલાદને જ નુકસાન થતું હોય કે તેનો ભાગ ઓછો થઈ જતો હોય તો કોઈપણ બાળકો ધરાવતા માણસને તેનાથી દૂર રહેવામાં સલામતી દેખાશે, પરંતુ જો દત્તક લેવાથી કોઈ નુકસાન નહીં થતુ હશે તો એવા બચરવાળ લોકો પણ આગળ આવશે, જેઓ માનવીય હમદર્દીથી પ્રેરાઈને નિરાધાર બાળકોની સહાય કરવા માંગે છે. એટલે વાસ્તવિકતા એ છે કે, આ કાનૂનનો મકસદ જો નિરાધાર બાળકોની સહાયનો હોય તો દત્તક બનાવવાનો સૂચિત કાનૂન તેમાં અવરોધ સર્જશે. બલ્કે સંતાન- વિહિન દંપતિ પણ જો બાળક દત્તક લેવાનું વિચારશે તો તેમના અન્ય સબંધીઓના દિલમાં પણ ઉક્ત બાળક પ્રત્યે દ્વેશયુકત ભાવના જાગશે. કારણ કે આ બાળક તેમના અધિકારોને ઝૂંટવી લેશે, કયાં તો ઓછા કરી નાંખશે.

[૮] એમ પણ કહેવામાં આવે છે કે, આ એક 'મરજીયાત' કાનૂન છે. આ કાનૂન કોઈને દત્તક લેવા માટે ફરજ નથી પાડતો. એમ જુઓ તો આ વાત બરાબર લાગે છે, પરંતુ પરિણામ જોતાં એવું લાગે છે કે, તે એક બળ જબરીપૂર્વકનો કાનૂન છે.

એ વાત તો બરાબર છે કે દત્તક લેનારે પોતાની મરજીથી બાળક દત્તક લીધું, પરંતુ જો તેની પત્ની દત્તક લેવા માટે રાજી ના હોય તો તેના માટે તો આ જબરદસ્તી જ થઈ જશે ને ? એવી જ રીતે દત્તક લેનારના અન્ય સબંધીઓ (સંતાનો, માં-બાપ વિગેરે જેમનો કોઈ હક્ક તેની સંપત્તિમાં બને છે.) માટે પણ આ કાનૂન મરજીયાત નહીં, ફરજીયાત બની રહેશે. તેઓ તેને સ્વીકારવા માટે મજબૂર થઈ જશે.

[૯] એમ કહેવામાં આવે છે કે, આ કાનૂનનો મકસદ નિરાધાર બાળકોને સહાય કરવાનો છે. પરંતુ દત્તક લેનારાઓમાં બહુ ઓછા લોકોમાં આ ભાવના જોવા મળે છે. દત્તક લેનારાઓમાંથી ઘણાંખરા લોકો એવા હોય છે, જેઓ નિઃસંતાન હોય છે. તેઓ જીવનની આ ખોટ પુરવા કોઈ ઝુંપડપટ્ટી કે અનાથાલયોમાંથી નહીં, પોતાના જ કુટુંબના કે અન્ય ઉંચા કુટુંબના કોઈ બાળકને પસંદ કરે છે. તો અહીં કોઈ નિરાધાર બાળકને આધાર આપવાની નેમ નથી હોતી, બલ્કે પોતાનો ખાલીપો ભરવાની નેમ હોય છે. હિંદુ સમાજમાં દત્તક લેવાના કેસો જોવામાં આવે તો અમારી આ વાતની પુષ્ઠિ થઈ જશે.

બાળકોના ઉછેરની જવાબદારી બાબતે ઈસ્લામે જે વ્યવસ્થા કરી છે, તે જોતાં કોઈ બાળક નિરાધાર કે લાવારીસ અવસ્થામાં રહે એ શકય નથી. ક્યારેક તે વ્યક્તિગત વ્યવસ્થા કરે છે અને કયારેક તે સામૂહિક (સામાજિક કે રાજકીય વ્યવસ્થા પણ) કરે છે. વિગતમાં જઈએ તો જેને સારસંભાળની જરૂર હોય (બાળક હોય કે વૃધ્ધ) તેની સર્વપ્રથમ જવાબદારી તેના પૂર્વજો (બાપ, દાદા, કાકા વિગેરેની છે) એ ના હોય તો પછી અનુજો (પુત્ર, પૌત્ર, દોહિત્ર)ની છે. ઈસ્લામી કાનૂનવિદોએ આ બાબતે ઘણી ઝીણવટપૂર્વક ચર્ચા કરી છે કે કયા સબંધી પછી કયા સબંધીએ ખર્ચ તથા સારસંભાળની જવાબદારી ઉપાડવી જોઈએ. ત્યાં સુધી કે બે સરખા દરજ્જા ધરાવતા બે સબંધી મૌજુદ હોય તો કોની જીમ્મેદારી હશે એની પણ ચર્ચા કરી છે.

*[જુઓ બહરુર્રાઈક : ૪/૩૪૮]*

જો કોઈ બાળકની આગળ-પાછળ કોઈ ન હોય અથવા આગળ પાછળ વાળા તેનો ખર્ચ ઉપાડવા સક્ષમ ન હોય તો મુસ્લિમ શાસન અથવા મુસ્લિમ સમાજ પર તેની સારસંભાળની જવાબદારી આવી જાય છે.

અલ્લાહના રસૂલ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમે ફરમાવ્યું કે, ‘‘જે માણસ સંપત્તિ છોડીને ગયા છે, તો તે તેના વારસો માટે છે. અને જે દેવું મૂકીને કે મોહતાજ લોકોને છોડીને ગયો છે તો તેની જવાબદારી મારી ઉપર છે. અને જેનો કોઈ વાલી નથી, હું તેનો વાલી છું.’’

આપ (સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ)એ આ વાત એક શાસક તરીકે ફરમાવી છે. એટલે આજે પણ મુસ્લિમ શાસનની આ જવાબદારી છે. અને જે જવાબદારી કાનૂની ધોરણે સરકારની હોય છે, તે જવાબદારી નૈતિક ધોરણે સમાજની પણ હોય છે.

ભારતમાં મુસ્લિમ સમાજે તેના માટે બે વ્યવસ્થા કરી છે. એક તો ઘણા નાના-મોટા શહેરોમાં યતીમખાનાઓ-અનાથાલયો મૌજુદ છે. જેમાં યતીમ બાળકોને રહેવાની, ખાવા-પીવાની તથા શિક્ષણ માટેની વ્યવસ્થા હોય છે.

શુધ્ધ દીની શિક્ષણ આપતા મદ્રસાઓમાં પણ આવા નિરાધાર બાળકોની બધી જ જરૂરિયાતો સંતોષાય જાય એવી વ્યવસ્થા હોય છે. જે લોકો નિરાધાર બાળકોની મદદની ભાવના ધરાવે છે તેઓ આવી સંસ્થાઓને દરેક રીતે મદદ કરે છે. એટલે નિરાધાર બાળકોની સમસ્યા મુસ્લિમ સમાજ માટે બહુ ગંભીર સમસ્યા નથી.

## જાતિ પરિવર્તન

આજકાલ ઘણા લોકો જાતિ પરિવર્તન વડે પોતાની અધૂરી જાતિય ઈચ્છા સંતોષવા માંગે છે. આ વલણ દિવસે દિવસે વધતું જઈ રહ્યું છે. આ દુષ્કૃત્યને આધુનિક સાધનોએ એટલું સરળ બનાવી નાંખ્યું છે કે, જો કોઈ માણસ પોતાની જાતિ બદલવા માંગે તો તે આસાનીથી બદલી શકે છે. આ કૃત્ય પ્રકૃતિ વિરૂદ્ધ છે તથા તે ખુદા તઆલાના સર્જનમાં હસ્તક્ષેપ છે. તદુપરાંત જે તે વ્યક્તિ તથા સમાજ માટે બહુ મોટા ખતરારૂપ છે. એટલે આ વિષય પર વિગતે ચર્ચા કરવાની જરૂર છે. જેથી આ મુદ્દાની હકીકત, તેની ખરાબીઓ, સામસામી દલીલોની ન્યાયપૂર્વક સમીક્ષા કરવામાં આવે અને અંતે તેનો શરઈ આદેશ દલીલ સહિત રજૂ કરવામાં આવે.

જાતિ પરિવર્તનની હકીકત એ છે કે, જાતિ પરિવર્તન ઈચ્છતા પુરૂષના લિંગ તથા વૃષણ (પુરૂષની શર્મગાહ)ને કાઢી નાંખી યોનિમાર્ગ (સ્ત્રીની શર્મગાહ) જેવો કાપો કરી દેવામાં આવે છે. અને સ્ત્રૈણ હોર્મોન્સના ઈન્જેકશન મૂકી તેની ચાલ, અવાજ, લઢણ સ્ત્રી જેવા કરી દેવામાં આવે છે, તેમજ જાતિ

પરિવર્તન કરવા ઈચ્છતી સ્ત્રીને પુરૂષના હોર્મોન્સ ધરાવતા ઈન્જેક્શન આપવામાં આવે છે. જેનાથી તેની ચાલ તથા અવાજ પુરૂષો જેવા થઈ જાય છે. શસ્ત્રક્રિયા વડે તેના યોનિમાર્ગને બંધ કરી તેની જગ્યાએ કૃત્રિમ લિંગ બેસાડી દેવામાં આવે છે. એનાથી તે સંભોગ તો કરી શકે છે, પરંતુ તેને વિર્યસ્ખલન નથી થતું તેમજ જાતિ પરિવર્તન થકી સ્ત્રી બનેલો પુરૂષ ગર્ભ ધારણ નથી કરી શકતો.

જાતિ પરિવર્તનની ઉપરોક્ત હકીકત જોતાં જણાય આવે છે કે, તેનાથી કેટલાક બાહ્ય સ્તરના ફેરફાર થાય છે. વાસ્તવિક ધોરણે કોઈ ફેરફાર નથી થતો. મતલબ કે, જે વ્યક્તિ જન્મે પુરૂષ છે, તે પુરૂષ જ રહે છે અને જો તે સ્ત્રી છે, તો સ્ત્રી જ રહે છે, જાતિ પરિવર્તનની શસ્ત્રક્રિયા પછી પણ.

જાતિ પરિવર્તન કરાવવા પાછળ કહેવાતા વિચારકોએ ઘણા બધા કારણો દર્શાવ્યા છે. જે પૈકી સૌથી મજબૂત કારણ તેમણે એ દર્શાવ્યું છે કે, અમુક માણસોની આંતરિક અનુભૂતિ તેમની પોતાની જાતિય ઓળખને નકારે છે. એટલે તેઓ પોતાની જાતિય ઓળખ બદલી નાંખી જાતિય સંતોષ મેળવવા માંગે છે.

પરંતુ વાસ્તવિક્તા એ છે કે, સાચી કેળવણીના અભાવ તથા જાતિય સંતોષ મેળવવા માટે પ્રાકૃતિક રીતોની અવગણનાના લીધે આજે માણસ એવા મુકામે પહોંચી ગયો છે કે, પોતાના અસ્તિત્વને જ બદલવા માટે તૈયાર થઈ ગયો.

વાસ્તવમાં જ્યારે જાતિય સંતોષ મેળવવા માટે પ્રાકૃતિક મર્યાદાઓનો ભંગ કરવામાં આવે છે ત્યારે તેનાથી ઈચ્છાઓ સંતોષાતી નથી, બલ્કે ઈચ્છાઓ વધારે ભડકે છે. જ્યારે સ્ત્રીને પુરતી સમજવામાં નહીં આવી તો વાત પુરૂષો (સજાતીયતા) સુધી પહોંચી. પછી પ્રાણીઓનો વારો આવ્યો અને હવે સ્ત્રીને પુરૂષ તથા પુરૂષને સ્ત્રી બનવાનો શોખ જાગ્યો છે.

અફસોસ એ વાતનો નથી કે દુનિયામાં અમુક લોકો આવું કરી રહ્યા છે, બલ્કે અફસોસ એ વાતનો છે કે, હવે પશ્ચિમગ્રસ્ત કેટલાક કહેવાતા

સંશોધકો જાતિ પરિવર્તનની શસ્ત્રક્રિયાને શરઈ દૃષ્ટિએ જાઈઝ ઠરાવવાની કોશિશ કરી રહ્યા છે.

ઈસ્લામી કાયદાશાસ્ત્રીઓએ એવા માણસને, જેના જાતિસૂચક અંગો પૂરેપૂરા વિકસ્યા ન હોય, એ પરવાનગી જરૂર આપી છે કે, તે શસ્ત્રક્રિયા વડે પોતાના અંગોને પૂર્ણ કરી લે, જેથી તેનું પુરૂષ કે સ્ત્રી હોવું સ્પષ્ટ થઈ જાય. આમાં જાતિ બદલવામાં નથી આવતી, બલ્કે તેની મૂળ જાતિ (લિંગ)ને સ્પષ્ટ કરવામાં આવે છે. આવી શસ્ત્રક્રિયાની શરીઅતે છૂટ આપી છે.

ઈ.સ. ૨૦૦૪ માં કુવૈત ખાતે યોજાયેલી એક સભામાં જાતિ પરિવર્તનની શસ્ત્રક્રિયાને યોગ્ય ઠરાવતો એક અદાલતી ચૂકાદો સંભળાવવામાં આવ્યો. અને તેના માટે દલીલો પણ આપવામાં આવી.

- જાતિ પરિવર્તન કરાવનારો માણસ મજબૂર (વિવશ) હોય છે. તે માનસિક રીતે દબાણમાં હોય છે. ત્યાં સુધી કે તે આત્મહત્યા કરવા માટે પણ તૈયાર થઈ જાય છે. એટલે તેને મઅઝૂર (માનસિક રીતે વિકલાંગ) ઠરાવવામાં આવશે.
- જરૂરિયાતના કારણે પણ આ કાર્ય જાઈઝ હોવું જોઈએ. કારણ કે નિયમ છે કે, જરૂરિયાત નાજાઈઝ બાબતોને જાઈઝ કરી નાંખે છે.
- જાતિ પરિવર્તનની શસ્ત્રક્રિયાનો અન્ય જાતિ સાથે સમરૂપતા ધારણ કરવામાં સમાવેશ નથી થતો. કારણ કે સમરૂપતા ધારણ કરવાનો અર્થ એ છે કે, વસ્ત્રો, આભૂષણો, વાતચીત તથા ચાલવામાં સમરૂપતા અખત્યાર કરવામાં આવે.
- જાતિ પરિવર્તનની શસ્ત્રક્રિયા એ અલ્લાહપાકના સર્જનમાં ફેરફાર કે પરિવર્તન નથી, બલ્કે એ તો દર્દીની સ્થિતિમાં પરિવર્તન છે.
- માનવીની જાતિ એ માત્ર બાહ્ય અંગોનું નામ નથી, બલ્કે અંતરમન તથા બાહ્ય અંગો બન્નેના સંયોજનથી જાતિ આકાર પામે છે.
- શરીઅતના હેતુઓ જોતાં પણ આ કાર્ય જાઈઝ હોવું જોઈએ. કારણ કે શરીઅતમાં દર્દીને ઈલાજ કરાવવા માટેની પરવાનગી આપી છે.

પહેલી દલીલનો જવાબ એ છે કે, જો દરેક ગુનેહગારને “માનસિક દર્દી” સમજી લેવામાં આવે તો કાલે ઉઠીને કોઈ ચોર અથવા હત્યારો પણ એમ કહેશે કે, હું ગુનેહગાર નથી, મેં દબાણમાં આવીને આ કૃત્ય કર્યું છે એટલે મને સજા ન આપો, બલ્કે મારો ઈલાજ કરાવો.

જરૂરિયાત નાજાઈઝ બાબતોને કેટલીક શરતો સહિત જાઈઝ કરી નાંખે છે. પરંતુ અહીં જાતિ પરિવર્તનની કોઈ જરૂરિયાત નથી. કારણ કે તેનાથી જાતિય અસંતોષ ઓછો નથી થતો, બલ્કે તે વધી જાય છે. એ જ કારણે જે લોકો જાતિ પરિવર્તનની શસ્ત્રક્રિયા કરાવે છે, તેઓ પહેલાંથી પણ વધારે પરેશાનીમાં સપડાય છે.

અને જો માની લઈએ કે, સાચે જ જાતિ પરિવર્તન માટે શસ્ત્રક્રિયાની જરૂર છે, તે છતાં દરેક જરૂરત એવી નથી હોતી કે તેના કારણે હરામ કામો હલાલ થઈ જાય. જો બકરું કાઢવામાં ઊંટ પેસી જતું હોય, તો પછી બકરું કાઢવાની પરવાનગી આપવામાં નહીં આવશે. જાતિ પરિવર્તનની શસ્ત્રક્રિયા એવી લાનતભરી પ્રક્રિયા છે કે, જરૂર હોવા છતાં તેની પરવાનગી આપવામાં આવશે નહીં, તેમજ શરીઅતનો એક બીજો પણ નિયમ છે કે, “એક હાનિકારક બાબતને બીજી હાનિકારક બાબત વડે ખત્મ કરવામાં આવશે નહીં.” જો કોઈ માણસને એવું લાગતું હોય કે એના બાહ્ય અંગો તેની અનુભૂતિ સાથે મેળ નથી ખાતા, તો ભલે નથી ખાતા, આ વિરોધાભાસને ખત્મ કરવા માટે જાતિ પરિવર્તનની શસ્ત્રક્રિયાની પરવાનગી આપવામાં નહીં આવે. કારણ કે આ શસ્ત્રક્રિયા પહેલી મુસીબતથી પણ વધારે મોટી મુસીબત છે.

ઈસ્લામી કાયદાશાસ્ત્રીઓએ છણાવટ કરી છે કે, તશબ્બુહ (સમરૂપ ધારણ કરવુ) માત્ર ચાલ-ઢાલ, વસ્ત્રો તથા આભૂષણોમાં નથી, બલ્કે તે એક વિશાળ અર્થ ધરાવે છે. કોઈ પણ એવી બાબત જે સામાન્યપણે પુરૂષની ખાસિયત હોય તે બાબતમાં સ્ત્રીએ પુરૂષ સાથે સમરૂપતા ધારણ નહીં કરવી જોઈએ. અને જે બાબત સ્ત્રીની વિશેષતા સમજવામાં આવતી હોય એવી બાબતોમાં પુરૂષે તેની સાથે સમરૂપતા ધારણ ન કરવી જોઈએ.

એમ કહેવું કે, જાતિ પરિવર્તન ખુદાપાકના સર્જનમાં પરિવર્તન નથી, અત્યંત મૂર્ખતાભરી વાત છે. જ્યારે પુરૂષના ખાસ અંગોના બદલે સ્ત્રીના અંગો બનાવવા કે વિકસાવવામાં આવે અને સ્ત્રીના ખાસ અંગોના બદલે પુરૂષના ખાસ અંગો (ભલે કૃત્રિમ હોય) લગાડવામાં આવે, તો એ ખુદા તઆલાના સર્જનમાં પરિવર્તન નથી તો શું છે ? કુદરતે સ્ત્રી તથા પુરૂષને જુદી જુદી જવાબદારીઓ સોંપી છે. જ્યારે એક વ્યક્તિ જાતિ પરિવર્તન કરે છે, તો જાણે કે પોતાની જવાબદારીઓ પણ બદલી નાંખવાનો પ્રયાસ કરે છે. તો શું આ ખુદાપાકના સર્જનમાં ફેરફાર નથી ?

કોઈ પુરૂષને એમ લાગે કે તે સ્ત્રી છે, અને તેની એ અનુભૂતિના આધાર પર તેને જો સ્ત્રી બનવાની છૂટ આપી દેવામાં આવે, તો કાલે કોઈને એવી અનુભૂતિ થશે કે તે ‘વાનર’ કે ‘ઉંદર’ છે, તો શું તેને વાનર કે ઉંદર બનવાની છૂટ આપી દેવામાં આવશે ? અથવા માની લો કે કોઈ બાળક મૃત અવસ્થામાં જન્મ્યો, તો તેની અનુભૂતિની જાણ તો આપણને થઈ શકતી નથી, તો તેની જાતિ કેવી રીતે નક્કી કરીશું ? વાસ્તવમાં આવી અનુભૂતિ એક મનો રોગ છે. જાતિ પરિવર્તન સિવાય પણ તેના ઘણા ઈલાજો મનોચિકિત્સકો પાસે ઉપલબ્ધ છે. આ રોગનો ઈલાજ માનસ પરિવર્તન છે, જાતિ પરિવર્તન નહીં.

જાતિ પરિવર્તનની શસ્ત્રક્રિયા કોઈ બીમારીનો ઉપચાર નથી. તે ખુદ એક બહુ મોટી બીમારી છે. અને જો આવા માણસને દર્દી સમજી લેવામાં આવે તો વ્યભિચારી તથા શરાબી પણ મનોરોગી જ હોય છે. તેમના ઉપચાર માટે પણ શરાબને જાઈઝ ઠરાવવુ જોઈએ.

સારાંશ કે, જાતિ પરિવર્તન એ કોઈ બીમારીનો ઈલાજ નથી, બલ્કે તે પ્રકૃતિનો માર્ગ છોડી દઈ વિકૃતિના માર્ગે જઈ પોતાની જાતિય ઈચ્છાઓ પૂરી કરવાની એક નવી રીત છે. જે એક ગુમરાહી છે તથા શરીઅતના મુકાબલે દુર્બુદ્ધિને પ્રાધાન્ય આપવા જેવું ખરાબ કૃત્ય છે.

જાતિ પરિવર્તનની શસ્ત્રક્રિયા નાજાઈઝ છે. તેની એક દલીલ એ છે કે,

આ અલ્લાહ તઆલાના સર્જનમાં હસ્તક્ષેપ છે. કુર્આને શયતાનના મોઢેથી નીકળેલી એક વાત નોંધી છે કે, હું તેઓને ચોક્કસ ગુમરાહ કરીશ અને હું તેઓને ચોક્કસ જ આશાઓ બંધાવીશ અને હું ચોક્કસ જ તેઓને (અર્થાત્ માનવજાતને) ખરાબ પ્રેરણા આપીશ. તો તેઓ જાનવરના કાન કાપશે, પછી તેઓ અલ્લાહપાકના સર્જનમાં પરિવર્તન કરશે અને આમ કરી જે શયતાનને મિત્ર બનાવશે (અલ્લાહપાકને છોડી), તો તે સ્પષ્ટપણે નુકસાન ઉઠાવશે.

બીજી દલીલ એ છે કે, આ સ્ત્રી-પુરૂષનું એકબીજા સાથે સમરૂપતા ધારણ કરવું છે, જે ખુદાઈ ફિટકારનું કારણ છે. અલ્લાહ તઆલાના રસૂલ (સલ.)એ સ્ત્રી-પુરૂષ પર ફિટકાર વરસાવી છે, જે વિજાતિય પાત્ર સાથે સમરૂપતા ધારણ કરે.

જાતિ પરિવર્તનની શસ્ત્રક્રિયા એ શરીરની કાપકૂપ છે અને ઈસ્લામે તો શત્રુના શરીરની (યુદ્ધ વેળા) કાપ-કૂપની પણ મનાઈ ફરમાવી છે. તો પોતાના શરીરની કાપકૂપ એ કેવી રીતે જાઈઝ હોય શકે ?

જાતિ પરિવર્તન દ્વારા માનવજાતિનું નિકંદન નીકળી શકે છે. અને એવું કોઈ પણ કાર્ય જે પ્રકૃતિ કે માનવજાતિના નિકંદનમાં પરિણમે, તે હરામ છે.

શરીઅતની મનાઈ છતાં કોઈ જાતિ પરિવર્તન કરાવી લે, તો દારૂલ ઉલૂમ દેવબંદ તથા જામિઅહ કાસિમિય્યહ મદ્રસા શાહી મુરાદાબાદના ફતાવા વિભાગે આપેલ ફતવા મુજબ જાતિ પરિવર્તન પછી જે માણસમાં જે જાતિના ચિહ્નો વધારે પડતાં જોવા મળે તેના મુજબ તેની સાથે વર્તાવ કરવામાં આવશે. જો પુરૂષના ચિહ્નો વધારે દેખાશે, તો તેને પુરૂષ સમજી વર્તાવ કરવામાં આવશે અને જો એવી પરિસ્થિતિ આકાર પામે કે જાતિ પરિવર્તન કરાવ્યા પછી તે સ્ત્રી છે કે પુરૂષ એ નિર્ણય કરવું મુશ્કેલ થઈ પડે, તો તેની સાથે 'ખુન્ષા મુશકિલ' (એવો વ્યંઢળ કે જેની જાતિ નક્કી કરવી મુશ્કેલ હોય) જેવો વ્યવહાર કરવામાં આવશે. તેને નમાઝની સફમાં ન પુરૂષો સાથે ઉભા રાખવામાં આવશે, ન સ્ત્રીઓ સાથે. બલ્કે તેને બાળકોની પાછળ અને સ્ત્રીઓથી આગળની સફમાં ઉભા રાખવામાં આવશે.